# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

પ્રેમાનંદની પ્રસાદી માત્ર પ્રેમાનંદનાં કાવ્યો તથા નાટકની પ્રસાદી છે. ૧૯ મી સદીમાં ગુજરાતી વાચનમાં સાહિત્યમાં પુષ્કળ વધારો થયો છે. વીસમી સદીમાં એ વધારો મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ગુજરાતીનો વિષય આપણી શારદાપીઠે દાખલ કર્યાથી વિશેષતર થયો છે. એથી કરીને વિદ્યાર્થીયોગ્ય પુષ્કળ પુસ્તકો જુદા જુદા પ્રસિદ્ધકર્તા તરફથી પ્રસિદ્ધ થયાં છે. આ પુસ્તકે તે યાદીમાં વધારો કર્યો છે. અત્યાર સુધીમાં વિદ્યાર્થીયોગ્ય જે પુસ્તકો તૈયાર થયાં છે તે તમામની પદ્ધતિ એક જાતની હોઇ વિવિધતાને ખાતર એકજ કવિની રસિકતાવાળું અને વિદ્યાર્થીને ગમ્મત સાથે જ્ઞાન મળે એવા કાવ્યોના ફકરાઓવાળું નવીન પદ્ધતિનું પુસ્તક આપવાનું કારણ આની પ્રસિદ્ધિ છે. વળી અંગ્રેજી કવિ વર્ડ્ઝવર્થ, શેલિ આદિ કવિઓના અનુવાદવાળાં સ્વાનુભવરસિક કવિતાના ફકરા સમજવા, તથા તેમાં લીન થઇ તેમાંનો ભાવ ગ્રહણ કરવો એ એવી નાની ઉમરના બાળકોને માટે વધારે પડતું ગણાય. આ બાબતનો ઘણા શિક્ષકોને અનુભવ થયો જ હશે. સર્વાનુભવરસિકકવિતા બાળકોને સમજવી કે યાદ રાખવી મુશ્કેલ નથી, તેથી પ્રેમાનંદ જેવા ઉત્તમ સર્વાનુભવ રસિક કવિના ઉત્તમોત્તમ ગ્રંથોમાંથી લોકપ્રીય અને બોધક ફકરાઓ આપ્યા હોય તો બાળકોના જ્ઞાનમા વધારો થાય. આ વિચારને કેટલાક વિદ્વાન અને શિક્ષક વર્ગ તરફથી પુષ્ટિ મળ્યાથી આ પુસ્તકનો જન્મ થયો છે.

પ્રેમાનંદની પ્રસાદીમાં ગદ્ય અને પદ્ય બન્ને છે. એનું ગદ્ય તે પ્રાચીન કાવ્યમાળાના યોજકો તરફથી પ્રસિદ્ધ થયેલાં ત્રણ નાટકો છે. એ નાટકો કવિનાં પોતાનાંજ લખેલાં છે કે કેમ તે વિષે શંકા છે. પરંતુ

જ્યાં સુધી તે કૃતિના નથી એમ સાક્ષરો સિદ્ધ કરે નહિ ત્યાં સુધી તે પ્રેમાનંદની જ કૃતિનાં છે એમ માની તેને આમાં સ્થાન આપ્યું છે.

વસંતપંચમી,
વિક્રમાર્ક ૧૯૬૭. } ભાનુ નિ. મહેતા.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

પ્રેમાનંદની પ્રસાદી સને ૧૯૧૧ માં પ્રસિદ્ધ થયા પછી ગૂજરાતના વિદ્વાનોએ તથા સાક્ષરોએ તેને માટે ઉચ્ચ અભિપ્રાય આપ્યા હતા, તથા શાળાઓમાં તે પાઠ્ય પુસ્તક તરીકે સ્વીકારાયાથી એક જ વર્ષમાં તેની સર્વ પ્રતો ખપી ગઇ હતી. તથા એની માગણી થયા કરતી હતી એથી જ એ પુસ્તકની લોકપ્રિયતા સાબીત થાય છે. એ માટે એ સર્વ ગૃહસ્થોનો હું આભાર માનું છું. એથી ઉત્તેજીત થઇ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનો વિચાર કરતો હતો, પણ કેટલાંક અનિવાર્ય કારણો એવાં આવી પડયાં કે એ કામ હાથ પર લેતાં જરા વિલંબ થયો. એવામાં યાદવાસ્થળી જાગતાં કાગળ વગેરેના ભાવ વધી પડતા એ યુદ્ધ બંધ થયે કાગળ વગેરેનો ભાવ સુધર્યા પછી જ તે પ્રગટ કરવાનો વિચાર રાખ્યો હતો, પરંતુ વડોદરા રાજ્યના મેહેરબાન વિદ્યાધિકારી સાહેબે એ પુસ્તકને હાઇસ્કૂલના ધોરણોમાં ગૂજરાતીના પાઠ્ય પુસ્તક તરીકે રાખવા આજ્ઞાપત્રિકામાં હુકમ પ્રસિદ્ધ કર્યો તેથી આવા મોંઘવારીના સમયમાં પણ એને પ્રસિદ્ધિમાં મુકવાની હિમ્મત કરી છે તે માત્ર રા. મોહનલાલ ચુનીલાલ કોઠારીના સહકાર્યને લીધે જ છે.

બીજી આવૃત્તિ વખતે સુધારો વધારો કરવા ગૂજરાતના વિદ્વાનો

તરફથી સૂચના થઈ હતી તે પ્રમાણે આ આવૃત્તિમાં સુધારો વધારો કરવામાં આવ્યો છે, એથી આશા છે કે શાળાઓના શિક્ષકોને તે અનુકૂળ થશે. એ પુસ્તક હાઇસ્કૂલના ચોથા, પાંચમા અને છઠ્ઠા ધોરણમાં ચલાવી શકાય એવી એમાં ગોઠવણ રાખી છે. તથા એક જ પુસ્તકમાં પદ્ય અને ગદ્ય બન્ને હોવાથી બે જુદી જુદી ચોપડીઓનો ખર્ચ બાળકોના શિર ઉપરથી ઓછો થાય છે, એ મોટો લાભ છે.

આ આવૃત્તિ ઉતાવળે છપાયલી હોવાથી તેમાં ઘણી ભૂલો રહી જવા પામી હશે, તો તે સુધારીને વાંચવા સર્વને વિનતિ છે.

રામનવમી,
વિક્રમાર્ક ૧૯૭૪, } ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.

# અનુક્રમણિકા

સુદામાચરિત્ર.



માંધાતા આખ્યાન.



ઓખાહરણ.



નળાખ્યાન.



મદાલસા આખ્યાન.



મહેતાનું મામેરૂં.



અભિમન્યુ આખ્યાન

ગુજરાતના સુપ્રસિદ્ધ, મનોહર, રસિક અને મધુર કવિ પ્રેમાનંદનું નામ લગભગ દરેક સ્ત્રીપુરૂષે સાંભળ્યું હશે. કેટલાંકે તેની મધુરી વાણીનું પાન પણ કર્યું હશે. કેટલાકની રગેરગમાં ને નસેનસમાં તેનું લોહી સતત વહેતું રહ્યું હશે. જ્યાં સુધી ગુર્જરગિરા મૃત્યુ પામતી સંસ્કૃત ભાષા જેવી સંવૃદ્ધ થાય નહિ તથા તે દેવગિરા જેવી સાહિત્યમાં ભરચક બને નહિ ત્યાં સુધી માથે પાઘડી નહિ પહેરવાની ભીષ્મ પ્રતિજ્ઞા કરવાવાળા ગુજરાતી ભાષાના ભીષ્મપિતામહ પ્રેમાનંદ કવિની શક્તિનું, તથા તેણે જે સાહિત્ય આપણને વારસામાં આપ્યું છે, તેનું નિરીક્ષણ કરવું એ તો આવડા નાના પુસ્તકને માથા કરતાં મણિયો મોટો પહેરાવ્યા જેવું થાય.

કવિ પ્રેમાનંદ પ્રાસાદિક કવિ હતો. પ્રેમાનંદની પ્રસાદી પ્રેમની અને આનંદની પ્રસાદી છે. ગુજરાતી ભાષા ખીલવવાને કવિએ ભગીરથ પ્રયત્ન કર્યો હતો તે એ કવિનું ચરિત્ર વાચવાથી સમજાશે આવી પ્રતિજ્ઞા કરવાવાળો પુરુષ કોણ હશે, તે જાણવાની સ્વાભાવિક ઇચ્છા થાય. એનાં ચરિત્ર તથા કાવ્યો વિષે કવિ નર્મદ, રા. રા. કાંટાવાળા, ધ્રુવ, ત્રિપાઠી વગેરે અનેક વિદ્વાનો તથા લેખકોએ જુદે જુદે વખતે લેખો લખ્યા છે, ભાષણો આપ્યાં છે, અને વાદ કીધો છે, તેથી એ સંબંધમાં વિશેષ કહેવા જેવું રહેતું નથી, તથાપિ આ પુસ્તકમાં તે કોણ હતો, કયાં જન્મ્યો હતો, તેને કાવ્યશક્તિ કેવી રીતે પ્રાપ્ત થઇ, તેણે કેવી સ્થિતિ ભોગવી, તેણે કેટલાં ને કેવાં રસવાળાં પુસ્તકો રચ્યાં એ વગેરે વિષે થોડું ઘણું જાણવું જોઇએ.

કવિનો જન્મકાળ તેનાં અનેક પુસ્તકોની અંતે આપેલા સંવત

ઉપરથી આપણે અટકળી શકીએ છીએ. તે આશરે સંવત ૧૬૯૨ મા વડોદરામાં જન્મ્યો હતો, અને તેનું મૃત્યુ આશરે સંવત ૧૭૯૦ માં થયું હતું, એટલે લગભગ સો વર્ષનું આયુષ્ય ભોગવવાને તે ભાગ્યશાળી થયો હતો. આ પ્રમાણે તેણે અઢારમા સૈકાનું કવિરાજ્ય ભોગવ્યું હતું.

ઇતિહાસ દૃષ્ટિથી જોઇએ તો આ વખત હિંદુસ્તાનને માથે અંધાધુનીનો હતો. મોગલાઈ સામ્રાજ્યની ચડતીની ટોચ, ઔરંગઝેબ પાદશાહનો અમલ, મરાઠા સરદાર શિવાજી અને મોગલ શહેનશાહ સાથેની લડાઇ, મગદાની લૂટફાટ, મોગલોની પડતી, અને ગુજરાતમાં ઉથલપાથલ વગેરેને લીવે કાવ્યકારોને ઘણું સેવવું પડેલું હોવું જોઇએ.

પ્રેમાનંદના સમકાલીન કવિઓમાં શામળદાસ મુખ્ય છે. એ બે કવિ વચ્ચેનો ઝઘડો એમનાં કાવ્યો વાચ્યાથી માલમ પડે છે. આ પ્રમાણે એક તરફથી રાજાઓ વચ્ચે રણયજ્ઞ થતા હતા, ત્યારે બીજી તરફથી બે કવિઓ વચ્ચે વાગ્યુદ્ધ થતાં હતાં. દેશની અંધાધુનીના સમયમાં દરેકનાં મન અસ્થિર હોય જ અને તે વખતે ગ્રંથ ઉપર ગ્રંથ રચવા એ થોડાથી જ બની શકે. પણ આ બે કવિઓએ એક બીજાની સરસાઇમાં એક ઉપર એક પુસ્તકો, આખ્યાનો કે વાર્તાઓ જે કહો તે, વાણીરૂપી નદીના સતત પ્રવાહમાં રેલ્યાં છે, ને તેમાં આપણે આજે ડુબકીઓ મારીએ છીએ. એ ઝઘડાએ ગુજરાતી ભાષાને ઘણો જ લાભ કીધો છે એમ કહ્યા વિના ચાલે એમ નથી.

પ્રેમાનંદ કવિ જ્ઞાતે ચોવીશા બ્રાહ્મણ હતો. એ ચોવીશા બ્રાહ્મણની ઉત્પત્તિ નાદોરામાથી છે. કવિ દલપતરામે તેની જ્ઞાતિ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણની કહી છે, પણ કવિએ પોતે જ ઘણે ઠેકાણે 'ચતુર્વિંશી જ્ઞાતે બ્રાહ્મણ' કહ્યું છે. કવિના પિતાનું નામ કૃષ્ણરામ હતું તે ન્હાનપણમાં ગુજરી ગયા હતા. મા પણ થોડો કાળ જીવી મૃત્યુ

પામી હતી. તેથી કવિ જાતે અને જીવે એકલો થયો હતો, અને કદાપિ તે કારણને લીધે તે માસીને ઘેર ઉછરી મોટો થયો હશે. કવિમાં કવિત્વ-શક્તિ જન્મથી નહોતી એમ કેટલાકનું કહેવું છે. એ બાબત કવિ નર્મદે કવિ ચરિત્રમાં લખ્યું છે કે " ચૌદ પંદર વર્ષ સુધી કવિ મૂર્ખ અને જડભરત હતો, કામનાથ તથા બહુચરાજીનાં દહેરાં છે તે એની વચ્ચે એક મકાનમાં કોઇ સિદ્ધ આવી રહ્યો હતો તેની પાસે તે રોજ જતો, તથા સેવા કરતો ને બાજીનો વખત ગામમાં રખડયાં કરતો. એક દિવસ સિદ્ધે કહ્યું કે હું કાલે અહિંથી જનારો છું. માટે તું સ્હવારમાં વ્હેલો આવજે. પ્રેમાનંદને જતાં મોડું થયેલું ને સિદ્ધ ચાલતો થયેલો, પણ પછી તે લોકને પૂછતો ને દોડતો થોડેક ગયો એટલે સિદ્ધ મળ્યો. પ્રેમાનંદ ગગળી ગયેલા જેવો પગે પડયો, ને સિદ્ધે કહ્યું કે જા તું પ્રાકૃત-માં કાવ્ય કરવાને સમર્થ થઇશ, વહેલો આવ્યો હોત તો સંસ્કૃતમાં કરવાને સમર્થ થાત. એ રીતે પ્રસાદ લઇને ઘેર આવ્યો ને પછી કાવ્ય કરતો થયો. " વળી એક બીજી દંતકથા એવી છે અને તેને ફક્કડ કવિ વલ્લભનાં કાવ્યથી પુષ્ટિ પણ મળે છે કે રામચરણ હરિહર નામે કોઇ સારો વિદ્વાન રામનાથના દેવળમાં ઉતર્યો હતો. તેની પાસે પ્રેમાનંદ જતો આવતો હતો. એ વખતે કવિની ઉમર ચૌદ પંદર વર્ષની હતી. કવિ બુદ્ધિશાળી છે એવું સાધુને જણાયાથી એણે કવિને સાથે આવવા કહ્યું. એથી તે લાગલો જ કોઇને કહ્યા કહાવ્યા વિના સાધુની સાથે ગયો, અને કેટલાંક વર્ષ તેની સાથે દેશપરદેશ મુસાફરીમાં રખડયો. એ અરસામાં તેને કવિત્વશક્તિ પ્રાપ્ત થઇ હોય એમ સંભવે છે. કવિ વલ્લભની એ સંબંધની ઉક્તિ વાંચવા યોગ્ય છે.

એવે મળી આવ્યા સિદ્ધ પૃથ્વીમાં પ્રસિદ્ધ પૂરા;<br>
નમી પૂછયું તેમને મેં, ભલો ત્યારે ભાવિયો.<br>
નિષ્કલંકી ભાષા કોઇ, બતાવીયે નરવર !<br>
પૂજક હું થાઉં તેનો, બ્યગ્ર-મન અતિ છું. '

જોઉં જેમાં તેમા દોષ, ગિરવાણુ શુદ્ધ ભાણું;
ન કરવાનું 'નિહાળું', મૂઢ મારી 'મતિ છે.
ધનવંત જોઇ પૂરોધન, અર્પવા જવું તે;
હાંસી વિશ્વ મધ્ય થાય, રાઢ એમાં ?નિ છે ?
ગિરવાણુ જેવી નહિ, ઉતરતી એના થકી;
એક પગથીઉં માત્ર, ગૂઢ કેવી ગતિ છે.
યોગીરાજ ઇશ્વર શ્રા, વદ્યા વેણ ત્યારે તર્ત;
અસ્થા કઇ જાત તારી ? પૂછ્યું એમ તેમણે.
મેં કહ્યું કે ગુજરાતી, મૂલ્યવાળો શુંશાં વિષે;
શુદ્ધ ભાષા જેથી મારે, મૂલ્ય કર્યું એમણે.
ઉમ્બર મૂકી અને તું ડુંગર પૂજે કેમ ?
ગોદમાંનો સુત ભૂલે, જાણ્યું નહિ જેહણે.
તારી ભાષા છેજ. તેવી, જાણ્યું નવ તેં જરૂર;
વિચારી જો વાર વાર, ગુણથી ઘટે ગણ્યે ?
કોમળતા કમળથી અધિક દેખાય એમા;
મધુસુધા મિષ્ટપણે, હારી હારી જાય છે.
અમલતા એના જેવી, નથી કોઇ ભાષા મધ્ય;
પ્રાચીનપણું તો એનું, મોટેરું મનાય છે.
નવરસની નાયકા, સુખદાયકા છે સિદ્ધ,
જાણે નહિ તેહ એના ખોટા ગુણ ગાય છે.
ગુર્જરગિરાની તુલ્ય ઉર્વીમાં નથી;
સર્વગુણ સંપન્ન છે; ઉચ્ચાર રસાળ શો ?
એમ સમજાવી મને સારે પંથે વાળ્યો સિદ્ધ;
અનુભવે ખરૂં લાગ્યું; ટળ્યો ન્હાના બાળ શો.

આ દંતકથા હોય કે સાચી વાત હોય, ગમે તે હોય, પણ પ્રેમાનંદ સંસ્કારી હોવો જોઇએ. આવી દંતકથાઓ આપણા ઘણાખરા

સારા કવિઓ માટે ચાલે છે. આદિ કવિ નરસિંહ અને પ્રેમી અને દર્દી કવિ દયારામ જેમણે ભાષાને અનેક શણગારોથી શણુગારી છે તેમને માટે પણ છે. એમાં એવું બને છે કે સંસ્કાર જન્મથી હોય, પણ તેને અમુક સાધન કે સિંચનની જરૂર હોય તે સાધન કે સિંચન જ્યાં સુધી મળે નહિ ત્યાં સુધી તેમાંથી બળવાન વૃક્ષ ઉદ્‌ભવે નહિ. એવું જ કાંઇ ગુજરાતી કવિઓની બાબતમાં બન્યું છે.

પ્રેમાનંદ કવિનો જન્મ વડોદરામાં થયો હતો, ને તેનાં ઘરબાર પણ ત્યાં જ હતા. રહેણાક વડોદરાની પણ આખો જન્મારો તેણે ત્યાં ગાળ્યો નહોતો. એનાં કાવ્યો ઉપરથી જણાય છે કે તેની રહેણાકનાં ત્રણ મુખ્ય સ્થળ હતા; વડોદરા, સુરત અને નંદરબાર. સુરત અને નંદરબાર રહેવાનું મુખ્ય કારણ એવું જણાય છે કે તે કોઇ શેઠીયાને ત્યાં નોકર રહ્યો હશે, ને તેની પેઢી સુરત, અને નંદરબાર હોવાથી એને તે બે સ્થળે જવા આવવાનું થયું હશે. તે વખતમાં સુરત મોટું વેપારનું મથક હતું, તેથી આ પ્રમાણે હોવાનો સંભવ હોય પણ ખરો. નંદરબાર રહેવાનું કારણ કેટલાકના કહેવા પ્રમાણે ત્યાંના ઠાકોરનો તેને આશ્રય હતો તેને લીધે હતું. પરંતુ એટલું તો ખરૂં કે કવિએ એ બે શહેરોમાં રહી ઘણી કવિતા રચી છે, ને ગાઇ છે. એટલુંએ સિદ્ધ છે કે આ સ્થળોમાં પ્રેમાનંદ રચિત પુસ્તકોના વાંચનનો શોખ વંશપરંપરાથી ઉતરી આવ્યો છે.

પ્રેમાનંદ કવિ મુખ્યત્વે કરીને કથા કરતો હતો. તેથી તે કથાભટને નામે ઓળખાયો છે. એક વખતે સરકારવાડામાં તેને અને એક બીજા કથાકરને જગ્યાની બાબતમાં કજીયો થયો. એ વખતથી તે ગુજરાતીમાં કથા કરવા લાગ્યો એવું ઘણાનું કહેવું છે. જ્યારથી તે ગુજરાતીમાં કથા કહેવા લાગ્યો ત્યારથી તેની રોજી વધી હતી. એનું કારણ સમજવું મુશ્કેલ નથી. સામાન્ય જનસમાજ સુશિક્ષિત હોતો

નથી, તેથી તેને સ્વભાષામાં, અને તેમા વળી જનસ્વભાવનાં ચિત્રો-વાળી કથામા જેટલો રસ પડે તેટલો સંસ્કૃત ભાષામા પડે નહિ. આ સ્પર્ધામાં તે માણભટ્ટ થયો. ગુજરાતમાં આવા માણભટો

વૈશંપાયન એણી પેર બોલ્યા, સુણ જનમેજય રાય
વિસ્તારી તુજને સંભળાવું, ભારતનો મહિમાય

ના સૂર સાથે માણ ઉપરના છવિંટિયાનો ધ્વનિ ઘેલી ગુજરાતને એક ચક્રાવે ચડાવતો. એ માણભટ્ટોની શક્તિ, વાક્ચાતુરી, કાર્યદક્ષતા આદિ પ્રશંસનીય છે. માણભટો સંખ્યાબંધ ટોળાને પોતાની માણેથી 'વશ' કરી શકયા છે. એ માણ જ તેમની આજીવિકાનું સાધન હોય છે. તેટલા માટે આપણો મોટો માણભટ્ટ પ્રેમાનંદ કથા કરવાને માટે જુદે જુદે સ્થળે ભટકયો હોય એ પણ સંભવિત છે. ત્યારે શું કવિ પ્રેમાનંદ માત્ર માણભટ્ટના નામને પાત્ર હતો? નહીં જ. તે એક પ્રાસાદિક કવિ હતો. તેની કવિત્વશક્તિ એનાં બધાં કાવ્યોમાં પદે પદે જણાય છે. તેનાં પદો આજે વાંચ્યાથી આપણાં રૂવાડાં ઉભાં થાય છે તો જે વખતે આ મહાન્ કવિ લોકોને કથાના પ્રસંગનો શૂર ચડાવવા આવેશમાં આવી જઈ અર્ધો ઉછળ્યો હશે તે વખતે આ કથાભટની વાણીસુધા પીવાને તેઓ કેવા ભાગ્યશાળી થયા હશે? કવિની વર્ણનશક્તિ અગાધ હતી. તેણે, વન, યુદ્ધ આદિ બીજું જે કંઇ વર્ણવ્યું છે તે પરથી આપણે કહી શકીએ છીએ કે ચિતારો ચિત્ર ચીતરીને આંખ આગળ વસ્તુ ખડી કરી શકે છે, પણ એણે તો કેવળ એના વર્ણનમા બધા પટો આણ્યા છે. આથી કરીને કવિની કવિતા સામાન્યવર્ગને ઘણી અનુકૂળ થઇ છે. સામાન્ય રીતે ઘણાને અનુભવ થયેલા વિષયો જ તેણે પસંદ કીધા છે, કારણ એનું શ્રોતાજન સામાન્ય વર્ગનું હતું. વસ્તુ પૌરાણિક કથામાથી લેઈ પોતાની ઇશ્વરદત્ત વાક્ચાતુર્યથી એવી ઘટાવી આભૂષિત કરી છે કે તેને આપણે ગુજરાતના એક ઉત્તમ

કવિની ગણનામાં ગણીએ છીએ. 'કવિતાની ખૂબી જ કથા પ્રસંગમાં રહેલી છે. એથી જ આપણને અંગ્રેજી કવિ શેક્સપિયરની આબેહૂબ ચિત્રકારની શક્તિ જેવી શક્તિ પ્રેમાનંદમાં જોયાથી એને ગુજરાતનો શેક્સપિયર કહેવાનું મન થાય છે.

એક તરફથી કવિને કથાનો પ્રસંગ, અને બીજી તરફથી કવિ સામળ સાથેની સ્પર્ધા એ બેને લીધે તેને એક મંડળ સ્થાપવું પડયું. તે ટોળીમાં આશરે ૧૦૦ માણસો હતાં, પણ એ સોમાં બાવન મુખ્ય હતાં. કવિના એ બાવન વીરો વિષેની કવિ વલ્લભની નીચલી ઉક્તિ વાંચવા યોગ્ય છે.

છે નવ દાસ અને ભઇ ચારજ, રત્ન ભલા દશ શિષ્ય કહાવે;
છે ભટ્ટ રાશ અને બઇ બારજ, રત્ન મળાં કય વિશ્વ વહાવે;
છે વીર પંચજ, છ ગણિયે ત્રણ, નંદ ચતગનું નામ સુહાવે;
છે વીર વલ્લભ, શે ભણિયે ગણ ? એકજ પ્રેમનું નામ પુહાવે.

આ ઉપરથી જણાય છે કે એ મંડળ સ્ત્રીપુરૂષ બન્નેનું હતું. કવિને વધારે આનંદની વાત તો એ થઇ હતી કે તેના સમાગમને લીધે તેમાંનાં કેટલાંક કવિ અને કવયિત્રી થયાં. આ પ્રમાણે કવિએ જે રથી અને મહારથી ઉત્પન્ન કીના તેમાં નિરંકુશ રથી અને મહારથી વીરજી અને વલ્લભ મુખ્ય હતા. રા. ધ્રુવના શબ્દોમાં કહીએ તો " એ પૈકી જેમની કૃતિ પ્રકાશમાં આવી છે એવા તો ગાયક વીરજી, સહવાસી હરિદાસ, પ્રસ.દ.કવિ દ્વારકાદાસ, અનુવાદકવિ રત્નેશ્વર, નિરંકુશકવિ વલ્લભ અને સાદો સુંદર એ ૭ જ છે."

કવિના મંડળના મહારથીઓએ ગુજરાતીમાં જે સાહિત્ય ઉત્પન્ન કીધું તે પહેલાં ગુજરાતી ભાષાની સ્થિતિ કેવી હતી તે પણ વિચારવા યોગ્ય છે. અત્રે ગુજરાતી ભાષાની વંશાવળી આપવાનો પ્રસંગ નથી,

પ્રયાસ નથી, તેમ આશયે નથી. આપણી પાસે ગુજરાતીનું જે સાહિત્ય છે તે જોતાં એનો આરંભ કવિ નરસિંહથી ગણી શકીએ. તેટલા માટે કવિ નરસિંહ મહેતાને લોકો ગુજરાતી ભાષાનો પિતા કહે છે. એ કવિ સંવત ૧૪૦૦ ના સૈકામાં થઇ ગયો છે. એ હિસાબે ગુજરાતી ભાષાનો ઇતિહાસ માત્ર પાંચસો વર્ષનો કહેવાય. પરંતુ તેમ નથી. ગુજરાતની ગાદી અણુહિલવાડપાટણમા હતી તે વખતે પણ ત્યાંના રાજાઓના આશ્રય તળે કવિઓ હતા. તેમણે પણ કાવ્યો રચેલાં જણવામાં છે. પરંતુ તે કાવ્યોની શૈલીમાં ને હાલની શૈલીમાં ઘણો તફાવત માલમ પડે છે. લોકોની સામાન્ય ભાષા જેમ જેમ વધારે બોલાતી ગઇ તેમ તેમ સંસ્કૃત ઘસાતી ગઈ, અને અંતે પરિણામ એ આવ્યું કે સંસ્કૃત અપભ્રષ્ટ થઇ, અને તેને સ્થાને તેમાથી માગધી, પ્રાકૃત કે અપભ્રંશ ભાષા ઉત્પન્ન થઇ. એ અપભ્રંશ ભાષા સામાન્ય વર્ગની થતાં તેણે અસલી ગુજરાતીનું સ્વરૂપ પકડયું. આવી ટુંક રૂપરેષા ભાષાને માટે લેઇએ તો બહુ બાધ આવે તેમ નથી. કવિ નરસિંહના સમયના વીસનગરા નાગર કવિ પદ્મનાભના કાવ્યનું દૃષ્ટાન્ત અત્રે લઇએ તો તે વખતે ગુજરાતી ભાષાનું કેવું સ્વરૂપ હતું તેનો ખ્યાલ આવે.

तिणि अवसरि गूजरधर राय, करणदेव नामि बोलाय ।
तिणि अवगणिउ माधवबंभ, तांहि लगइ विग्रह आरंभ ॥
रीसाड्यु मूलगु परधान, करी प्रतिज्ञा नीस्युं धान ।
गूजरातिनूं भोजन करउं, तु तरकाणूं आणूं वरउं ॥*

---

* આજથી આશરે ૬૪૦ વર્ષ ઉપર એટલે સં. ૧૩૨૭ માં ૫૪૦ ગાથાનો ઉપદેશમાળા નામે ગ્રંથ, છપ્પય છંદ ને ઢાળે, રત્નસિંહસૂરિ નામે જૈન કવિએ રચ્યો છે. તે વખતની ભાષા કેવી હતી તે બતાવવા, એમાંથી એક ગાથા નીચે આપી છે.

विजय नरिंद जिणिंद, वार हथियहिं वय लेविणु
धम्मदासगणि नामि गामि, नयरहिं विहरइ पुणु

કવિ નરસિંહની અને કવિ પદ્મનાભની ભાષાશૈલીમાં કેટલો બધો તફાવત માલમ પડે છે ? એનાં કારણ છે, પણ તે જોવાનો આ વિષય નથી. એ સંબંધમાં એટલું જ કહીશ કે ભાષા જેમ જેમ પોષાતી ગઇ તેમ તેમ તે વધારે અને વધારે ઘટ થતી ગઇ અને આખરે પ્રેમાનંદના સમયમા વિશેષ ઘટ થઇ. તથાપિ તે વખતે હિંદુસ્તાનની હિંદી, બંગાળી અને મરાઠી વગેરે ભાષાની સાથે ગુજરાતીની કેવી ગણના હતી તે જાણ્યાથી આપણું મન આજે કચવાય છે, તો પ્રેમાનંદ કવિ જેવા પ્રાસાદિક કવિના સાભળ્યામા આવ્યું હશે, તેથી તે કેટલા કચવાયા હશે ? અન્ય ભાષાના લેખકોએ ગુજરાતીને નિર્માલ્ય ગણી તેની અવગણના કીધી હતી. તેઓ કહેતા કે—

અબે તબે કા સોળ હિ આના, અડે કડે કા બાર,
ઇકડં તિકડં આઠ હિ આના, શુંશાં પૈસે ચાર.

---

निम पुत्तह रणसिंहराय, पडिबोहण सारिहिं
करइ एस उपएसमाल, जिणवयण विचारिहिं
सम पंचयाल गाहारयण, मणिकरंड महियलि सुणउ
सुहभावि सुह सिद्धंतसम, सवि सुसाहु सावय सुणउ

એ જ છપ્પાને આજની ભાષામા લખ્યો છે, ને તેથી અસલમાં વપરાતી અને હાલમાં વપરાતી શૈલીમાનો તફાવત સહજ માલમ પડશે.

વિજય નરેંદ્ર જિનેંદ્ર, વીર હાથે વ્રત લીધું,
ધર્મદાસ ગણિ નામે, ગામનગરે વિચરે પુનઃ
નિજ પુત્ર રણસિંહરાય, પ્રતિબોધન સાર
કરે એહ ઉપદેશમાળ, જિનવચન વિચારે;

શત પંચચાળીશ ગાથા રતન, મણિકરંડ મહિતળે સુનિએ,
શુદ્ધ ભાવે શુદ્ધ સિદ્ધાંતસમ, સર્વ સુસાધુ શ્રાવક સુણે.

કવિ પ્રેમાનંદથી પોતાની માતૃભાષાની આવી અવગણના ખમી શકાઈ નહિ, અને તેણે પુસ્તકો રચવા માંડયાં, તે એટલે સુધી કે સાહિત્યનો ગંજ કરી દીધો. આ પ્રમાણે કરવામાં કવિને બે ત્રણ કારણ મળ્યાં હતાં; એક તો માતૃભાષાની અવગણના, બીજું કવિ શામળદાસ સાથેનો વિગ્રહ, અને ત્રીજું ગુરુ રામદાસનો ઉદ્દેશ.

ઉપર કહ્યું છે તે પ્રમાણે પ્રેમાનંદે મુખ્યત્વે કરીને પુરાણમાંથી કે ધર્મપુસ્તકમાંથી કથાની વસ્તુ પસંદ કરી આખ્યાન કે આખ્યાયિકા રચ્યાં છે. પણ એને એ પદ્ધતિ કવિ શામળદાસ સાથેના વિગ્રહને લીધે બદલવી પડી હતી. કારણ શામળદાસે પ્રેમાનંદને ઉદ્દેશી એવું કહ્યું છે કે "કહ્યું હવે તે શેનો કવિ." આ ઉપરથી તેણે આપણા આદિ ભક્તકવિ નરસિંહ મહેતાના અમુક અમુક પ્રસંગ લેઇ, વ્યવહારવાન લોકોને આપ્યું. તે એવું કે હાસ્યમાં ને હાસ્યમાં રહી સચોટ બાણો મારી લોકોને આનંદ આપ્યો: કુંવરબાઇનું મામેરું, હુંડી, શામળશાનો વિવાહ, શ્રાદ્ધ ને હારમાળા જેવાં પુસ્તકો તેણે રચ્યાં છે તેનું કારણ કેવળ કવિ શામળદાસ સાથેનો વિગ્રહ. એ કવિઓ વચ્ચે ઝઘડો કેવો ચાલતો હતો તેનો ચિતાર પ્રેમાનંદના પુત્ર કવિ વલ્લભે કુંતી-પ્રસન્નાખ્યાન, દુર્ગ્યાસન રૂધિરપાનાખ્યાન, વગેરેમાં પ્રગટરીતે, તથા પ્રેમાનંદે છુટક છુટક કવિતામાં ગુપ્તરીતે અને શામળે પણ મર્મમાં કવિતાઓમાં પ્રગટ કર્યો છે, જે વાચ્યાથી તેનું તાદશ ચિત્ર આપણી આંખ આગળ ખડું થઇ રહે છે.

કવિતાનાં મુખ્ય બે અંગ છે; સ્વાનુભવરસિક; અને સર્વાનુભવરસિક કવિતા. પ્રેમાનંદે સ્વાનુભવરસિક કવિતાનું અંગ લીધું નથી. તેણે માત્ર સર્વાનુભવરસિક કવિતા રચી છે. અંગ્રેજી કવિ શેલિ, વર્ડ્ઝવર્થ, ટેનિસન આદિ ઉત્તમ કવિઓ જેવી કવિતા તે સમયના શ્રોતાને નીરસ લાગે, નિર્વાહના સાધનમાં ખલેલ પડે, અને વળી ભાષાને માટે

ઝાપેલા ખાડાને અંતરાય આવે એવું તેને જણાયું હશે અથવા સ્વાનુભવરસિક કવિઓના ઉડ્ડયનની સાથે ઉડવાની શક્તિ પણ તે વખતના નિરક્ષર સમાજને ક્યાથી હોઇ શકે ? આથી કરીને તે વિષય એવો લેતો કે તે શ્રોતાઓને થોડો ઘણો પરિચિત હોય. વિષય થોડા વા ઘણે દરજ્જે અનુભવવાળો હોવાથી તે સમજવો, સમજાવવો, યાદ રાખવો, કે તેનો રસ ઝીલવો અથવા તેમા લદા૦ થઇ એકતાન થવું તેમને ગમે, એટલું જ નહિ પણ કવિ સાથે ઉડવાને પણ તેમને મનાઇ પડે. સર્વાનુભવરસિક કવિતા સમજવમા મગજ માથે જે બોજો પડે તેવુ સર્વાનુભવરસિક કવિનામા ન થાય, એ સ્વાભાવિક છે.

કવિ નર્મદ પ્રેમાનંદની કવિતા વિષે એવુ કહે છે કે "વાલ્મિક, વ્યાસ, કાલિદાસાદિ એઓએ જે પ્રતિની કવિતા કરી છે તે પ્રતિની કવિતા પ્રેમાનંદની નથી." કવિતા, અને કવિત્વશક્તિના માપ વિષે આપણે ઝઘડો કરવાનુ આ સ્થળ નથી. પણ એટલુ તો કહેવુ મને આવશ્યક જણાય છે કે કવિની ચિત્રકારની શક્તિ બાણની કાદમ્બરી જેવી નથી તો શુ છે ? પ્રેમાનંદને ગુજરાતી ભાષાનો વાલ્મિક ગણો છે, તે નીચેની ઉક્તિથી સાબીત થાય છે.

ગુજરાતી ગિરા કેરા આદિ વાલ્મિકિને નમુ,
જેની કાવ્યગિરાચિત્રભૂમિમા હુ સદા રમુ.

વળી દશમ સ્કંધ વાચતા આપણે જોઇએ છીએ કે તે પોતે નિરભિમાની હોવાથી કહે છે કે વ્યાસ મુનિનું ભાગવત ક્યા ને પોતાનું ક્યા ? એ બેની સરખામણી જ સભવતી નથી. તથાપિ દશમ સ્કંધ એટલા બધા રસથી વિભૂષિત કવિતા છે કે તેમા સ્નાન કરનાર જ વાને બહાર નીક્ળે છે, ને તેથી જ આપણા ગુર્જર કવિએ કહ્યો હોય તો ખોટું નથી."

કમાં છેલ્લાં ત્રણ નાટકોમાંથી રસિક અને ઉપદેશ યોગ્ય ફકરાઓ લીધા છે.

પ્રેમાનંદનો દશમ સ્કંધ કવિના મહાન્ બાપામેધ યજ્ઞની પૂર્ણાહૂતિનો ગ્રંથ હતો, એટલે તે ઉત્કૃષ્ટ છે. તે સર્વ રસથી ભરપૂર છે. ઘણો લોકપ્રિય છે. તેમાની વસ્તુ પણ બાળકને યોગ્ય છે; તેમાં વાત્સલ્ય પ્રધાન છે. તોપણ એમાંના કરુણા, વીર, હાસ્ય, પ્રેમ વગેરે રસોનાં કડવાઓ રોજ રોજ વચ્યાં હોય તથાપિ તૃપ્તિ વળતી નથી. એ ગ્રંથ એવી મીઠી વાણીથી અંકિત થયેલો છે કે તે ગુજરાતનાં શહેરોમાં તથા ગામડાઓમા ચોમાસાની ઋતુમાં ઘેર ઘેર વંચાય છે. દશમમાં કેટલાક પ્રસગો તો એવા ચિતભેદક છે કે કઠણમાં કઠણ હૃદયના વાંચનારનું મન એકવાર દ્રવ્યા વિના રહે જ નહિ. વાત્સલ્યભાવ, પ્રેમરસ, હાસ્યરસ એ સર્વમાં કવિની કલમે અવધિ કરી છે. કવિ વર્ણન કરવા બેઠો છે ત્યારે આઘુંપાછું જોયું નથી, એટલે વર્ણનની તાણમા તણાઇ ક્લિષ્ટતા આવી ગઇ છે, ને તેથી દોષદર્શીને ખામી કાઢવાનું કારણ મળ્યું છે. નળાખ્યાનમાં પણ આવો જ દોષ અલંકારની બાબતમાં નજરે પડે છે. હંસ નળરાજ આગળ દમયંતીનું વર્ણન

'વેલ જાણે હેમની અવેવ ફૂલે ફુલી'

નાં પદથી કરે છે તેમાં કવિ અલંકાર ઉપર અલંકાર ખડકયો જ ગયો છે, ને તેથી ક્લિષ્ટતા આવી છે. નહિ તો નળાખ્યાન કવિનું ઉત્તમ કાવ્ય લેખાય છે. નળાખ્યાન કવિની વર્ણનશક્તિની પ્રતિમા છે. એમાં કરુણારસ પ્રધાન છે, ને શૃંગાર અને હાસ્ય ગૌણ છે. કવિ નર્મદ કહે છે કે "નળાખ્યાન તેણે રાજ્યાશ્રયની ઉમેદમાં લખ્યું હશે, પણ આશય મળ્યો કે નહિ તે કહી શકાય નહિ." કવિ નર્મદનું કહેવું ખરૂં એ હોય ! પણ પ્રેમાનંદને રાજ્ય લોભ નહોતો. શામળભટે

ગ્બીદાસને "ઓજ સમોસડ ભૂપ" કાઢી ગાયોં છે, તેમ પ્રેમાનંદે કોઇની પ્રશંસા કરી હોય એમ જણાતું નથી. કવિઓના સ્વભાવ સામાન્ય રીતે નિરંકુશ અને સ્વતંત્ર હોય છે, એટલે કવિએ આશ્રયની દરકાર રાખી હોય એમ સંભવતું નથી. તેણે બચપણમાં ઘણી ગરીબી સ્થિતિ ભોગવી હશે, પણ મોટપણમા તેને પૈસાની એટલી બધી તંગી પડેલી જણાઇ નથી તે ઘણો પરચાળ હતો. એ સંબંધમા કવિ વલ્લભે કહ્યું છે કે.—

'જેણે ઘૃત સરિતા ચલવી રે, પ્રભુએ બાંધી સાકર પાજ.'

વળી વડોદરામાં પ્રેમાનંદનો વડો એ નામની જગ્યા એની માલીકીની હતી. તેમાં ઘણાં ઘર હતા. તો પછી નળાખ્યાન આશ્રયના ઇરાદાથી લખ્યું હતું એમ આપણાથી કેમ કહેવાય? નળાખ્યાન, અને ઓખાહરણ કવિના ઉત્તમ કાવ્યો છે, ને તેથી તે ચોમાસામા ગુજરાતમા ઘણે ઠેકાણે ગાવાનો રિવાજ ચાલુ છે. કવિના બીજા કાવ્યોમા સુદામાચરિત્ર ગામ પરગામ દર શનિવારે હાલવાનો ચૈયો છે. એમાના ભક્તિ અને મિત્રભાવની તથા કરૂણા અને હાસ્ય રસની ઝમાવટ ઉત્તમ છે. સાધુ, સંત, વેરાગીના અખાડામા મસ્ત રહેનારા ભક્ત કવિનો પ્રસંગ લઇ તેમા રસ ઝગાવવો એ તો કવિથી જ બની શકે. પ્રેમાનંદે મામેરૂં એવું રસિક બનાવ્યું છે કે સીમંત વખતે ઘણા ગામોમા ગાવામા આવે છે. કવિનો મશ્કરી કરવાનો સ્વભાવ ને તાદશ ચિત્ર પાડવાની શક્તિ, એ એના સયોગથી શુ ન બની શકે? હસવુ, રડવું, ને રસનો ભંગ થયા સિવાય બીજા રસમા ને રસમાં તણાવું એ પ્રેમાનંદની ખૂબી છે. મામેરૂં એટલું તો રસિક અને આહ્લાદજનક છે કે કંટાળો આવ્યા વિના આદ્યંત વાચવાનું મન થાય છે. એટલું જ નહિ પણ વાચતાં આનંદ આનંદ વરસી રહે છે. તેની લોકપ્રિયતાને લીધે તે દર રવિવારે ઘણા લોકો વાંચે છે. મામેરા વિષે તો એમ બોલાય છે કે

પ્રેમાનંદની હૈયાતીમા સુરતમા કોઇ એક ગૃહસ્થને ત્યા સીમતનો પ્રસંગ આવ્યો, ત્યારે ખુદ કવિને તેણે ગાવા બોલાવ્યો. રચનાર કવિ, ને ગાનારે કવિ ! હવે બાકી શુ રહે ? તેણે તે એવુ સરસ ગાયું કે લોકો જમવા આવ્યા હતા તેમણે પોતાના કળશિયા કવિને અર્પણ કરી દીધા. સુદામાચરિત્ર ભક્તિરસ કાવ્ય છે. કવિ નરસિંહે પણ સુદામાચરિત્ર બનાવ્યું છે, ને પ્રેમાનંદે પણ રચ્યું છે. નરસિંહે કેવળ ભક્તિરસ આપ્યો છે, ત્યારે પ્રેમાનંદ ભક્તિમા અને હાસ્યરસમા વાચકને ડુબાડે છે. એ સંબંધમા રા. રા. કૃષ્ણલાલ ઝવેરી કહે છે કે " એમ કહીએ તો ચાલે કે એની કવિતા તથા કાવ્યોને ગુજરાતના લોકો એક રીતે પૂજે છે. પ્રદેશમા ઘણી જગાએ દર શનિવારે સુદામા ચરિત્ર અને રવિવારે હુંડી ગાય છે. ચૈત્ર મહિનામાં ગામે ગામ એના બનાવેલા ઓખાહરણની કથા થાય છે, અને માસિક શ્રાદ્ધ વખતે એના રચેલા શ્રાદ્ધનો પાઠ કરવામાં આવે છે. ચોમાસાના દહાડામા જ્યારે ગામડાના લોકો બીજું કાંઇ કામ કરી ન શકે તેવું હોય ત્યારે બધા ભેગા થઇ એનો દશમસ્કંધ વાચે છે યા સાભળે છે. એના જેવો બીજો કોઇ બધા જ લોકોમા પ્રિય થઇ પડેલો ગ્રંથકાર ગુજરાતમા હજુ સુધી જન્મ્યો નથી. "

અભિમન્યુ અને સુધન્વા આખ્યાન બન્ને વીરરસ કાવ્યો છે. બન્નેમાં એક સરખી સમાનતા છે. પ્રેમાનંદના આ બે વીરરસ કાવ્યોથી વળી સરસ વીરરસ કાવ્ય રણયજ્ઞ છે. રણયજ્ઞ વાંચ્યાથી અંગ્રેજી કવિ હોમર સ્મરણમા આવે છે. એ કાવ્યમાંના કેટલાએક પ્રસગો દાખલા તરીકે સીતાનું રાવણે કરેલું હરણ અને તેને લીધે રામ અને રાવણ વચ્ચેનું મહાન્ યુદ્ધ, ઇલિયડમાંના હેલનનું પારિસે કરેલું હરણ અને તેને લીધે થયેલી ટ્રોયની લડાઇ એ આબેહુબ મળતા છે, તેથી પ્રેમાનદને ગુજરાતનો હોમર કહીએ તો પણ ચાલે.

વળી કવિનું બીજું વીરરસ કાવ્ય વામન કથા છે, તો પણ

રણયજ્ઞમાં વીરરસની જે ઝમક જોવામાં આવે છે તે એમા નથી. એમ છતાં બલિ અને ઇંદ્રરાયની વચ્ચેના વર્ણનમાં કવિની અદ્ભુત શક્તિ દશ્યમાન છે. એ સિવાય વામનજીનું વૈરાટ સ્વરૂપ પણ તેની કાવ્ય શક્તિનો ઉત્તમ નમૂનો છે. વામનકથા ઘણે ઠેકાણે સ્ત્રીઓ મ્હોંએ કરે છે, ને ગાય છે. એ જ એની લોકપ્રીયતાની સાબીતી છે.

પ્રેમાનંદની હુંડી ઘણું ટુંકું કાવ્ય છે. તે ટુંકું છતા રંગનું ચટકું છે. મીઠી મશ્કરી ભર્યા પ્રસંગો એમાં ઘણા આવે છે. નિષ્કામ ભક્તિ અને પૂર્ણ શ્રદ્ધા રાખ્યાથી ઇશ્વર અણીને વખતે કેવી મદદ કરે છે તે બતાવવાનો કવિનો મુદ્દો છે. શ્રી કૃષ્ણ દેશી વાણીયાના વેશમાં પોતાના ભક્તની હુંડી શિકારવા આવ્યા છે તેનું ચિત્ર તો પ્રેમાનંદ કવિ જ ચીતરી શકે. આ ઉપરથી એટલું કહીએ તો ખોટું નથી કે કવિ જે વિષય હાથ પર લઇ વર્ણવતા તેમાં તે એટલા મશગુલ થતા કે એમનું વર્ણન એક ચિત્ર જ થઇ રહેતું. એમાં જ કવિની પ્રસાદી રહેલી છે.

કવિ કૃત માધાતા આખ્યાન એક અદ્ભૂત કાવ્ય છે. સ્ત્રીઓ છોકરાંને જન્મ આપે છે એ તો કુદરતી ક્રમ છે, પરંતુ આ આખ્યાનમા તો માંધાતાને તેના પિતાએ જન્મ આપ્યો હતો. એવી અદ્ભુત વાત કવિએ એવી સરસ ઇબારતમા વર્ણવી છે કે વાંચી હસી હસીને પે-ટમાં દુઃખવા આવે છે. સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી અરજ પડે છે તેમ યુવનાશ્વરાજાને પણ અરજ પડે છે, તથા ગર્ભવતી સ્ત્રી કોયલા, માટી વગેરે ખાય છે તેમ યુવનાશ્વને ખાવાનું મન થાય છે. પુરૂષને ગર્ભ રહ્યાની વાત ગામમાં ફેલાતાં હજારો લોકો રાજાને જોવા તેની સલામે આવે છે, ગામની સ્ત્રીઓ હરેક બાને જોવા આવે છે ને તાળી દઇ હસે છે. આવા સૃષ્ટિ વિરૂદ્ધ પ્રસંગને વર્ણવવામાં કવિએ હદ કરી છે. કવિની અવલોકન શક્તિ ઘણી તીવ્ર હોવાથી, તે એવા પ્રસગો મનપસંદ વર્ણવી શક્યો છે.

મદાલસા આખ્યાન પણ એક ઉત્તમ કાવ્ય છે. એમા ધણી અને ધણીઆણી વચ્ચેનો પ્રેમ કેવો દિવ્ય હોવો જોઇએ તે કવિએ બતાવ્યું છે. એમાં પણ અદ્દભૂત રસની કવિએ જમાવટ કરીછે. મદાલસા એક ગાધર્વ કન્યા હતી. તેને પાતાળકેતુ નામનો રાક્ષસ ઉપાડી ગયો હતો. તેને ઋતુધ્વજે મુક્ત કરી હતી અને તે એને પરણી હતી. પણ પાતાળકેતુનું દિલ મદાલસામા ચોટેલું હોવાથી 'ખવાય નહિ તો ઢોળી નાખું પણ બીજાને ખાવા ન દઉં' એવી મનુષ્યની નિર્બળ અને દ્વેષી પ્રકૃતિ પ્રમાણે તેણે તેનો રસ્તો લીધો. મદાલસા મરી જતાં તેને સ્મશાને બાળી હતી ત્યાં ઋતુધ્વજ આવ્યો ને તેની રાખોડી એકઠી કરી તેનું પોટલું બાધી એ પોટલું માથે લઇ મદાલસા, મદાલસા' એની બૂમ પાડતો ફરવા લાગ્યો. આખરે મરી ગયેલી મદાલસા એના પ્રેમભાવને લીધે જીવતી થઇ અને તે બેજણાં સુખે રહેવા લાગ્યા.

પ્રેમાનંદનો ગદ્ય વિભાગ માત્ર નાટકનો જ છે. એ નાટકો પ્રેમાનંદ રચિત છે કે તેને નામે કોઇ વિલક્ષણ પુરૂષે પ્રસિદ્ધ કર્યાં હોય તે તો પ્રભુ જાણે! નાટકોની ભાષા પ્રૌઢ ગુજરાતી છે. તેમાં ગુજરાતી ભાષાને માટેનું અભિમાન પ્રદર્શિત થાય છે. એ નાટકો બાબત રા. રા. નર્મદાશંકર ભોળાનાથ દ્વિવેટિયાએ શંકા ઉઠાવી છે. પણ જ્યાં સુધી એ વિવાદાસ્પદ વિષયનો નિવેડો આવે નહિ ત્યાં સુધી એ નાટકો કવિનાં જ રચેલાં છે એવું માનવાને બાધ નથી. કવિનું ભાષાભિમાન ત્રણે નાટકોમા ઝળઝળી રહેલું છે. સત્યભામારોષદર્શિકાઆખ્યાનને અંતે આપેલા '

સાંગોપાંગ સુરંગ વ્યંગ અતિશે, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણ વતી, થાઓ સખી ઉપરી;
જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી,
થાશે એક સખી જનુ સહુ થકી, એ આશ પૂરો હરિ!

કાવ્યથી જણાય છે. કેવી આશા! ગુર્જરાતી ભાષામાં અંગ, ઉપાંગ,

વ્યંગ, આદિ સારી રીતે વધે, એટલું જ નહિ પણ હિંદુસ્તાનમા બોલાતી હિંદી, મરાઠી, મારવાડી વગેરે બોલીથી શબ્દે શબ્દે રસનાળી, અલંકારવાળી, અને માધુર્યવાળી તે થઇ શ્રેષ્ઠ પદવી ભોગવે. એટલું જ બસ નહિ, પણ તે સંસ્કૃત ભાષાનું સ્થાનક લે એવી પ્રાર્થના.! કવિ માત્ર આવી પ્રાર્થના જ કરી બેસી રહ્યો નથી તે આપણે એમના કવિ જીવનમાં જોયું. એ સંબંધમાં રા. બ. કાંટાવાળા કહે છે કે "ગુજરાતીનો ઉત્કર્ષ કરવા માટે કવિએ પણ લીધું હતું એ વાત તેમના ચરિત્રમાં સૂચવી છે. ભાષાનો પોતાની ઇચ્છા પ્રમાણે ઉત્કર્ષ થતા સુધી પાઘડી ન પહેરવાની તેમણે બાધા રાખી હતી, અને ભાષા ખીલવવા યત્ન મરણ પર્યંત જારી રાખ્યો હતો. તેમની ઇચ્છા કેવી હતી તે આ શ્લોક બતાવી આપે છે. કેવી ઇચ્છા ! કેવો ઉદ્યમ, કેવું દેશાભિમાન ! અને તે પણ ૧૭ મી સદીમા કે જ્યારે દેશાભિમાન ને સ્વદેશ પ્રીતિના ભાષણો નહોતાં થતા, સુધારાનો ઝુંડો નહોતો ઉડયો અને ભાષા ખીલવવાના તો શું તથાપિ તે શીખવાના પણ ઉપાય નહોતા લેવાયા !"

વળી એ જ લેખક એ જ નાટકના વિવેચનમાં કહે છે કે "મહા કવિ પ્રેમાનંદે ગુજરાતી ભાષાનું સાહિત્ય ખીલવવામા જે જે યત્ન કરવો પડે તે કરવામા બાકી રાખી નથી, તેનો આ એક પુરાવો છે. એ અવિશ્રાંત યત્ન કરનાર મહા કવિએ મહાભારતથી ત્રણ ગણાં સ્વતંત્ર અને ભાષાંતરરૂપ કાવ્યો લખ્યાં છે, ને એ ઉપરાંત ઘણાં નાટકો પણ લખ્યાં છે. જ્યારે આપણે એમ સાંભળીએ છીએ કે તેણે આશરે અગિયાર નાટકો લખ્યા છે. ત્યારે તેના મહાન્ અને અવિરત પ્રયત્ન માટે, તથા તેની અદ્ભુત કવિત્વશક્તિ માટે આપણને ભારે વિસ્મય પેદા થાય છે."

કવિના નાટકો વિષે ન. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ કહે છે કે

"પ્રેમાનંદનાં આ કાવ્યનાટકો લોકમાં ઓખાહરણ, રણયજ્ઞ, સુદામા ચરિત્ર આદિ આખ્યાન જેવાં જાણીતાં નથી થયાં. તેને લીધે કેટલાક વિદ્વાનો તેમના તરફ, અનાસ્થાની દષ્ટિએ જુએ છે. વળી એક 'કાંકરીએ બે પક્ષી મારવાં' અને 'કાગડો કામડીને ધીરે એવો નથી' જેવી ઇંગ્રેજી કહેવતોને મળતી ઉક્તિઓએ અત્યાર સુધી અપ્રખ્યાત રહેલા ગ્રંથોમાં મળી આવે છે, તેને લીધે-પણ તેમને પ્રેમાનંદની કૃતિ કહેતાં અચકાય છે. જો લોકમાં અમુક કાવ્ય જાણીતું ન થયું માટે તે ચોક્કસ કવિની કલમથી લખાયલું ન હોય એવી વ્યાપ્તિ બાંધી બેસીયે, તો ગુજરાતીમાં કાદંબરી રચવાનું માન ભાલણ ખોઇ બેસશે, ગોવિંદગમન અને સુરતસંગ્રામ રચ્યાનું યશોધન નરસિંહ મહેતાનું લુંટાઇ જશે, અને સામળની પણ કીર્તિ કેટલીક લૂટાઇ જવાનો પ્રસંગ આવશે. બીજી તરફથી શિકારની કહેવતોના પ્રત્યે શંકાશીલ દષ્ટિથી જોવામાં આવે છે તે તો પ્રેમાનંદનાં બીજાં કાવ્યો ન વાંચ્યાનું પરિણામ છે. દ્રૌપદીહરણમાં શિકારનું સામાન્ય વર્ણન આપ્યું છે. તે કોરે રાખતા અષ્ટાવક્ર આખ્યાનમાં જનકવિદેહની મૃગયાના વર્ણનનું પ્રકરણ જોઇ જોશે, તો સહેજ તેના જાણવામાં આવશે કે એ વિષે મૃગયારસિક મરાઠા, મુસલમાન અને રજપૂતના સમયમાં થયેલો પ્રેમાનંદ નંદરબાર રાજાના સમાગમમાં શિકારની સારી માહીતી ધરાવતો હતો."

નાટકો વિષે રા. રા. ન. બો. દીવેટિયાના ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદના 'પ્રેમાનંદનાં નાટકો'ની એમની પ્રસ્તાવિક નોંધમાંથી એક ફકરો લેવો ઉચિત છે. તેઓ કહે છે કે "સૂર્ય ચળે, પૃથ્વી ચળે, મેરૂ ચળે, નભ ચળે, પણ અમારું વચન કદી ચળે નહિ,"— એ વાક્ય પ્રેમાનંદના નાટકમાં છે,' તે

चन्द्र चले, मेरु चले, चले जगत व्यवहार;
पैं दृढ श्री हरिचन्द्रको, चले न सत्य विचार.

એ બનારસના પ્રખ્યાત લેખક હરિશ્ચન્દ્રના વચનની જોડે અદ્ભુત રીતે મળતું આવે છે. હરિશ્ચન્દ્રની આધુનિકતા વિચારતાં આ ઉપરથી અનુમાન શું કરવુ તે કહેવાની જરૂર નથી પછી આ બનેને માટે કોઇ આધારભૂત મૂળ વચન પ્રાચીન સાહિત્યમા હોય તો જુદી વાત પરંતુ હરિશ્ચન્દ્રનુ પ્રસ્તુત વચન કઇ સાલનુ છે તે જાણ્યા વિના નિશ્ચિત અનુમાન કશું થાય નહિ.

અને છેવટે પ્રેમાનદે આ આખ્યાન રચવા માટે "પ્રાકૃત પ્રભાકર"નો આધાર લીધો છે એ સૂત્રધારના મુખના વચન વિષે રા. દસ્ગારામ કહે છે—"હમાચાર્યે પ્રાકૃત પ્રભાકરમા એ પ્રબન્ધ આખ્યાન સબવે શુ લખ્યુ છે તે જાણવામા આવે નહિ ત્યા સુધી આખ્યાન રચનાનુ કવિને કેમ સૂઝ પડયું તેનો ખુલાસો થતો નથી"

રા. દસ્ગારામ તરફથી મને એક ગાદીતી મળી છે કે "એક કાકરે અનેક પક્ષી પડે" એ અથવા એ અર્થનુ કહેવત ઇ સ ૧૮૪૪ ના શુમારમા સુરતના એક અગ્રેજ મિશનરીના કોઇ પુસ્તકમા (ભાષાન્તર રૂપે) જોવામા આવેલુ છે. આ વાત આ કહેવત ઉપરની મારી ટીકાને બહુ મક્ક કરે એવી જણાય છે"

હવે નાટકોનુ અવલોકન ગ. કાટાવાળાના શબ્દોમાં વધુએ તો વધારે સારૂ. તેઓ કહે છે કે "આ નાટકનું અવલોકન આપણને શુ બતાવે છે? તે આપણને કવિની અદ્ભુત કવિત્વશક્તિ, તેનું સસ્કૃત સાહિત્ય, શાસ્ત્રનુ ઉત્તમ પ્રકારનુ જ્ઞાન, તેની સસારવ્યવહારની ઉડી માહીતી, તેનું ગુજરાતી ભાષાનુ બહોળુ શબ્દજ્ઞાન, ગુજરાતી ભાષાના રૂઢ વાક્યો અને ખૂબીઓનુ સરસ જ્ઞાન, સુવા, બાળક, વૃદ્ધ માતા, પુત્ર, પતિ, પત્ની વગેરેના સબધનુ તથા સ્વભાવનું તેનું સૂક્ષ્મ અવલોકન અને માનસિક ભાવોની વાણીદ્વારા વર્ણનછટા, એ વગેરે બતાવી આપે છે."

છેવટે પ્રેમાનંદની પ્રસાદી માત્ર પ્રેમાનંદના કાવ્યોની પ્રસાદી જ છે જેમ પ્રસાદ દેવને નૈવેદ્ય ધરી ભાવિકજનોને વહેંચી દેવામા આવે છે તેમ પ્રેમાનંદ દેવના નૈવેદ્યના થાળનો આ નહિ જેવો પ્રસાદ બાળકોને તથા રસિક ગુજરાતી ભાઇઓને ધરી કૃતકૃત્ય થાઉં છું, અને ઇચ્છું છું કે "જય જય ગરવી ગુજરાત."

# પ્રેમાનંદની પ્રસાદી.

## દશમસ્કંધ.

### ૧. દેવકીની વિનતિ.

( રાગ મેવાડા. )

વિનવે દેવકી હો, વીરાને વલવલી;
માનને માગે હો, મુખે દશ આંગળી...
હૃદયા ફાટે હો, નયણે જળ ભરે;
સુકુમાર કુંવરી હો, કાલું કાલું ઓચરે.
માનુષી દેહ ધરી હો, વિપત શી આવડી;
કોણ મુકાવે હો, નહિ પિતા માવડી.
ભાઇ તેં ઉછેરી હો, નમાઇ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
મહીએર મહારૂં હો, તું મથુરાપતિ;
ઉગ્રસેન કાકા હો, આજ પાસે નથી.
કહાં ભોગવશો હો, પાપનો પોટલો;
શિર મારૂં દુઃખે હો. તાણો મા ચોટલો.
માળા મારી તૂટી હો, પડે કર મુદ્રડી;
દેખે અંગ લોકડા હો, ખસી મારી ચુંદડી.
વેણી વિખરાણી હો, કાળીએ સેસ ભરી;
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી.

જે પસ્તાવે હો, તે વધ કેમ કરે;
મોઢળ નથી છૂટયાં હો, ના ગઇ સાસરે.
તંબોળ પરણ્યાનો હો, સુકો નથી સાવલીએ;
મા મારો છઉં કોડ ભરી હો, લાગું તારે પાવલીએ.
જેહને ઉછેરીએ હો, તેને નવ મારીએ;
ઘણું વેળાની હો, ઘેર પધારીએ.
ગગનવાણી હો, કો વેરણ મુજ તણી;
સાચું રખે માનો હો, જુઓ હું દુર્બલ બણી.
એમ વલવલતી હો, રોતી ગજગામની;
દેવકી રોતાં હો, રોઇ પ્રજા ગામની.
રોયાં વૃદ્ધ જોબન હો, રૂવે બાળક બાહુવાં,
રોયા હય હસ્તી હો, રોયાં નગઝાડુવાં.
રોયા ગગને દેવતા હો, રોયા વસુદેવપતિ;
પણ નિર્દય કંસને હો, દયા નથી આવતી.

( વલણ. )

દયા ન આવે કંસને, ક્રોધી મથુરાનાથ રે;
જ્વે ઘાઇ ઘાપ મુકે, વસુદેવે ઝાલ્યો હાથ રે.

## ૨. કૃષ્ણજન્મ.

( રાગ રામગ્રી ગીતમા. )

શ્રી શુકજી કહે સુણુ ભૂપતિ, ઉદયા શ્રી અવિનાશ;
તૃતીય અધ્યાય વર્ણવું હું, જથા બુદ્ધિ પ્રકાશ.
વિદાય કરી સર્વ દેવને, વિચાર્યું વિશ્વનાથે;
શ્રાવણ માસ વદિ અષ્ટમીએ, પ્રગટ્યા અર્ધ રાતે.
યોગનિદ્રાને આજ્ઞા થઇ, હવી વ્યાપ્તમાન;
અયુત સેવક અવની ઢળ્યા, સુતા મૃત્યુ સમાન.
અચેતન કંસ થઇ પડયો, શિલાવત્ પરધાન;
નગરમાં કોઇ જાગે નહિ, સુતા ચંચળ શ્વાન.
નંદ ઉચ્છંગે ક્રીડા કરવા, જસોદા પયપાન;
ગોપવધૂને રમાડવા, થાવા ગોકુળ કહાન.
બક બકી સંધારવા, ગિરિ ગોવર્ધન ધરવા:
બ્રહ્મા ભોયંગને જીતવા, રાસક્રીડા કરવા.
આપ બંધાવા ઉખળે, કરવા કંસસંહાર;
પાર્થનો રથ હાંકવા, ઉતારવા ભૂભાર.
ભક્તવત્સલ ભોળો હરિ, સેવક જન સુખકારી;
જન્મ જન્મ લઇ અવતરે, લીલાએ વપુ ધારી.
નિષ્કર્મ ને કર્મ છે ભક્તનું, ભોગવે ધરી ગાત્ર;
ઉત્પત્તિ લય હરિને નથી, જન્મ તો કહેવા માત્ર.
દેવકી ગર્ભ કહેવા માત્ર છે, નથા નિજરૂપ આ
અધોમુખ હરિ કેમ રહે, કોઇ એક વિરલે જાણ્યું
દેવના દુંદુભિ ગડગડયાં, વરસ્યા પય વરસાદ;
વાજિંત્ર શબ્દ કોટિક થયા, નાચ્યા ઉમયાનાથ.
નિગમ નારદ સરસ્વતી, નૃત્ય કરે, ગુણ ગાય.

ઇંદ્રાદિક જય જય વદે, કુસુમવૃષ્ટિ થાય.
આકર્ણીએ અવની ઉંચી થઇ, ફ્રણા શેષની હળવી;
દુઃસ્વપ્ન આવે દુષ્ટને છે, સૈન્યા કંસની દળવી.
ધ્વજા છત્ર દંડ ભાગી પડયાં, અસુરને માન સુકન;
વરતે આનંદ હરિદાસને, દેખે ઉત્તમ સ્વપન.
શ્રાવણ વદની અષ્ટમી, રોહિણી ને બુધવાર;
મધ્ય રાતે પ્રગટ થયા, શ્રી કૃષ્ણ વિશ્વાધાર.
નીલ પીત અંબર ધર્યાં, વપુ છે ઘનસ્યામ;
શંખ ચક્ર સારંગ ગદા, ચતુર્ભુજ નામ.
થયું તેજ ઉદે ભુવન વિષે, તિમિર ખૂંદાયું;
સ્વપ્ન પામ્યાં દેવકી, આનંદપર્વ મંડાયું.
" પ્રસવ પુત્ર મકારો હવો, રમાડું છઉં તેડી;
પુત્રે કંસાસુર મારીઓ, મારી ભાંગી બેડી.
સોળ સહસ્ર વધૂ સામટી, મહારે પગે લાગી; "
સ્વપ્ન અંતે માત દેવકી, સદ્ય ઉઠયાં જાગી.
તેજસ્વરૂપ દીઠા હરિ, માતા લજ્જા પામી;
ઉઠો એ ઘરમાં કોણ છે, જગાડયા જઇ સ્વામી.
વસુદેવ વાસુદેવ નિરખ્યા, શ્રીરંગ શોભાળો;
રાજે લાગ્યા પ્રાણનાથને, રાજે વૈજયંતી માળા.
મકરાકૃત કુંડળ ઝળકતાં, મુગટ માણેક જડિયાં;
નખશિખ નિરખી નાથને, સાંસે વસુદેવ પડિયા.

## ૩. બાલકૃષ્ણની મથુરાંમાંથી વિદાય.

( રાગ મારૂની ચોપાઇ. )

શિક્ષા એમ દીધી ગોવિંદ, પછે પ્રભુ થયા બાળમુકુંદ;
કૌતુક કહેતાં પાર ન આવે, અંગુઠો પગનો મુખમાં ધાવે.
મીચ્યાં લોચન વૈકુંઠનાથ, વાળી મૂઠી ન છૂટે હાથ;
વાસુદેવજી વિસ્મય થાય, લીધું ઉદક અંજલિ મ્હાંય;
ફરી પુત્રનો મેળાપ થાય, વિપ્રને આપું અયુત એક ગાય.
એવો સંકલ્પ વસુદેવે કીધો, દેવકીએ પુત્ર ઉચ્છંગે લીધો.
તન વદન જોઇ મન ફુલી, જ્ઞાન શિખામણ ગઇ ભુલી;
ચુંબન આલિંગન માત કરતી, સ્તનઅગ્ર વદનમાં ધરતી.
મારો નાથ વિશ્વંભર કહાવે, ભુખ્યો શઇને પયોધર ધાવે;
પયપાન શીખવે છે માડી, મુખમાંથી સ્તન નાખે કહાડી.
દેવકી કહે સાંભળીએ સ્વામી, કોણ પુણ્યે હું બાળક પામી;
હમે નયણાં ઉઘાડીને જોતો, દીસે હાલો શે નથી રોતો.
વસુદેવ કહે છાનાં રહીએ, આપ પુત્રને ગોકુળ જઇએ;
એણે કહ્યું તેમ આચરીએ, અગિયાર વરસ તે મૌન વ્રત ધરીએ.
દેવકી કહે ન આપું કુંવરને, કેમ અર્પણ થાયે એ પરને;
હું પ્રસવું ને પરઘેર હાથા, હું તે કહાવું જસોદા માતા.

## ૪. દેવકીના ઉદ્ગાર.

( રાગ નટ નારાયણ. )

ધન્ય જસોદા ધન્ય જસોદા, વણ પ્રસવે થઇ માતા;
કોનું સાચ્યું કોણ ભોગવે, લખ્યો લેખ વિધાતા.
કીડી સાંચે ને તીતર ખાએ, તેમ થયું આજ મારે;
એક રાતની હું નહિ માતા, પરઘેર પુત્ર પધારે. ધન્ય.
નંદનંદિની નાથ લાવશે, તેથી શું સુખ થાશે;
દીઠી રે ભાઇ દેવની લીલા, જસોદા ઘેર ગીત ગવાશે. ધન્ય.
ઘમક ઘુમરી ઠમક ઠેકડે, સુત ગોપી ઘેરં રમશે;
હું અપરાધણ હરખે તણુંઇ, વિજોગ પુત્રનો દમશે. ધન્ય.
કાલાં કાલાં વચન વહાલાનાં, જસોદાજી સાંભળશે;
બારે માસ ચોમાસું મારે, વિજોગે નયણાં ગળશે. ધન્ય.
મારે બારણે બેઠા રખેવાળા, રાક્ષસ જેવા મદમાતા;
ગોપીને ઘેર ગુણીજન ગાશે, બારણે તોરણ હાથા. ધન્ય.
મળવા આવશે ભાઇ ભોજાઇ, જસોદાનો ધ્રન સુખદહાડો;
મારે કંસભાઇ ધાઇને આવશે, કરમાં ખડ્ગ ઉઘાડો. ધન્ય.
સગી મા તે નંદની નારી, હું આસરે મ્હોંબોલી;
સાંભળ્યું કહીં પોપટી પ્રસવે, સુતને હુલાવે હોલી. ધન્ય.

## ૫. દેવકી અને વસુદેવ.

( રાગ નટની દેશી ફેર. )

ગોકુળ પધારો હો, બાળક બાહુવાં.
વન રડવડજો હો, પગે નહિ ખાસડી;
આતા ઉછરજો હો, પી પી છાસડી. ગો૦
મીઠાજીના મીઠડાં હો. કરી જાઉં મરી;
શ્યામ સલુણા હો, કદીયે મળશું ફરી. ગો.
કઠિણ દીસે હો, પુરૂષ તણા હૈયા;
પરઘેર જાએ હો, મુકવાને છૈયાં. ગો.
વસુદેવ બોલ્યાં હો, ઘરૂણી ઘેલી થઇ;
આપ અર્ભકને હો, ઘેલા વહી ગઇ. ગો.
હૃદયા ચાપી હો, પુત્ર આગળ ધર્યો;
ધન્ય દેહ માનુષી હો, પ્રાણ ન નીસર્યો. ગો.
ચમણી લીધી હો, દેવકી રાંકની;
જેમ કે કહાડી લે હો, કીકી આંખની. ગો.
નાથજી પ્યારા હો, ન આવશો નાખીજી;
લોક એ રાખજો હો, ગોપતા શાખીજી. ગો.
ગોપ વરાદા હો, પુત્ર આપશે નહિ;
વસુદેવ બોલ્યા હો, શીખ વિસરી ગઇ. ગો.
અફળ પુરૂષને હો, ઉંમલીયા ધરી;
વસુદેવ ચાલ્યા હો, ગેની ગડી અંદરી. ગો.

## ૬. ગોકુળગમન.

( રાગ સામેરી ચોપાઇ. )

કે વ્રજ વૈકુંઠ થયુ રે, કરે ગમન ગોકુળનાથ. કે વ્રજ.
પુત્રને કરમા ગ્રહી, વસુદેવ ગોકુળ ચાલીયા;
શ્વાન સેવક શિલા સરખા, ન બોલ્યા નવ હાલીયા. કે વ્રજ.
સાકળ તાળા ગયા તૂટી, ભોગળ બે કટકા થઇ;
મંદ મંદ વરસે મેવલો જેમ, દીનાનાથ ભીંજે નહિ. કે વ્રજ.
પાવસ ગાજે મંદ ઘોરે, વીજળી ચમકા કરે;
જાદવપતિ કાદવ વિષે, વિચારી પગલા ભરે. કે વ્રજ.
રખે બિંદુ અડકે બાળને, હલ્યાસું રાખ્યા હરી;
વસુદેવજી જાણતા નથી જે, ધરાધરે ફેણા ધરી. કે વ્રજ.
વસુદેવ આગળ શેષ પાછળ, આવ્યા જમુના તીર;
ભાનુસુતા વહે ઘોર શબ્દે, ઉભય તટ અટકયાં નીર. કે વ્રજ.
ભ્રમર વમળ તરંગ લહેરી, ફેણ બુદબુદ અતિ ઘણા;
વસુદેવ વિચારે ઊભા રહી, ઉપાય કોણ ઊતર્યા તણા. કે વ્રજ.
શીઘ્રે જમુના ઊતર્યા, વૃષ્ટિ કુસુમની થાય રે;
ગોપ કો જાણે નહિ આવ્યા, ગોવિંદ ગોકુળ માંહ્ય રે. કે વ્રજ.
છે દ્વાર ઉઘાડા નંદજીના, નિદ્રાવશ ગોપીગોવાળ રે;
જસોદા જાણતાં નથી મેં, પ્રસવ કીધું બાળ રે. કે વ્રજ.
વસુદેવ આવ્યા અંતઃપુરમા, કઠિણ મન વજ્રવત્ કરી;
બાળકી લીધી જસોદાની, સેજે મુકયા શ્રી હરિ. કે વ્રજ.
દીપક શાખી રાખીયો તું, છે પાવકનો અંશ રે;
કુંવર સાટે લેઉં કન્યા, શત્રુ માથે કંસ રે. કે વ્રજ.
શ્રી વત્સ શોભા ભૃગુલાછન, રાખીયું એંધાણુ રે;
શત સહસ્રમાથી શોધી કહાડું, પુત્ર જીવનપ્રાણુ રે. કે વ્રજ.

ઘનસ્યામ ઘર સંભાળજો, ટાળજો મનના તાપ રે,
પરાધીન વરતું કારાગૃહમાં, અમો દોહેલે માબાપ રે. કે વ્રજ.
એવું કહી વસુદેવ વળીયાં, ચાલી ન શકે ચર્ણ રે,
પુત્ર પરઘેર સોંપવો, તેપે રૂડું મર્ણ રે. કે વ્રજ.
ખભે નાખી બાળકી, આવ્યા મથુરા માંહ્ય રે;
વાટ જુએ છે દેવકી, વિજોગે વ્યાકુળ થાય રે. કે વ્રજ

---

## ૭. કંસ ને નંદકન્યા.

(રાગ વેરાડી—ચોપાઇ)

કંસ આવ્યો બંધન બારણે, ઉઘાડ્યાં દ્વાર હણવા કારણે,
લાવ વસુદેવ શત્રુ મુજ તણો, એને જોવા હું આતુર ઘણો,
વસુદેવ ચાલી સામા ગયા, આજ રાયજી કીજે જોઇએ દયા,
નથી પુત્ર કન્યા અવતરી, તમને શું કરશે દીકરી.
પુરૂષનો ભય તમને ભૂપાળ, પુત્રી થઇ નિવરતો જંજાળ,
કંસ કહે સાંભળ વસુદેવ, ગગન વચન માનું અવશ્યમેવ,
કાંઇ પુત્રી પુત્રનું કારણ નથી, આઠમો ગર્ભ શત્રુ સર્વથી,
ભગિનીનું કહ્યું નવ કીધું, કંસે બાળક ઉંચાળી લીધું.
વનવતે દેવકી અતિ ઘણું, રાખ ઘર વસતું મુજ તણું,
તમે ઘણા દિવસ વિરાજી જીવો, રેહેવા દો કુળ દીકરી દીવો;
એ વડે ઘર વસતું થશે, એ પુન્યે તારી બલા જશે,
સપ્ત પુત્રનો શોક હું વિસારૂં, મુને આ કેડ તે ભાઇ પુણ્ય તારૂં.
છે છેલ્લે આશ્રમે એ સંતાન, એ મારે શત પુત્ર સમાન.
તું વિના દયા કોણ આણેજી, મામો તુંને કહેશે ભાણેજી.
તમને આતિ બાળકની પડે, કેમ ઘાત હશે આ કન્યા વડે.

મશક કેમ શોષશે સમુદ્ર, કેમ મનુષ્યજુદ્ધે હારે મહારુદ્ર.
શું આગિયાથી જંખાશે ભાણ, શાર્દૂલને કેમ હણશે શ્વાન,
મૃગનો ઠેલ્યો મેરુ કેમ પડે, તમને મૃત્યુ કેમ હોય કન્યા વડે.
તમે સ્વર્ગ મૃત્યુ જીત્યું પાતાળ, વશ વરતે છે દશે દિગ્પાળ.
તે પ્રતાપ 'મહિમા તારો ગયો, જે મરણભય કન્યાથી થયો.
જેમ તુને વહાલાં તારા છોકરા, તેમ મુજને તો મારા ખરાં.
એ મુક કન્યા પાયે લાગું, હું બહેન થઇને ભિક્ષા માગું.
વિનય વચન દેવકી કેહ, પણ કંસ કાળજનો નિર્દય.
જેમ ટાયો ફેરવે ભીડીમાળ, તેમ કંસે ફેરવ્યું બાળ.
વસુદેવ ત્રાહે કરી કર ઘસે, મુખે રૂએ પણ મનમા હસે.
કુશળ ક્ષેમ જોઇએ છોકરો, ગોપસુતા આધેરી મરો.
રાય શિલા ઉપર છીંકે જેટલે, કરમાથી કન્યા છૂટી તેઠલે.
ઝમક તેજની જ્વાળા થઇ, ભાણેજી અભ્રઘટામા ગઇ.
ભયભીત કંસાસુર થયો, આશ્ચર્ય પામી ઉભો રહ્યો.
વછુટી દદ નવ ગ્રહી, પંખ વિના કેમ ગગને ગઇ.
મેં મરવું સત્ય ઉગરવું નહિ, આકાશવાણી આજ સાચી થઇ.
એ કન્યા ટળી કેમ થઇ વીજળી, મેઘઘટામાં ઝબકે મળી.
... થયું જે ગઇ વેગળી, પાસે રહેત તો મરત બળી.
...ના કંસ તણી જાણી, વિદ્યુતકન્યા બોલી વાણી.
...હો મૂર્ખ માતુલ મથુરાપતિ, આવ્યું મરણ ઉગરવું નથી.
'નિર્ભય શાતા આણતો, હણ્યા સપ્ત પુત્ર રખે જાણતો.
વરસ બારમે નિશ્ચે મરે, કહી પામે ભાણેજ ઉછરે.
... સાધન કર પામે હરિચરણ, સર્વથા નહિ મૂકે મરણ."

પય દધિતો કર્દમ, નંદને આંગણે રે.
માલણ લાવે પુષ્પ, પાન તંબોલણી રે;
કુંકુમ હાથા બાર, દેતી ગોવાલણી રે;
અશોક આંબાપત્ર, તોરણ દ્રોઇતણાં રે;
સોવણ મૈઢ્યાં શ્રીફળ, મધ્ય સોહામણાં રે.
ગોપવધૂ કરે શણગાર, લાખેણી લોબરી રે;
પુત્ર જોવાને નંદ ઘેર, ચાલી મોહ ભરી રે;
ભૂષણ અંબર ભેટ, ભાવે લાવતી રે;
મુક્તાફળ કનક પુષ્પ, હરિને વધાવતી રે.
સ્નાન કરી નંદરાય, વૃદ્ધશ્રાદ્ધ કરે રે;
સંતોષ્યા જાચક જન, નિર્ગુંખ નવ ફરે રે.
સવત્સી સુરભિ દાન, કનક આંપ્યાં રે;
રંક થયા ધનાઢ્ય, દારિદ્ર કાપ્યાં રે.
માણેક મુક્તા રત્ન, પટકુળ પામરી રે;
જેણે જાચ્યા નંદ, ભિક્ષુક નહિ ફરી રે.
દૂધે વરસ્યા મેહ, પૂર પ્રવાહ વહ્યા રે;
રોગ શોક ઉચ્ચાટ, ગોકુળના ગયા રે.
અંધને આવ્યાં નેત્ર, બધિર સાંભળે રે;
અપંગને આવ્યા પગ, પ્રભુને જોવા પળે રે.
પૂંજ્યાં વિપ્રનાં વૃંદ, ચંદન કેસરે રે;
ગોકુળથી વાર્યું મરણ, શ્રી પરમેશ્વરે રે.
ધર્મરાયે વાર્યા જમ, ગોકુળ જાઓ રખે રે;
જો ખીજશે ગોકુળનાથ, નહિ રહીએ સુખે રે;
થાએ મોરલીનાદ વાજીંત્ર વાજતાં રે;
કોઇ ગોવાળાનાં ગાન, ગાધર્વ નાચતા રે.
શકે જમુનાજી થઇ ગંગ, પય પ્રવાહ મળ્યો રે;
શ્રી ગોકુળલીલા ભેદ, ન જાય કારણ કળ્યો રે.

• ( વલણ ) •

અકળ લીલા ગોકુળ તણી, બ્રહ્માદિક ભૂલા ભમે રે;
ભટ પ્રેમાનંદ કહે કથા, ન જડે પાર પ્રભુનો કેમે રે.

---

## ૯. હાલરૂ.

( ઝૂલણાં. )

ઝોળીએં ઝૂલો કહાન ગોવાળા, વ્રજની બાળ ગાય-હાલો હાલરૂ.
તમે ઠમકે ચાલો નંદજીને બારણે, વારણે જાય માતા જસોમતી. હાલો.
માબાપે દીઠાં મોહન મુખડાં, કે દુખડાં ગયાં સુખ પામીયાં. હાલો.
ગયાં કર્મ અંધારાં પ્રગટયો દીવો, ઘણું જીવો જીવન હમારડાં રે. હાલો.
ઉત્તરવય બંધાણાં પારણાં ઘરમાં, કાંઇ બારણાં ઉઘાડાં નંદરાયનાં રે. હાલો.
છ દહાડાને છોકરે પૂતના રે શોષી, તારા દોષી દુરિજન જાજો મરી. હાલો.
મોટા થઇને ચારો વન ગાવડી રે, જસોદાજી જાશે ભામણે રે. હાલો.
આણે મુખે વજાડો વાંસળી રે વહાલા, કાંઇ વેહેલા ગૌ ચારી ઘેર આવજો રે.
અમો ગોપી તમારી દાસી રે હેવા, કંઇ લેવા ઇચ્છું રજ ચરણની રે. હાલો.
અંતરીક્ષ રહી સર્વ દેવતા બોલે, નહિ તોલે કો ગોપી સમું રે. હાલો.
સંસાર હીંડોળો બાંધ્યો રે બ્રહ્મ, કંઇ કર્મે હીંચે કોટી જીવડા રે. હાલો.
શંકર બ્રહ્મા જોગી રે ઝુલ્યા, ભૂલ્યા ભમે મોટા મુનિ રે. હાલો.
આવાગમન હીંડોળે રે હીંચે, ન પ્રીછે પ્રાણી માયા મળ્યા રે. હાલો.
જગત્ ઝુલાવ્યું સોંપી કર્મને, તે બ્રહ્મને ઝુલાવે વ્રજસુંદરી રે. હાલો.
કુસુમવૃષ્ટિ કરે છે દેવતા રે પ્રીતે, આમ રીતે હીંચોળી હરિ ઉતારીયા રે. હાલો.
એ સુણશે પ્રીતે વા ઝૂલણા રે ગાશે, તે સુકાશે ચાહ સંસારથી રે. હાલો.
કહે પ્રેમાનંદ વિપ્ર હું કાંઇ ન જાણું, વિખાણું ગુણ ગોવિંદના રે. હાલો.

---

## ૧૦. બાળચરિત્ર
( રાગ મારુની દેશી ફેર. )

શુકજી કહે સુણ રાય, ચરિત્ર શ્રી કૃષ્ણતણાં;
જે હોય હરિના દાસ, તેહને પ્રિય ઘણાં.
રામ કૃષ્ણ કહી નામ, જનુની બોલાવે;
ઘુંટણીએ ઘનસ્યામ, માતા કને આવે.
બોલવું શીખ્યો બાળ, માંહે દયાળ રમે;
ઢળી પડે બેઠા થાય, તે જનુનીને ગમે.
પાલવ ગ્રહી પરબ્રહ્મ, માતા કને અન્ન માગે,
પેટ દેખાડીને રોય, નીચા થઇ પાયે લાગે.
શાં સુકૃત કીધાં સંસાર, નંદ જશોદાજીએ;
ચૌદ લોકનો નાથ, વખાણી છાસ પીએ.
પ્રગટ કરે અજ્ઞાન, હાથમાં દીપ ગ્રહે;
ઓ કરડવા આવ્યો હાઉ, રોતો ટપ રહે.
નિદ્રા કરે દીનાનાથ, પયોધર ધાવતાં;
અધવચ નાસી જાય, પ્રભુ નવરાવતાં.
એક નેત્ર ભર્યું કાજળ, એક અમર્યું જ રહે;
પેટમાંહી કરે પદપ્રહાર, જસોદા માત સહે.
રમે પિતા ઉચ્છંગ, તાણે મૂછ દહાડી,
નંદ મુખનો તંબોળ, અધવચ લે કહાડી;
રીસાવે રણછોડ, ઓરડામાં ચાલે;
વલોવતી રહે માત, જઇ રવૈં ઝાલે.
ગોળીમાં ઘાલી હાથ, માખણ તરત કાઢે;
મુકાવે જો માત, તો આંસુ પાડે.
ચોરી કરે ઘર મ્હાય, નવ બોલે સાચું;
રાંધતાં લાગે વાર, કહાવે અન્ન કાચું.

અવળું ચાલે અવિનાશ, નથી સાભળ્યું દીઠું;
છાસમાં માગે ખાંડ, દૂધમા માગે મીઠું.
વચ્છ તણા પુચ્છ સહાય, તણાતા હરિ ચાલે;
લપસી પડે બેઠો થાય, કાદવમા કૃષ્ણ મ્હાલે.
છાટે ગૈના છાણ, ગોરસડા ઢોળે;
આડીઅવળી થાય માત, દૂધે અઘોળે.
ભડકાવે દુજાણી ગાય, જશોદા ગ્રહી દોડે;
એકને દોહે છે માત, બીજાના વચ્છ છોડે.
ઘર આગણે ધુંટણીએ, હીંડે મોડે મોડે;
બીજે ફળીયે જાય, તહા દડબડ દોડે.
મર્કટ સો પંચાસ, બાળક અયુત મળે;
તેમા સામળીયો સરદાર, રમવાને પળે.
ગોપી જળ ભરવા જાય, બારણા ઉઘાડે;
સંતાડયું, હોય દહી, સઘ શોધી કહાડે.
ટોળે મળી દશવીસ, વાકી વાળે કોઠી;
વચ્ચે મુકે મહીનું માટ, મળી મારે મોઠી.
દ્વાર ઉઘાડાં મુકી જાય, ન આણે ચિંતા કશી;
ધણીયાણી મળે મારગ માંહ્ય, તાળી દે હસી હસી.
કેટલીક સ્ત્રી સાવધાન, પરઘેર ગોરસ ધરે;
તેને ઉંબર બેસી બાળ, સર્વ લક્ષ્મી જ કરે.
સીકે ચડાવ્યા માટ, લાકડીએ છિદ્ર કરે;
વહે ગોરસની ધાર, તળે રહી મુખ ધરે.

( વલણ. )

મુખ ધરે ગોરસ પીએ તે, અમર અંતરિક્ષ જોય રે;
પ્રેમાનંદ પ્રભુ રામની લીલા, હવી નથી. નવ હોય રે.

## ૨૧. ગોપીઓની રાવ.

( રાગ ગોડીની • દેશી. )

ગોપી આવી જશોદા પાસે, કરવા હરિની રાવજી,
વચન બોલે વઢવા સરખા, હદે હરિ સાથે ભાવ. ગોકુળ કેમ રહીએ;
ભાગ્યો ગોરસનો વેપાર, કહોજી કયાં જઇએ. ધ્રુવ પદ.
ઉત્તર વયે પ્રભુએ પુત્ર આપ્યો, એક જ એક લાડવાયોજી;
આખું ગોકુળ ચાક ચઢાવ્યું, પોતાને ઘેર ડાહ્યો. ગો. ભાં.
વય નાની ને પ્રાક્રમ મોટાં, અમો કહેતા દીસું જૂઠીજી;
અતિશય થયું માટે કહેવા આવી, ખાધું સર્વે લૂટી. ગો. ભાં.
અપરાધ સાંભળી સામળીયાનો, અંબા થઇ ઓશીયાળીજી;
ગોરસ જતન કરો રૂડી પેરે, સાવધાન રહો ગોવાળી. ગો. ભાં.
શાને ક્રોધ કરો છો ગોપી; લો જાન થયું તમારૂંજી;
તમો કહેતાં હો જો ખિજનારી, તો બે સોટી મારૂં. ગો. ભાં.
ભાગ્યવાન છો તમો ખિજનારી, ઘણાં એક ગોરસ મળશેજી;
આંખ ચઢાવી હાંકલશો મા, છેયો મારો છળશે. ગો. ભાં.
ગોપી કહે તારા પુત્રને હાથે, ઉઘડે તાળું સટકજી,
અંધારા ઘરમાં કેશવ જાયે, થાય અજવાળું ફરક. ગો. ભાં.
ન પહોંચે તો ઊખળ માંડે, કોઠી સઘળી શોધેજી;
શીકે ચઢાવ્યાં દહોણાં ભાંજે, લાકડીને ગોદે. ગો. ભાં.
ઊંબરે બેશી કરે લઘુશંકા, બાળકને ઠોકર મારેજી;
ઘરમાં ઘાલી સાંકળ દીજે, રમતો દીસે બહારે. ગો. ભાં.
વચ્છની પેરે ગૈને ધાવે, વંળગે મહિને મારેજી;
સહાવા જાઉં તો આખ મારીમાં, કોગળો દૂધનો છાંટે. ગો. ભાં.
એક કહે હું જળ ભરીને, ઉતાવળી હીંડીજી;
મેં કહ્યું ગોરસ કેમ ઉતાર્યું, એ કહે કહાડું છઉં કીડી. ગો. ભાં.

એક કહે મેં જમના તટ દીઠો, ધૂળે લપસણું કરતો જી;
નથી થાકતો નાનો બાળક, દીસે ઘેર ઘેર ફરતો. ગો. બા.
જસોમતી કહે હું કેમ કરી માનું, ઘડી અળગો નથી થાતો જી;
તો હું બાંધું ચોર કરીને, દેખાડો ગોરસ ખાતો. ગો. બા.
એક દિવસ ગોપીના ઘરમાં, પેઠા નંદકુમાર જી;
તાકી રહી સર્વે સુંદરી રે, તતક્ષણ દીધા બાર. ગો. બા.
ગોપી સર્વે કહે માહોમાહે, સહવાયો છે ચોર જી;
મળ્યું જોવા ગામ જ આખું, મંડાયો શહેરાશહેર. ગો. બાં.
ઘણુ દિવસે હાથે ચડ્યો છે, જસોદાજીને કહીયે જી;
એક કહે ચાલો મથુરામાં, કંસ કને લઇ જઇયે. ગો. બા.

---

## ૧૨. શ્રી કૃષ્ણના કાલાવાલા.

( રાગ પરજીયો. )

વલવલે વૈકુંઠનાથ ગોપી, મુને મારશે મારી માત, ગોપી. ધ્રુવ.
ઘરમાંથી ઘનસ્યામજી રે, વિનય કરે બહુ પેર;
આજ જાવા દો વ્રજસુંદરી રે, ફરી નહિ આવું આ ઘેર ગોપી. વલ.
ટેવ પડી ચોરી તણી રે, મહિ પરઘરનું ભાવે;
કહો તો વચન આપું બાપનું, ચોરી નહિ કરું હવે ગોપી. વલ.
નયન ભરે વિનતી કરે રે, જોડી બન્ને હસ્ત;
કંસ દંડશે નંદને રે, લુંટી લેશે સર્વે વસ્ત ગોપી. વલ.
તાળી વજાડે છોકરા રે, બારણે ઉભી જોય;
અધર હસી બોલે ગોપિકા રે, તેમ તેમ માધવ રોય ગોપી. વલ.
વસ્ત્ર વડે મુખ કર લુહે રે, થરથર ધ્રુજે ગાત્ર;
સમાં કરી ઊખળ ચડી રે, શીકે ચડાવે પાત્ર ગોપી. વલ.

ગોપી આવી જસોદા કને રે, બાઇ જુઓ પુત્રની પેર;
ચોર ઝાલ્યો અમો ગોરસ સાથે, ચાલો દેખાડું ઘેર ગોપી. વલ.
રોસે ભર્યાં જસોમતી રે, સોટી લીધી હાથ;
ગોકુળ આખું જોવા મળ્યું રે, રૂએ ત્રિભુવનનાથ ગોપી. વલ.
બહાર કાઢો બાર ઉઘાડી, કેમ કરે પારકું જાન;
મંદિર જોયું બાર ઉઘાડી, હરિ થયા અંતર્ધાન ગોપી. વલ.
કહાં છે મારો બાળ ગોપી, ફોગટ રહડાવો આળ ગોપી. કહાં.
ઝાંખી થઇ સર્વ સુંદરી રે, નાસી ગયો કેઇ વાટ;
શીકે પાત્ર હાલાં રહડાવ્યાં, વાળી ગયો દહીંનો દાટ ગોપી. કહાં.
મનાવતાં ભારે પડયા રે, જસોદા ક્રોધાયમાન;
ઘેર થકી એક દાસી આવી, બાઇ સુતા જાગ્યા કહાન ગોપી. કહાં.

( વલણ. )

ઘેર પધાર્યાં જસોમતી, ધવરાવ્યા સુંદરસ્યામ રે,
જુઠી પડી સર્વે સુંદરી, સાચો પ્રેમાનંદ પ્રભુરામ રે.

---

## ૧૩. ઉખળબંધન.

( રાગ મારૂ. )

કોણે ફોડી હો, આ ગોળી કોણે ફોડી હો;
સાદ સાંભળી નાઠા નરહરિ, અંબા દોડી હો. આ ગોળી.
ઉડયું વદન ને હાથ ઘસતી, પુઠે દોડી હો;
બાઇ ગોરસનું મને દુઃખ નથી, ભાગી રીઠી ગોળી હો. આ.
પરસાળ છાળે છબછબે જેમ, તળાવની લહેરી હો;
આખા ગોરસનું ઉજડ વાળ્યું, દીકરો કે વેરી હો. આ.

માખણ ખવડાવ્યું માંકડાને, ઉઝંકળ છૈયો હો;
પાત્ર ફુટું ને નેતરું તુટું, ભાગ્યો રવૈયો હો. આ.
આખો દિવસ આજ બાધી મુકું, જોઉં કોણ મુકાવે હો;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, કેમ હાથ આવે હો. આ.

( રાગ પંચમ રામગ્રી. )

સોટી લીધી હાથમાં, ધાયાં જસોમતી રે;
ઘુંટણીએ ઘનસ્યામ, નાસે જદુપતિ રે.
જોવા મળી વ્રજનાર, અંતરિક્ષ સૂરવધૂ રે;
આગળ પુત્ર ને પુઠે માત, ખુંઘું ગામ બધું રે.
બીજાં બાળક નાસી જાય, મર્કટ વ્રક્ષે ચડયાં રે;
થાકયાં જશોદા માત, ધાતાં ઢળી પડયાં રે.
પુનરપિ બેઠાં થાય, અંબા શ્વાસે ભરી રે;
છેડો ખસી ખસી જાય, વેણી વિખરી રે.
નાના બાળક માય, શક્તિ કશાથી આવડી રે;
તાળી દઇ હસે ગોવાળ, દાઝે માવડી રે.
જુએ ઇંદ્રાદિક દેવ, કૌતુક કૃષ્ણ તણાં રે;
છે આસુ ભર્યાં લોચન, દીસે સોહામણા રે.
છે ક્રોધ ભર્યું કપાળ, રીસે તરડીયું રે;
શોભે મોહનજીનું મુખ, માખણ ખરડીયું રે.
છે ખીટળીયાળા કેશ, માંહે રેણુ ભરી રે;
નાસે ત્રિભુવનનાથ, જુએ ફરી ફરી રે.
છે ગોરસ ખરડયો દેહ, તકના બિંદુ ઝરે રે;
એવા દુઃખમાં દીનાનાથ, માખણ ભક્ષ કરે રે.
ખોડંગતો વિશ્વનાથ, ચોટે ચાલતો રે;
મોને મઢ્યો સિંહનો નખ, હૈડે હાલતો રે.

કમળપેં કોમળ પાય, કઠિણ ભોમ્ય ધરે રે;
ભાગે કાંટા વાગે પાષાણ, શોણિત અંગે ઝરે રે.
છે અંતરજામી નાથ, માતે કીધી મયા રે;
ઘણું થાકી જાણી માત, પ્રભુ પડી ગયા રે.
હું નહિ કરૂં અન્યાય, એક વાર ચૂકયો રે;
કહો તેવા ખાઉં સમ, આ વારકી મુકો રે.
જઇને ઝાલ્યો હાથ, દાસી કને દોરડું માગે રે;
પરમેશ્વર માગે માન, માતને પાય લાગે રે.
મંદિરમાં આવ્યાં માત, પાંખોટે ગ્રહી રે;
બાંધવા માંડયા હાથ, દોર પોંચે નહિ રે.
કેમ કરી બાંધ્યો જાય, સુંદર સ્વામજી રે;
ભટ પ્રેમાનંદનો નાથ, અકળ રામજી રે.

( રાગ મારૂ રામકળી મિશ્રિત. )

બાંધ્યો કેમ જાએ રે, બાપજી બાંધ્યો કેમ જાએ;
બળવંત બાંધ્યો કેમ જાએ, જેને ત્રણ ભુવન મુખમાંહે. બાં૦
જેણે ત્રિગુણે ત્રિભુવન બાંધીયું, ઈંદ્ર અજ ત્રિપુરારિ;
સહસ્ત્રશીર્ષા બટુક થઇ બેઠો, બાંધે નંદજીની નારી રે. બાં૦
જે ન્યાય પુછે આખા જગતનો, એહને કો નહિ પુછનાર રે;
ચોર કરીને પુછવા છે, જસોદાજીને અધિકાર રે. બાં૦
સકળ જીવને કર્મનું બંધન, માયા ફંદ આસ્યા પાશ રે;
જગત બાંધ્યું એક દોરીયે, કેમ દામણે બંધાય અવિનાશ રે. બાં૦
આખી ગૈશાળાનાં દોરડાં લાવી, અંબા બાંધે કુમાર રે;
સાંધી સાંધી થાકી જસોમતી, રહે ટુંકડું આંગળ ચાર રે. બાં૦
પામી ખેદ પ્રસ્વેદ છુટયો, થાકી જાણી માત રે;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતી, બાંધ્યા ઉખલ સાથ રે. બાં૦

( છંદ ભુજંગીની ચાલ. )

વાસી સ્વર્ગ સુરવર્ગ આશ્ચર્ય પામે, આ શું કર્મ પરિબ્રહ્મને નંદ ધામે;
અખંડ અવિનાશ વપુ વેશધારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
પ્રભુ અચ્યુતાનંદ અવ્યક્ત કહિયે, નવ ભારતી વેદથી ભેદ લહિયે;
નિરાકાર સાકાર આનંદકારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
ગુણાતીત ગોવિંદ ગરૂડગામી, વ્યાપ્તમાન સર્વત્ર અંતરજામી;
પરાત્પર પ્રાણેશ સ્વ ઇચ્છાચારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
સહસ્ત્રશીર્ષા બ્રહ્મ શ્રી શેષશાઇ, સર્વ સામર્થ્ય મહાશૂર સુખદાઇ;
અસુરાંતક અઘનાશ અવિજ્ઞાત મુરારિ, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
ચતુર્ભુજ ચિદ્રૂપ અક્ષય વાણી, ગદાશંખ સારંગધર ચક્રપાણી;
મુકતાનંદ મહારાજ સંસાર તારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
સર્વે ઇંદ્રમુખ ચંદ્રસ્વેતત્વ પામ્યું, સંપુટ હાથ નિજ માતને શીષ નામ્યું;
ભકતાધીન થઇ દીન ધરે નેત્ર વારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
દક્ષિણ પાણિ નવનીત દૃઢ મુષ્ટિ વાળી, તત્સમે કરે ભક્ષ રૂએ વનમાળી;
કરે વ્રજવધૂ માતને મનુહારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.
સુકૃત જસોમતીનું કોણ જાણે, નાવે પાર શતવર્ષ નિગમ વિખાણે;
કહે પ્રેમાનંદ કોણ બુદ્ધિ મારી, બાંધે ઊખળે બ્રહ્મને નંદનારી.

( રાગ મારૂ. )

ખુટયાં દામણાં ગૌધેનતણા, જસોદાજી તવ થાક્યાં ઘણાં;
શ્રમિત વપુ પરસેવો વળે, શ્રી કૃષ્ણને માત બાંધે ઊખળે.
જાણી જતુની પામી સંતાપ, એક દોરડે બંધાવું આપ;
મહિયારી સર્વ જોવા મળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે.
આવડું જતન કેમ તુજને કરા, અસ્યા આ જે ગોવાળીનાં દીકરાં;
ગોરસ દેખી કાળજ બળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે.

જે ઊખળે બેસી ખાધું નવનીત, તેડયા મર્કટ કીધું વિપરીત;
તે દાઝ મારી કેમ જ ટળે, પ્રભુ બાંધ્યા તાણી ઊખળે.
ગોપાગના સહુ માગે માન, અમ કને ક્યો જે થયું હોય જાન;
એટલું મહી તો સૌને મળે, શું બાંધ્યો બાળક ઊખળે.
નથી ગોરસ પુત્રપે ઘણું, કો એક પુણ્યે મા દીકરો જણ્યું;
અમૃત ઘડો બાળકથી ઢળે, શું બાળક બાંધ્યો ઊખળે.
ન વળી સાન જો મસ્તક ઝળ્યું, શું એટલે જાને ખાવા ટળ્યું;
ગોપવધૂ ચડે ઉછળે, શું બાંધ્યો બાળક ઊખળે.
પુચે દોરડા પડીયા પાશ, મોટી મીરાત ઢોળાઇ ક્યાંસ;
બાઇ છોડો અમારૂં મન ઉકળે, શું બાંધ્યો બાળક ઊખળે.
અમો ભલા જો ન દરૂં રીસ, અન્યાય કોટી કરે જગદીશ;
માની સગાઇ પડી વેગળે, શું બાંધ્યો બાળક ઊખળે.
એના પગલાનો મહિમાયં, ઘેર સાપડી નવ લખ ગાય;
ઘોળું મુખને નક્ષણા ગળે, શું બાંધ્યો બાળક ઊખળે.
છોડો પુત્ર અમને પાડ, એક જ એકના પહોતા લાડ;
ઘણા હેતથી બાળક છળે, શું બાંધ્યો બાળક ઊખળે.
ઘરઘરનું દૂધ અમારૂ લો, ન થઇએ નિર્દય મુકી દો;
સાભળી જસોદાજી કળકળે, તમને શું બાંધ્યા ઊખળે.
તમો રાવ દહાડી લાવતી, નથી લાજતી આજ મુકાવતી;
મ્હોડે રૂડા ભુડા પૂછળે, તમને શું બાંધ્યા ઊખળે.
આગળ બાળકની શી વને, તમો સોડય ભલાઇ લેતા ભલે;
એ ડહાપણુ શીખ્યો તમ મળે, તમને શું બાંધ્યા ઊખળે.
લઘુવયમાં ઉછંખળ થાય, પ્રકૃતિ ચોરીની નવ જાય;
ઘણો ક્રૂર કંસાસુર રાય, તે કેમ મુકે જાણી અન્યાય
રંક જાતિ આહિરાતણી, વિભૂતિ દશ ગાય દૂઝણી;
અભિમાન કીજે સ્યા ભણી, રૂપે સગાઇ તમારી ઘણી.

એવો ઉત્તર અબળાને કહી, જશોમતી મંદિરમા ગઇ:
ગોપાંગના સર્વ ઝાખી થઇ, પણ છબીલાજી છોડયા નહિ
વ્રજવનિતા સર્વ પાછી ફરી, ત્યાહે ત્યાહે વાણી ઓચરી;
પૂરણ ક્રોધ અંતરમા ધરી, રીસાવી ચાલ્યા નરહરિ
રૂદન કરે હીંડે સામળો, તણાય પૂંઠેથી ઊખળો,
વ્રજસાથ જોવા સહુ મળ્યો, જમુના ઝંપાવા બાળક પળ્યો
ઘસરડો ઊખળનો થાય, ગસોડા બહુ તણાયા જાય.
નવનીત ગ્રહ્યું કર માય, ચાવે રૂવે ને માખણ ખાય
નિરખે ઇંદ્રાદિક અંતરિક્ષ, નંદે યત્ન કીધા કંઇ લક્ષ,
ઊખળ બાંધ્યો પંકજ અક્ષ, બ્રહ્મ કરે માખણનુ ભક્ષ
ગોપનંદ જાત્રા સંચરે, પ્રણિપત બાળકની કરે;
કિમા । અમૃગા ઓચરે, ત્રૈલોક્યનાથ ન્હાસી નીસરે.

---

## ૧૪. વૃંદાવનવાસ.

( રાગ સારંગની ચોપાઇ )

નંદ ઉપનંદ રાય વૃષભાન, કીધો વિચાર બેસી એક સ્થાન,
પૂતના શકટ ને તૃણાવર્ત, બાળકને વિઘ્ન ગયા અનંત
આ અરિષ્ટ કહ્યુ નવ જાય, પડયા વૃક્ષ દીઠે ભય થાય,
વૃક્ષજુગ્મ અંતર સાંકડું, ચૂંથે ચડયો મગ રહ્યો કાગડું.
ચક્રીથી કણ નિસરે અભંગ, તેમ બાળકનુ વાચ્યું અંગ,
એ નંદપુત્ર સર્વનો આધાર, એહને આશરે વ્રજ પરિવાર.
કદાપિ વિઘ્ન શ્રી કૃષ્ણને થાય, વિના માર્યા ગોપ મરી સહુ જાય;
પ્રાણીમાત્રનો કૃષ્ણ છે પ્રાણ, એહને કલ્યાણે સહુને કલ્યાણ.
કંસની ક્રૂર દીસે છે દૃષ્ટ, અહીં વસતાં કાંઇ પામીએ કષ્ટ,
કીજે વાસ વનમા મોકળો, હવે ગોપ માત્ર અહીંથી ઉચળો.

ગોવર્ધન વૃંદાવન નિકટ, જઇ વસીએ જમનાને તટ,
જ્યાં ગૌ ત્યાં ગોકુળગામ, ભાઇ આ સ્થાનકનું શું છે કામ
ઘણાં તૃણ વૃંદાવન મ્હાંય, વાધે દૂધ ચરશે ત્યાં ગાય,
ગોપની વિભૂતિ છે ગૌધન, સુરભિ સુખી સુખી વ્રજજન
શાને અહીંથી ઉચળતા, કહાં છાજ કાંઇ નથી મળતા,
કહાં પડે છે સુકવા અવાસ, જહાં જઇએ ત્યાં છાપરે વાસ
નંદરાયની આજ્ઞા હોય, સાવધાન થયું સર્વ કોય,
ઉદ્યમ સહુ ચાલ્યાનો કરે, કુશળ કહાન વાણી ઉચરે.
વૃષભ વચ્છ મહીષિ બહુ ગાય; ભાં શબ્દ માર્ગમાં થાય;
હીસારવ કરે ગૌ પાછી ફરે, પોતાના વચ્છને આવી મળે
સ્કંધે કાવડ ગોરસ ભરી, ધૃતના ગાડવા મસ્તક ધરી,
કાણે લીધા માટ મહીએ ભર્યા, ગોપી રવૈ સીકાં નેતરાં.
ગુપ્ત દોર મચક પારણાં, કાઢ્યા ચણિયારા લીધા બારણાં,
સાંકળ ભોગળ કુંચી નાળાં, ઘર શોધી લે સર્વ ગોવાળા.
લીધી વસ્તુ જે જે કાર્જની, ઊખળ મુશળ સમ્માર્જની,
કાઢ્યા ગૌના ખીલા ખાચી ખાચી, લીધા સુપ ટોપ ચકી માચી
શકટ ધન્ય ધાન્યના ભર્યા, જુઓ ઘરમાં કાંઇ વીસર્યા;
ધાતુપાત્ર વસ્ત્ર ગાસડી, લેઇ ગોપિકા શકટે ચ્હડી
થાકો ચાલતાં વહુ સાસુજી ભણે, ઘરમાં જઇ દાટી થાપણ ખણે;
ઠાલું ગોકુળ ઉધ્વંસ થયું, માજર શ્વાન સહુ સાથે ગયું
શ્રી કૃષ્ણ કહે કેમ રહેશે રાકડાં, સહુ સાન કરી તેડ્યા માંકડાં,
રમકડાં લીધાં જસોમતી, નવે ઘેર એવાં મળવાનાં નથી.
શકટ ઘીસલાં જોડ્યા બહુ રથ, તાણે ભાર સાંઢ સમર્થ;
ઉત્તમ રથ બેઠા નંદરાય, શ્રીકૃષ્ણ બેસાડ્યા ખોળા માંય.
જસોદા આવે વ્રજસુંદરી, કો વાહન કો પાળી પરવરી,
એટલે આવ્યાં ટીંચ ગોવર્ધન તણી, ભૂમ્ય વૃંદાવનની સોહામણી.

ચદ્રમાનું ઘર માધી ઉતર્યા, વિવિધ વાડા સુરભીના કર્યા;
મધ્યે ઘર કીધુ નદજીતણુ, ફરતું ગામ વસ્યુ અતિઘણું.
બહૂલ વાસ શ્રી ગોકુળગામ, ઘણી ગાય માટે ગોકુળ નામ,
ઉજ્વળ મૃત્તિકા ગોમય ગાર, મદિર લીપે વ્રજની નાર.
રગ મડપ ગૌશાળા ભણી, વ્રજમા શોભા વૈકુંઠ તણી,
ચરે ધેનુ બહુ મીઠી ચાર, પીએ નિર્મળ જમુનાનું નીર.
ન રહે ભૂખી તરશી ઘડી, ઘણુ ગાય દૂઝાણે ચડી,
નદ મનને આણદ પમાડે, રમા રમણને ખોળે રમાડે.
કરે—બાળચેષ્ટા ગોપાળ, તેડે નદ આવે તત્કાળ;
જસોમતીને ઉચ્છગે ચડે, કરે હાસ્ય ક્ષણમા રડે.
કોટિ ચહેન નવરાનતા કરે, અર્ધ-અધોજ્યો નાસી નીસરે;
જો કૃષ્ણ ગુથાવે ચોટલી, તો ઘણુ માખણ આપુ રોટલી.
એક નેત્રમા કાજળ ભરે, નહિ અજાવુ રોતો નીસરે;
દૂધ લેઇ મર્કટને પાય, • જસોદાને વારે • નદરાય.
રખે તુ કૃષ્ણને હાકરે, હુ રકને પુત્ર પડયો છે પેરે,
એ ચોરે નાખે કરે ઉન્માદ, એ આપણને મોટો છે સ્વાદ
તુથી ભય મારૂ. મન ધરે, વળી રખે ઊખળે બધન કરે,
શુકજી કહે હુ શું શુ ભણુ, જે ભાગ્ય નદ જસોદા તણુ.
સાક્ષાત્ વિશ્વભર જગ્ત જાણે, તે ભૂખ્યો છઉં કહી પાલવ તાણે,
ખટદર્શનમા જોગેશ્વર જુએ, તે બ્રહ્મ માખણ માટે રૂએ.
બ્રહ્માને સ્વપ્ને નવ આવે, તે ગોવિંદને ગોપી નચાવે;
ચાર વરસના હરજી થયા, એક દહાડો જમુના તીરે ગયા

## ૧૫. વનવર્ણન.

( રાગ કેદારો. )

શુકજી કહે સુણુ રાય રે, શ્રીકૃષ્ણુ તણો મહિમાય રે;
કંઇ ગાય ચારવાની મનસા થઇ રે, પૌગંડ અવસ્થા ગઇ રે.
કિશોર અવસ્થા થઇ રે, કરૂણામયની લીલા કેમ જાય કહી રે.

( ઢાળ. )

કહી ન જાય અદ્ભુત લીલા, થાક્યા મન બુદ્ધિ વાણી;—
નેતિ નેતિ નિગમ પોકારે, શું કરે પામર પ્રાણી.
જથા બુદ્ધિ તથા કહું કથા, વૃથા ધરૂં વક્તા નામ;
કવિ વ્યાસ વક્ત શુક સ્વામી, પરિક્ષિતને પરમ ધામ.
માયા મગ્ન મનુષ્ય અપરાધી, વિપ્ર પ્રેમાનંદ નામ
શું પ્રાકૃતમધ બાંધે ભાગવતનું કરતા હરતા શ્રી રામ
પરિક્ષિતને કહે ગર્ભ જોગી, શૌનિકને સૂતપુરાણી
છે પાવન અધ્યાય પંચદશમો, ચારે ગૌ ,ચક્રપાણી.
વાછરૂ લઘુ ગોપને સોંપ્યાં, ગોવિંદ ચરાવે ગાય;
આપ-સમાણાં બાળક સંગે, નિત્ય પ્રત્યે વૃંદાવન જાય.
નિત્ય નિત્ય રંગ તરંગ ઘણેરા, રમત રમે રણછોડ;
પ્રબળ ભાગ્ય ગોપના દેખી, દેવને થાયે કોડ.
દ્રુમ વેલી ફૂલી વૃંદાવન, ફળી અષ્ટાદશ ભાર;
નાનાવિધ કુસુમ બહુ રંગી, ષટપદ કરે ગુંજાર.
રૂચિત શબ્દ વિહંગમ બોલે, ડોલે લતા વાયુ વેળ;
પંડિત પંખી હરિજસ ભણતા, પોપટ બેઠા કેળ.
શ્રીફળી ફોફળી સરલુ સીમળ, સાદડીયા સીસમ સાગ;
અગર તગર મળિયાગર બીલી, ચંદને ચડીયા નાગ.

આંબા આંબલી કોઠી, કાચકી, કદમ વૃક્ષ, શોભાળ;
પીપળા પીપળી આસોપાલવ, વટલરે હીંચે ગોવાળ.
મોગરા માલતી વેળ વાળો, કુશ વર ભાણના ભોથા;
ચારોળી ચંપક ચંપેલી માહે, મધુકર ખાયે ગોથાં;
જાઇ જૂઇ કેતકી દાડેમી, નારંગી લવંગી દ્રાક્ષ;
ખજુરી ખારેક ફણુસી ફાળસી, પડે પીળી આંબા શાખ.
લીંબુડી કેરણી કંથારી, કમરખી જાંબુ બોર;
તાલ તમાલ સાલને સમડી, રાયણ રાતાં અંકોર.
—ખૂંડાકળી પરવેલ વળી, પંકજ પોયણ અનંત;
નવાં અંકુર પાડલ. ને કેસુ, વાસ વસે વસંત.
વૃંદાવનમાં તુલસીનાં વૃંદે, વિલસે વ્રજના બાળ;
ગુંજા માંજર ને વૈજ્યંતી, હીંચે પાગ પ્રમાણે માળ.
કપોત કોકિલા સુડા સારસ, ચક્રવાક ને મોર;
મરાળ મધુકર ને ટિટોડી બોલે, ચાતક ચુરા ચકોર.
શશક જંબુક વરૂ વણિએર, વ્યાઘ્ર કેસરી વ્યાળ;
મુખમાં તરણાં હીંડે હરણાં, ફટક દેતાં ફાળ.
ભાવન પાવન છે જમુના તટ, બંસીવટ બિરાજે;
રાગ રસાળા ગાય ગોવાળા, વાજે વેણુ, મોરલી ગાજે.
અંગે ઊગટ મોર મુગટ, કાને કુંડળ લટકે;
ધાબળીની પલવટ વાળી, ધાતાં પાલવ ફટકે.
ગાય ચરે ગોવાળા નાચે, મધ્યે રામકૃષ્ણ બે ઉભા;
ભાઇ શું વિખાણે વેદ બિચારા, વૃંદાવનની શોભા.
શુક વાણી ચોરી કીધી, આસરો મારે શાનો;
ભટ પ્રેમાનંદ કહે હરિદાસો, થોડું ઘણું કરી માનો.
શ્રીકૃષ્ણ કહે અગ્રજને તમારો, મોટો મહિમા રામ;
આ વૃક્ષ તમને નીચાં થઇ થઇ, કરે છે દંડપ્રણામ.

પક્ષી સ્તુતિ કરે છે તમારી, હો જાદવ રાજકુમાર,
અમને કો નમતું નથી, અમો જાતિ તણા પિરાગ.
વડા વીરને શોભા આપે, હસતા હાંકે ગાય;
તાલ વનમાં ગયા ગોવાળા, સાંભળ પરિક્ષિત રાય.

---

## ૧૬. નાગદમન પ્રસંગ ને ગેડીદડાની રમત.

( રાગ સામેરી )

કીધું કૌતુક ગોપીનાથે રે, ગયા વનમાં ગોવાળા સાથે રે;
તે દહાડે ઘેર રહ્યા છે રામ રે, કરવું છે સર્પ સંબંધી કામ રે.
પૂંઠે ગોપ આગળ ગાય રે, વાટે મધુર વેણુ વાય રે;
ગોપ પ્રત્યે પ્રભુ કહેવા લાગ્યા રે, આપણ આજ વનમાં જઈએ આધા રે.
એમ કહી દૂર ગયા ભગવાન રે, થયા વનમાં જન મધ્યાન્હ રે,
થયા તૃષિત ગોવાળા ગાય રે, વિષજળ ભણી સુરભિ ધાય રે
ગોપ ગૌને જાતી વાળે રે, જાવા દો કહ્યું શ્રી ગોપાળે રે,
પીવા દો સુખે ગૌને પાણી રે, તવ ગોવાળા વદે છે વાણી રે
કહે છે ગોવિંદને ગોવાળા રે, એ જળમાં છે વિખની જ્વાળા રે,
તમો નથી જાણતા વનમાળી રે, ઇહાં વાસ વસે સર્પ કાળી રે.
કાલિંદીનો દ્રહ વિખે ભર્યો રે, પીતાં પાણી કો ન ઉગર્યો રે,
પડે છે પક્ષી ગગને જાતાં રે, મન કેમ ભાને ગૌ પાતાં રે.
સુણી ગોપસખાની વાણી રે, ભરાયા ક્રોધે સારંગપાણિ રે,
કાળીને કહાડવાની દ્દષ્ટ કીધી રે, પીઓ જળ સહુને આજ્ઞા દીધી રે.
સર્વે કહ્યું કૃષ્ણનું કીધું રે, પ્રાણી માત્રે તે જળ પીધું રે,
ગાય ગોપને ચડીયું ઝેર રે, સહુ ઘર્ણ્યું દળ્યું આવી લહેર રે
જે કાળાની ફુંકે ફાટે પહાડ રે, કાશ લગે ન મળે એકુ ઝાડ રે,
કાળું જળ નીલી સેવાળ રે, કાળીનાગ મુકે વિખજ્વાળ રે;

મનસા સર્પ કહાડવાની કીધી રે, ગોવિંદે ગેંડી કરમાં લીધી રે.
કટિ પીતામ્બર પયવટ વાળી રે, ગેંડી દડો રમે વનમાળી રે;
કહે સહુ ગોપને ગોકુળરાય રે, રખે ભાઈ દડો જમુનામાં જાય રે.
જેહની વતી દડો એહમાં જાશે રે, નાખનારો લેવા ધાશે રે;
એવો પરઠ કીધો મહારાજે રે, કાળીનાગને નાથવા કાજે રે.
મારે હાક સખાને તેડી રે, પડે પ્રહાર દડા પર ગેંડી રે;
ધાય ગોવાળા મદમાતા રે, ભર્યા શ્વાસ ગુલાટ ખાતા રે.
હાથનાં કડાં ઉંચા ચ્હડાવે રે, મારે દોટ પાધરી ફાવે રે;
એક હારે એક લેઇ જાય રે, વાળવા બીજુ પૂઠે ધાય રે.
લાગ સામળીયાનો આવ્યો રે, દડો ગેંડી માહે ભરાવ્યો રે;
મારી દોડ આકડે ચડયો રે, દડો જળમધ્યે જઇ પડયો રે.
હસ્યા ગોપ દેઇ દેઇ તાળી રે, થયા ઓશિયાળા વનમાળી રે;
વચન પોતાનું પ્રતિપાળે રે, ચડયા નાથ કદમની ડાળે રે.
ભાઇ હું જમુનામાં ઝંપાવું રે, દડો સર્વથા શોધી લાવું રે.

---

## ૧૭. જસોદાનો વિલાપ.

( રાગ વેરાડી. )

મારૂં માણુકડું રીસાવ્યું રે સામળીયા,
તારા મનમાં એ શું આવ્યું રે સામળીયા.

હું અપરાધણ માતાને મુકી, શા માટે ઝંપાવ્યું રે સામળીયા. મારૂં.
કાલિંદીનું કાળું પાણી, માંહે વમે કાળો કાળી;
હવે આશા તે શી મળવાની, કેમ આવે વનમાળી રે સામળીયા. મારૂં.
સંતાનરૂપી મોટું ધન તે, કરમે લીધું લૂટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પડ્યું કેમ છુટી રે સામળીયા. મારૂં.

પુત્ર પામી હું છેલ્લે આશ્રમે, ઉછેર્યો પ્રતિપાળી;
નીપનો રસ ઢળી ગયો હું, વિજોગ આગે બાળી રે સામળીયા. મારૂં.
નાકે મોતી પાએ ઘૂઘરી, મોર મુગટ શિર ધારી,
ફરી રૂપ હું કયાથી દેખું, હરિ આવે ગૌ ચારી રે સામળીયા. મારૂં.
કાને કુંડળ મુખમાં મોરલી, સાંજે ગોકુળ આવો;
ભૂખ્યો છઉં કહી પેટ દેખાડો, મા કહી મને બોલાવો રે સામળીયા. મારૂં.
પીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરૂં માગે;
હું ધરી માને થણી જાણી, કોણ વલોવવા લાગે રે સામળીયા. મારૂં.
તું પ્રાણેશ્વર તું ગોપેશ્વર, ગોપી દેહ કેમ ધરશે;
બાળ સખાની કોણ વલે આ, ગાયો હીસી હીસી મરશે રે સામળીયા. મારૂં.
ઉંડા જળમાં વાસો કીધો, પાણીમાં કેમ ગમશે;
મોર પોપટ પૂતળી તારે, એ રમકડે કોણ રમશે રે સામળીયા. મારૂં.
કયાં તું ગયો ને હું જીવું છું, ઓછા સગપણ માટે;
સાચું વહાલ તો ત્યાં જણાએ, સાંભળતાં દેહ ફાટે રે સામળીયા. મારૂં.
કાષ્ટપેં પાષાણ કઠિન છે, તેપેં કઠિન છે લોહું;
વજ્ર તુલ્ય છે કાળજ મારૂં, લોકને શું દેખાડું મ્હોડું રે સામળીયા. મારૂં
તેં મોક્ષાંતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઇ આવ્યું;
ઉપળનું બંધન આજ સાંભર્યું, તે માટે ઝંપાવ્યું રે સામળીયા. મારૂં.
નંદ જસોદા ગાય ગોવાળા, વ્યાકુળ વ્રજની નારી;
ચાર ઘડી પૂછે સર્વે પડજો, હળધર રાખે વારી રે સામળીયા. મારૂં.

## ૧૮ નાગયુદ્ધ.

### ( રાગ સામેરી. )

શુકજી કહે સુણ ભૂપતિ, જાણી વ્રજવાસીનું દુઃખ;
ગોપ ગોપીને ધીરજ આપવા, હરિએ લીધી મોરલી મુખ.
નિજ ભક્તને આનંદ પમાડવા, જગાડવા સર્પ કાળી;
ઘોર નાદે મહુવર વાઇ, પિંડાર પીડા ટાળી.
ચૌદલોક તે શબ્દ પહોતો, ધાઇ વ્રજની નારી;
આઇ વધામણી વધામણી, કુશળ છે દેવ મોરારિ.
પાતાળમાંહે વેણુ વાજે, છે કહાનને કલ્યાણ;
નંદ જસોદા થયાં બેઠાં, ઠામ આવ્યા પ્રાણ.
ગીત ગાય વ્રજસુંદરી, સુણી નાદ સુરભિ હીસે;
જમના જુએ ગોવાળિયા, કાંઇ કરતા કૃષ્ણજી દીસે.
વાંસળીએ વ્રજલોકને, અમૃત પાયું વનમાળી;
તે ઘોર શબ્દને સાંભળી, ભડકી ઉઠયો નાગ કાળી.
ક્રૂર રૂપે કૃષ્ણ જોયા, શત ફણા ફુંફુવાવી;
ગોવિંદજી બ્હીતા નથી, વિશેષ વેણુ ધુધુવાવી.
ગેંડી લીધી એક હાથમા, ઝુઝકાર્યો કદ્રુકુમાર;
પાછા ખસી આઘા ધસી કીધો ફણા ઉપર પ્રહાર.
જોષિકા વાગી ઘણી, ખંડણા પામ્યો મણિ;
ધસ્યો કાળી કાળ સરખો, છે રીસ અંતર ઘણી.
ચંદ્રને જેમ રાહુ લેપે, સૂરજને જેમ મેહ;
તેમ કાળી નાગની ફણા મધ્યે, સામળીયાનો દેહ.
જેમ મહાજળમાં રત્ન પડયું, બાવળમાં ચંદન છોડ.
લક્ષ્મીનાથ લીધા લટપટી, કરી ફણાનો ફૂતકાર;
વિષજ્વાળાથી જળ ઉકળ્યું, વરસે છળાછળ અંગાર.

જેમ કહાડે ચંચ ફાડે, દેખાડે વિખદંત;
અધર કરડે આખ તરડે, મરડે અંગ અનંત.
હાંકે છંછેડી નિકટ તેડી, કરે ગેંડી પ્રહાર;
પછે રીસ કીધી દેટ દીધી, લીધી બાથ નંદકુમાર.
વનમાળી નાગ કાળી, લે સંભાળી ધાય;
પાતાળ ગાજે ઢીક વાજે, વિરાજે વૈકુંઠરાય.
અડવડે હેઠા પડે ને, ગડગડે જેમ મેહ;
પાછી પાની નવ કરે, સમાન જોદ્ધા બેય.
ચાર ઘટિકા જુદ્ધ હતું, પછે કોપ્યા જદુરાઇ;
પદપ્રહાર કીધો પૃષ્ઠમાં, પડ્યો નાગ મૂર્છના ખાઇ.
ગેંડી વડે શત નાક ફાડયાં, પ્રાક્રમ કીધું પ્રૌઢ;
નાગ નાથ્યો દોરડે, ઉપર પ્રભુ થયા આરૂઢ.
સર્પણી સહુ વલવલે, મુકો અમારો સ્વામિન;
અમો ભિક્ષુકી દાતાર તું, પ્રભુ આપ હેવાતન.
કહ્યું ન માને કૃષ્ણજી, પૂકે સ્તવે નાગણનાર;
જેજેકાર ગોપી કરે, પ્રભુ નિસર્યા જળથી બ્હાર.
નિજ કંઠના હાર ત્રોડી, મુક્તાફળે વધાવે;
વેગળા રહી સહુ કો સ્તવે, પણ પાસે કો નવ આવે.
મુકો અમારા નાથને, નાગણી સહુ કો જાચે;
કાળીનાગની ફણા ઉપર કૃષ્ણ થેઇ થેઇ નાચે.

## ૧૯. ગોવર્ધનપૂજન.

(રાગ નટ.)

સમસ્ત વર્ગ ગોપનો ચાલ્યો, પૂજવા ગોવર્ધન;
રંગ્યા શૃંગ અંગ ચીતર્યાં, શૃંગાર્યાં ગોધન.
કનક ઝાંઝરી પાગ ધરી રે, ઠમક વાછરૂ ચાલે;
ગોપ સમસ્ત ચાલ્યા ઉજાણી, લાકડીએ શીકાં લે. સમ.

શકટ રથ ઘીસલાં જોડયાં, વૃષભ પોઠી કીધા;
ઉન્મત્ત ગોપીએ અંન ભરી રે, મસ્તક ટોપલા લીધા.
બાળક લીધા છે કટિલંકે, પરોળી પાએ રોળંતી;
વ્રજવધૂ હીંડે મદમાતી, મોરલી નાદે ડોલતી. સમ.

વેણુનાદ કરે ગોવાળા, વળી ગીત બાળા ગાય;
આભ્રણ આભૂષણ નાનાવિધ, શોભા વર્ણી ન જાય.
ગોવર્ધન નિકટ સહુ આવ્યું, તવ કરે જેજેકાર;
પ્રાણીમાત્ર પૂજે પર્વતને, જેમ કહે નંદકુમાર. સમ.

સ્વયંપાક કીધા સહુ ગોપે, પવિત્ર અન્ન રસોઇ;
બ્રાહ્મણ પાસે હોમ કરાવ્યા, પછે પૂજા વેળા હોઇ.
પર્વતની પ્રદક્ષિણા કીધી, નાહી ઊભા નંદરાય;
ગૃહસ્થ ઋષિને તેડી તેડી, આપી સવત્સી ગાય. સમ.

અબોટીયા પરિધાન કરીને, પર્વત પાસે આવે;
શાક પાક સ્વાદીક અન્ન ઉત્તમ, નૈવેદ ગિરિને લાવે.
ધૂપ દીપ આરતી અજવાળી, મુકી નૈવેદની થાળી;
બીજું રૂપ ધરીને બેઠા, પર્વતમા વનમાળી. સમ.

ગોવર્ધન પૂજે ગોવાળા, ઉલટ આણી મન;
શ્રીકૃષ્ણ કહે કરોની પરીક્ષા, ગિરિ લે છે અન્ન,

પર્વત દેવ સાધુને મુકી, કો પૂજે ઇંદ્ર અહંકારી;
ગિરિમા પોતે ઊપમા પોતે, કરે કૌતક દેવ મોરારિ. સમ.

## ૨૦. ઇંદ્રનો કોપ.

( રાગ કેદારો. )

ઇંદ્રસભામાં નારદ આવ્યા, મઘવાએ માન દીધું;
આપી આસન માનુભાવને, પ્રેમે પૂજન કીધું.
કેમ કૃપા કીધી કરૂણામય, નારદ વળતું ભાખે;
સાવધાન રાજા તેનું કહીયે, જે દઇ સઘળે રાખે.
મેં ઘણાં ઇંદ્રના રાજ જોયાં, બહુ કાળ થયા છે સુજા;
ઉન્મત્ત પ્રજાએ તું ઉવેખ્યો, શુદ્ધ નથી તે તુજને.
અંતર્ધાન થયા એવું કહી, નારદે કૌતક કીધું;
ઇંદ્રે જોયું મન વિચારી, કોણે મારૂં પૂજન લીધું.
ભૂગોળના અનુચર આવ્યા, તે બોલ્યા કરી પ્રણામ;
સ્વામી ગોકુળવાસીયે પર્વત પૂજ્યો, ગોવર્ધન છે નામ.
મહોત્સવ તમારો લોપ્યો, નંદપુત્રતણે પ્રતિબોધ;
વાત સાંભળી સેવક મુખની, ચડયો ઇંદ્રને ક્રોધ.
સકળ લોકમાં રંક ગોવાળાં, જે જીવે પશુ ચારી;
આહીરાં ઉનમાર્ગે ચાલે, કોણ રાખે મર્યાદા મારી.
નંદને ઘેર એક પુત્ર થયો તે, કહાવે છે અવતારી;
નવો માર્ગ તે બાળકે કીધો, વરશોત લોપી મારી.
મદ ઘણો છે મહીયારાંને, ધેનુ અગણિત દૂઝે;
રૂડી પેરે શિક્ષા દઉં કરી, પર્વતને નવ પૂજે.

દ્વાદશ મેઘને આજ્ઞા આપી, જળ ગોકુળ ઉપર રેડો;
ગૌ ગોપ તાણો જમુનામાં, મૂળથી ગામ ઉખેડો.
વાયુ સર્વ સંધાથે જાઓ, ઉડાડો પર્વત શૃંગ;
જો મારા કરનો ભંગ જ કીધો, તો કરો ગોકુળનો ભંગ.
કાં નહિ સ્વામી કહી થયા તત્પર, પવન ને પરજન;
અંધકાર થયો ગોકુળમાં, ઘન ગાજે ગગન.
તિમિર આગળ કાંઇ ન સૂઝે, રવિજ્યોત અભ્રે બાંધી;
કોરણ ઉડે થાય કડાકા, પ્રબળ વાયુની આંધી.
ભયજુક્ત નરનારી નાસે, ભવન આપણાં ભૂલે;
ગિરિશૃંગ શિલા બહુ વરસે, ઉડે વૃક્ષ સમૂળે.
અકાળ મેઘ કોપીને આવ્યો, કો નવ પ્રીછે કારણ;
છાજલ છાપરાં ઉડી ગયાં, રહ્યાં ભોમ ધારણ.
ચમક ઝમક વીજળી ચમકે, ચમકે નાનાં બાળ;
નંદમંદિર સર્વ કો આવ્યું. રાખે દીનદયાળ.
વાછરૂ ત્રાસે સુરભિ નાસે, ઓખાંગતા નાસે સાંઢ;
કડકડાટ શબ્દ થાય આકાશે, શું ભાંગશે બ્રહ્માંડ.

( વલણ )

શું બ્રહ્માંડ શકે ભાંજશે, હરિએ જાણ્યો ઇંદ્રનો ક્રોધ રે,
મઘવાનો મદ ઉતારવા, સોડયા જાદવ જોધ રે.

## ૨૧. ગોવર્ધનધારણ.

( રાગ મલ્હાર. )

ગગન ઘટા ઘનઘોર તણી, ધુમે પવને ઘેર્યું ગામ રે;
ગોપી ગોપ ગૌ દુઃખ પામીયાં, દેખી કોપ્યા ઘણુ ઘનસ્યામ રે.
અવળાં સવળાં દોડે આભલાં, વરસે મેહુલો મુસળધારે રે;
જાણે જીહ્વા શું વાસુકીની, ધાય વિદ્યુતતણા ચમકારે રે.
વજ્રવધૂ થરથર ધ્રૂજતી, ગોપ વાત કહે માંહોમાંહ રે;
કૃષ્ણ બાળકનું કહ્યું કર્યું, કુશળ ક્યાંથી થાય રે.
ત્રિભુવન સ્વામી શત્રુ થયો, તે નંદપુત્ર પસાય રે;
પર્વત આપણે પૂજ્યો તે, શું કરે ગોપીની સહાય રે.
જ્યાં જઇએ ત્યાં રાજ્ય ઇંદ્રનું, સ્વર્ગ મૃત્યુ પાતાળે આણ રે;
કહીં ઉગર્યાનું સ્થળ છે નહિ, વજ્રલોક ગયો નિર્વાણ રે.
કો કહે દાવાનળથી રાખ્યાં, સમાવી વિષની જ્વાળ રે;
સહુ કૃષ્ણને શરણે આવ્યું, રાખો રાખો દીનદયાળ રે.
નંદ જસોદા ચિન્તા કરે, રખે વિઘ્ન કૃષ્ણને થાય રે;
આઇ સાત વર્ષનો બાળકો કેમ, કરે તમારી સહાય રે.
તમો વૃદ્ધ કહ્યું કા માનીયું, જે પૂજ્યો ગોવર્ધન રે;
જો સુરપતિએ મેહ મોકલ્યા તો, શું કરે મારો તન રે.
માતા આંખ મીચે ભગવાનની, રખે વિજળીએ બીએ બાળ રે;
બારે મેઘ સાથે તૂટી પડયા, જેમ પ્રલય કરે પશુપાળ રે.
મઘવા મદ ઉતારવા, ઉગારવા વ્રજનો સાથ રે;
પર્વતનો જશ વધારવા, હરિએ લાંબો કીધો હાથ રે.
જેમ વર્ષાકાળનાં તૃણને, ઉપાડે નાનું બાળ રે;
જેમ ઉન્મત્ત ગજ લે સુંઢમાં, સકોમળ કમળનાળ રે.

તેમ પર્વત લીધો ઊંચલી, લીલાએ લક્ષ્મીનાથ રે;
શ્રમ કાંઇ પોહોતો નથી, જેમ કો મુદ્રિકા ધરે હાથ રે.
ગિરિ ગોકુળ ઉપર આણીયો, ધર્યો કનિષ્ટ આગળી અગ્ર રે;
પર્વત તળે આવી રહ્યુ, સહુ ગોકુળ ગામ સમગ્ર રે.

## ૨૨. અક્રૂરના મનોરથ.

( રાગ પંચમ રામગ્રી. )

અક્રુર બેઠા રથ, મનોરથ બહુ કરે રે,
અંતરમા અભિલાષ, નાનાવિધ ધરે રે.
હું જોઇશ ગોકુળગામ, સર્વ સોહામણું રે;
સ્વર્ગ લોક કોણ માત્ર, શોભે વ્રજ ઘણું રે.
જમુનાજીનો ઘાટ, વાટ વન તણી રે;
જળ ભરતી જોઇશ નાર, ગોપી સોહામણી રે.
ઘાબળીઆળી ઘન, ચૂડો કહોણી લગે રે;
તે દામોદરની દાસ, હુ જઇ પડુ પગે રે.
વૃંદાવનના ઝાડ, ફાલ્યા ફૂલ્યા ફળ્યા રે;
તેનું પામીશ હું દર્શન, ભારે વાકા વળ્યા રે.
તુળસી ક્યારા કોટિ, માંજર ડોલતી રે;
સાંભળીશ શબ્દ રસાળ, મહુઅર બોલતી રે.
દેખીશ ધાતી ધેન, ઘોળી દૂધે ભરી રે;
માકડી, હરણી, ગોરી, કાળી, કાબરી રે.
ખાડી, મીડી, ગીણી, ડોલી કુંડળી રે;
આજ દેખીશ હુ દર્શન, ગાયની મંડળી રે.
નાના મોટા વચ્છ, સાઢ સોહામણા રે;
લટકામા ગોવાળ, સખા કૃષ્ણતણા રે.

મને શુકન સારા થાય, માનું દેશે હરિ રે,
મળી સામી નાર, વારિ ઘટે ભરી રે.
ઉતર્યો દક્ષિણ પાસ, કાળો મૃગલો રે;
ચાસ, સારસ, શુક, શબ્દ કરે ભલો રે.
ચકોર, મોર ને હંસ, બોલે કોકિલા રે;
ફરકે જમણી આંખ, શુકન થાયે ભલા રે.
શુકનનું એ ફળ, સામળીયો મળે રે;
હું ને હરજી થઈએ એક, કંસાસુર બળે રે.
ગત જન્મનું પુણ્ય, પ્રબળ મારું હશે રે;
પ્રભુનું પામીશ દર્શન, લોચન ધન્ય થશે રે.
આવો અક્રુરરાય, કહેશે કૃષ્ણ મુખે રે;
હું તે વેળાનું રૂપ, રાખીશ હૃદય વિષે રે.
હરિ દહોતા હોશે ગાય, દોહોણી કરે ધરી રે;
દેખીશ રેડતા દૂધ, પાત્ર ભરી ભરી રે.
બ્રહ્મા સરખા નંદ, સાવિત્રી જસોમતી રે;
રખે કરે મારી લાજ, હું છઉં જાદવપતિ રે.
ઘોડાની ઘૂઘરમાળ, ઘંટા ઘમકશે રે;
કાકાજી કહીને કૃષ્ણ, મુને બોલાવશે રે.
હું લાગીશ પ્રભુને પાય, હરિ ઉઠાડશે હાથે રે;
ગળામાં ઘાલી બાય, ચાંપશે હૃદયા સાથે રે.
લક્ષ્મીને રમ્યાનું સ્થાન, વહાલાજીનું છે હૃદે રે;
ગોપીનો વિશ્રામ, ચર્ચ્યું મૃગમદે રે.
કૌસ્તુભમણિ વનમાળ, તુળસીમંજર ગુંજા રે;
તે અડશે મારે અંગ, ભેટશે ભરી ભુજા રે.
વામ દક્ષિણ વીર, વળગી બેહુ ફરી રે;
દેખાડશે દીનદયાળ, ગોકુળની શેરડી રે

તેડી જાશે મદિરમાય, પ્રીતે આનંદ કરી રે;
બેસાડશે દિવ્યાસન, પૂછશે વાત હરિ રે.
એવો અંતરનો અભિલાષ, મનોરથ બહુ થયા રે;
થાતે સાયંકાળ, અક્રૂર ગોકુળ ગયા રે.

## ૨૩. શ્રી કૃષ્ણનો મથુરાપ્રવેશ

( રાગ વસંત. )

હા રે મથુરા નગરીનું ચૌટું, જુવે જગદાધાર;
વેણુ રસાળા ગાયુ ગોવાળા, મધ્યે નંદકુમાર. મથુરા.
અચુત સખા સઘાતે ચાલે, કો બાળ યૌવન કિશોર;
પૂર પોળે પેઠા પિંડારા, વાજે મોરલી ઘનઘોર. મથુરા.
બાળક સહુ લટકતા આવે, ઓઢી સોબરી લટકે;
કાળી કામળ ધાબળ ધોળી, સુંદરી રંગ ચટકે. મથુરા.
કેસર રસ બોળ્યા મોળિયા, ખોસ્યા અશોક આબાપાન;
ગુંજા પ્રવાળા તુળસી ટોડર, હૃદે હીંચે પરમનિધાન. મથુરા.
કાછ કછ્યા છે પંચવર્ણા, કણોરે ઘૂઘરમાળ;
લટકાવે લાકડી કંદુક ગેડી, ચાલે ચમકતા ગોવાળ. મથુરા.
ઉડગણમાં જેમ ઈંદુ વિરાજે, તેની મંડળી શોભી;
મથુરાની પોળે પેસતા, મળ્યો મામાનો ધોબી. મથુરા.
પરિચટ હાકે પોઠિયો, આવ્યો પટકુળ પખાળી;
ગોપને સાન કીધી સામળીયે, લાવો વૃષભને વાળી. મથુરા.
ઉન્મત્ત ગોપ ગયા કહેતામાં, ખાળ્યો ધોબી પાડે ચીસ;
નમ્ર વાણીએ રજક પ્રત્યે, બોલ્યા શ્રી જગદીશ. મથુરા.
પરિચટને યાચે પરમેશ્વર, પૂરો ઇચ્છા અમારી;
એ વસ્ત્ર ચાર ઘડી અમો પહેરું, પાછાં આપીશું ઉતારી. મથુરા.

સુખી લોક છે નગ્રનિવાસી, અમો રંક કહે રણછોડ;
સાતરા થઇ ચાલું ચોટામાં, તું પૂર મારા કોડ. મથુરા.
અધમ બુદ્ધિ ઉન્મત્ત અજ્ઞાની, ઓળખ્યા નહિ અવિનાશ;
માધવ માગે ધોબી ના કહે, અમર હસે આકાશ. મથુરા.
"તમો પિંડારા પશુઆં ચારો, શું સમજો રાજધાની;
જેમ રવિ રથે બેસવા ઇચ્છે, આગીયો અજ્ઞાની. મથુરા.
શ્રવણે સાંભળ્યો કંસ રાજા, તેહેનાં પટકૂળ;
આજ ગોવાળાનો કાળ આવ્યો, હું થાઇશ અનુકૂળ." મથુરા.
કૃષ્ણનો કર તરછોડી નાખ્યો, કોપ્યા શ્રી જગદીશ;
વામ ભુજે લપડાક મારી, પડયું પરિયટનું શીષ. મથુરા.
ટળ્યો ધોબી ધર્ણ વિષે રે, કીધી કૃપા શ્રી ભગવાન;
રજક ચતુર્ભુજ થઇ ચાલ્યો, બેસી દિવ્ય વિમાન. મથુરા.
ભાવે કુભાવે પ્રીતે દ્વેશે, ભક્તિ દર્શન થાય;
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ, સેવ્યો નિષ્ફળ ના જાય. મથુરા.
રામકૃષ્ણે પટકૂળ પહેર્યાં, વહેંચી આપ્યાં સર્વ ગોવાળ;
સોઇ સુલક્ષણને મંદિર, ગયા દીનદયાળ. મથુરા.
સુઇકારને કહે લક્ષ્મીવર, આવ હરિજન ઓરો;
મોટી કભાય કરો બેસતી, ઘટે ત્યાં દો દોરો.' મથુરા.
' થયો સજ ગજ કાતર લેઇ, અંગુઠી સોય લીધી;
ઉભાં ઉભાં રામકૃષ્ણની બે, બેસતી કભાય કીધી. મથુરા.
પ્રદક્ષિણા કરી પાગ પડીયો, સોઇ રોઇ માન માગે;
આ પદાંબુજ પામ્યાનું ફળ, ભવભ્રમણ ભાગે. મથુરા.
સાયુજ્ય મુક્તિ તેને આપી, જન્મના ભયથી ટળ્યો;
આગળ જાતાં વનમાળીને, માળી એક મળાયો. મથુરા.
કુસુમહાર માગ્યા મહારાજે, લેઇ જાતો કંસને ઘેર;
માળીએ વિચાર્યું નહિ આપું તો, થાશે ધોબીની પેર. મથુરા.

વનમાળીને માળી હાથે, આરોપે વનમાળ;
તે માની લે લાખની પૂજા, પ્રીતે મદનગોપાળ. મથુરા.
ચાપાં, ચોસર ને વૈજયંતી, પૂજ્યાં ગોપ પુરૂષપુરાણ;
માળી કહે પુષ્પ પ્રભુને પહોંચ્યા, કંસને પાષાણ. મથુરા.
સાન્નિધ્ય મુક્તિ આપી માળીને, સુદામો લાગ્યો પાય;
દયાળ ગોવાળા સાથે આવ્યા, ચોક ચૌટા મહાય. મથુરા.
મથુરા થઇ વૈકુંઠ સરખી, વૈકુંઠનાથને આવે;
અટારીએ ચડી નિરખે બાળી, વનમાળીને વધાવે. મથુરા.
કનક કુસુમ મુક્તાફળ છુટાં, માણેક ચૂની હીરા;
વધાવી આશીષ દે અબળા, કુશળ રહો બેઉ વીરા. મથુરા.
મૃગમદ ચંદન મળીયાગર, પૂજે નારી હૃદયા વ્હાલ;
સુગંધ સોંધા કુંકુમ કેસર, ઉડાડે અબીલ ગુલાલ. મથુરા.
કદલીસ્તંભ આંબાના ટોડર તોરણ, પૂરે સાથીયા દ્વાર;
વીસારી ભય કંસાસુરનો, હરિગુણ ગાય સહુ નાર. મથુરા.
વાજીંત્ર વાજે શ્રીફળ ભાંજે, વૈષ્ણવ વહેંચે પ્રસાદ;
ધામ કામ મુકી સહુ ધાયે, સાંભળી વેણુના નાદ. મથુરા.
જેને શક્તિ નહિ ચાલ્યાની, છે દર્શનનો અનુરાગ;
કૃષ્ણકૃપાએ અપંગ ચાલ્યા, પાગળાને આવ્યા પાગ. મથુરા.
શ્રવણે બધિર થયા સાંભળતા, મૂક થયા વાચાળ;
જન્મઅંધને હરિકૃપાએ, લોચન લોલ વિશાળ. મથુરા.
બાળકને બળ થયું ડોસાનું, આવ્યાં વૃદ્ધને જોબન;
રોગી પુરૂષ નિરોગી થયા, નિર્ધનને આવ્યું ધન. મથુરા.
રોગ દોષ શોક ભય ચિંતા, ધર્મ આળસ અજ્ઞાન;
અન્યાય સર્વ મથુરાથી નાઠા, જવ આવ્યા શ્રી ભગવાન. મથુરા.
વિવેક ધર્મ ને કરૂણા ભક્તિ, પ્રીત ને આચાર;
તપ, જપ, સત્ય, ક્ષમા, ઉદ્યમ, સાથે લાવ્યા નંદકુમાર. મથુરા.

## ૨૪. ધનુષ્યભંગ.

( ઢાળ૦ )

વાટ લીધી કંસઘરની, મધ્યચોક વિષે ગયા;
એક ધનુષ પૂજાએ કંસનું, દેહેરા આગળ જઇ રહ્યા.
ત્રણ તાડ પ્રમાણે ઉંચો મેડો, તે ઉપર ધનુષ ધર્યું;
પૂજા કરાવે પ્રજા પાસે, કઠિણ પોણ કંસે કર્યું.
શિવ, બ્રહ્મા દિગ્પાળ દશ, વિષ્ણુ વેદ ને સરસ્વતી;
દેવતાનો લોપ કીધો, કંસ કહે દૈવત નથી.
હું પરમેશ્વર પ્રજાપતિ, સહુ પૂજો મારૂં ચાપ;
મનવાંચ્છિત ફળ પામશો, મમ ધનુષધ્યાનપ્રતાપ.
પરવશ પ્રજા તે ચાપ પૂજે, પરમેશ્વરને પરહરી;
ઉપહાર સમર્પે શરાસનને, ધ્યાન રઘુપતિનું ધરી.
પ્રગટ સ્તુતિ કરે કંસની, અભિલાષ બીજો મન ધરે;
છાનું માગે પૂજા કરી, કંસરાય વહેલો મરે.
અખંડ દીપક ઘૃતતણા, પ્રહરપ્રહરે થાય આરતી;
નૃત્ય તાંડવ ઘંટા બોલે, દેખી કોપ્યા કમળાપતિ.
આમ પૂજાએ ચાપ અસુરતણું, ઉચ્છેદ ધર્મતણો થયો;
હવે મારૂં દુષ્ટને, એક નિશાનો અંતર રહ્યો.
અધર્મ ઉથાપી ધર્મ થાપું, કીધો શબ્દ ઘન શું ગડગડયા;
દીનાનાથે દોટ મુકી, ધનુષને મેડે ચડયા.
કંસના મુકયા સહસ્ર સેવક, હરિને સન્મૂખ;
અપવિત્ર ગોપ અળગા રહો, અભડાવશો શુદ્ધ ધનૂખ.
તે અસુરને અળગા કરીને, પેઠા અશરણશર્ણું;
ધનુષ લીધું ડિંચલી, કીધું તાણી કટકા ત્રણ.
પાતાળ સ્વર્ગે શબ્દ પહોંચ્યો, ભડક્યો કંસ વિસ્મય વાત;

આનંદ પામી યાદવી, થયા આસુરી ગર્ભપાત.
પછાડયા સેવક પાંચસો,, અને પાંચસો નાસી ગયા;
સમાચાર મામાને હવો જે, પ્રગટ ભાણેજા થયા.
અધર્મ ટાળ્યો ધનુષ ભાંજી, નિરખે દેવ ગગને રહ્યા;
પ્રભુ પંચ કારજ કરી, ફરી વાડીમાં ગયા.
રંક રૂપે ઉભા રહ્યા, જાણે બોલતાં આવડે નહિ;
નંદજી આનંદ પામ્યા, હૃદયા ચાપ્યા કર ગ્રહી.

---

## .૨૫. કુંજરવધ.

(રાગ સામેરી.)

અંબોડો વાળી કાછ કછીયો, ગેડી લીધી હાથ;
નિજ સ્કંધ આસ્ફોટણ કરી, ગાજ્યા ગોકુળનાથ.
ગોવાળા વજાડે વાંસળી, જે સામળીયાના સાથી;
શ્રીહરિ સન્મુખ થયા, કુંતારે હાંકયો હાથી.
શુંડાદંડ ઉંચો કરીને, મુખે પાડે રીડ;
જેમ ઘુમે ચોમાસે વાદળું, ભરી સાગર નીર.
કે અંધારો પર્વત ઉત્પત્યો, ગડગડયો લંકાકોટ;
કે ઘોર મંડળ રાહુનું, વા મુકી એરાવત હોટ.
બહુ રેણુ ઉપર ઉલરે, આવયું અંધકાર;
પરમેશ્વરના દેહ ઉપર, નાખ્યો શુંડાપ્રહાર.
લક્ષ્મીકાંત લડી ગયા, ચૂકવ્યો ગજ ઘાય;
કુંજર ઘુમે ઘુમણી, વામ દક્ષિણ હરિ જાય
વનમાળાને શુંડ વાળી, છટકી નીસરે બહાર;
ઉંચલી લે દંત ઉપરે, ખસી જાય મોરાર.

પૂંઠળ જઈ પૂંછ મરડે, મારે ગેડી ભડાક;
ખમો થાબડે આગળ જઇ, હસ્તી ચડાવ્યો ચાક.
મદ ઝરે મોતી ખરે, કરે કુંજર શ્રમ;
ભડકાવ્યો માતંગ ભૂધરે, ભૂલવણીના ભ્રમ.
ચૌટાનાં ઘરોનું ચોક વાળ્યું, દૈત્યનો વાળ્યો દાટ;
હસ્તીને લેઇ હાર નાસે, છે અસુરઘરની વાટ.
કલ્યાણ જાદવલોકને, વળે દાનવનો ઘાણ;
મંદિર મુકી દૈત્ય નાસે, પડે બહુ ભુંબાણ.
લઘુલાઘવી માધવ કરે, ફરે ચક્રાકાર;
કુંતારે ગજ પેરિયો, કરી અંકુશપ્રહાર.
ગજે લીધા પ્રભુ પગ વચ્ચે, છટકી ગયા નાથ;
કુંજર પૂંઠે કૃષ્ણ આવ્યા, ગ્રહ્યું પૂછડું બે હાથ.
પ્રબળ બળ કીધું હરિ, અંતરિક્ષ જુએ સુર સાથ;
પુચ્છ ગ્રહીને પાછો તાણ્યો, હસ્યા વિશ્વનાથ.
હવુ નથી ને હોતું નથી, બળ કીધું શ્રી ભગવંત;
પચીસ ધનુષ પર્યંત તાણ્યો, આણવા ગજનો અંત.
કુસુમવૃષ્ટિ સુરનર કરે, ધન્ય ધન્ય નંદકુમાર;
કુંતાર લજ્જા પામિયો, કીધો અંકુશપ્રહાર.
ઝુંઝકારી ગજ ફેરવ્યો, તે ધસ્યો પાડી ચીસ;
જેષ્ટિકા નાખી કર થકી, નાઠા શ્રી જગદીશ.
ચરિત્ર સચ્ચિદાનંદતણા, શુકદેવ કહે શું કહીએ;
પશુથી પરમેશ્વર નાસે, વિચારી વિસ્મય થઇએ.
ત્રાહે ત્રાહે પ્રજા કહે, હજો કૃષ્ણને કલ્યાણ;
કૌતુક કીધું નાસતાં, પડયા હળી પુરુષપુરાણ.
હાહાકાર હવો તદા, આપદા પામ્યા ગોપ;
પડતામાં માતંગ પેરિયો, કુંતારને થઈ ચોપ.

લટપટી ગોવિંદ લીધા, ખીજ્યો ગાજે ગજેંદ્ર;
ભગવંત ઉપર દંત દીધા, રાહુ ગ્રાસે જેમ ચંદ્ર.
સૂક્ષ્મ શરીર કીધું હરિ, ઉઠી નાઠા મોરાર;
પાતાળ માંહે દંત પેઠા, થયા પૃથ્વી પાર.
કૂપ થયા બે દંત સ્થાનક, શું કે વાવ ખણાઇ;
શ્રમિત થયો દંત કહાડતાં, તવ કૃષ્ણ આવ્યા ધાઇ.
પદપ્રહાર કીધો કુંભસ્થળમા, ગજે પાડી ચીસ;
કુંતારને એક ઠોઠ મારી, ગયુ ઉડી શીષ.
દોટ મુકી કોટ ઝાલી, ગજ બથાવ્યો શ્રીરંગ;
માધવે મહા બળ કરી, મરડી પાડયો માતંગ.
વજ્રનો છેદ્યો પડે પર્વત, તેમ પડયો બળવંત;
ઘૂંટણ દેઇ મસ્તકે કહાડયા, સમૂળા બેહુ દંત.
કુવલયાપીડ મરણ પામ્યો, ઉદ્ધાર આપ્યો ભગવાન;
ચતુર્ભુજ થઇ સ્વર્ગ ચાલ્યો, બેસી દિવ્ય વિમાન

---

## ૨૬. કંસવધ

( ચોપાઇ. )

રામકૃષ્ણ બે દેખી જોધ, કંસાસુરને ચઢીયો ક્રોધ;
વિકારી સેન્યા સહુ વીર, ન પામે જાવા નંદ આહીર.
જઇ લૂટી લાવો ગોકુળ ગામ, પિતા ઉગ્રસેનનો ફેડો ઠામ;
વસુદેવ દેવકીને જઇ હણો, રખે નાસે શત્રુ કૃષ્ણ આપણો.
એવી આજ્ઞા કંસની થઇ, ધાયા દાનવ આયુધ ગ્રહી:
નાસે લોક પડે ખુંબાણ, ઘેર્યા દાનવે પુરૂષપુરાણ.
તુટયા દૈત્ય કરે મારામાર, ચળકે સાગ ફરષી તરવાર;

ગદા મોગળ ભાર, અતૂલ, ખપુવા ખંજર હાથ ત્રિશૂળ.
હકાર્યો હસ્તી દાનવ ધીર, પૂરણ ક્રોધ કીધો જગદીશ;
આરક્ત લોચન પાડી રીડ, કાળરૂપ કીધું યદુવીર.
ગજ ઉપર ધાયે પંચાનન, તેમ રીસે ધાયા નારાયણ;
મામાજી થાજો સાવધાન, હું ભાણેજો છઉં શ્રી ભગવાન.
એવું કહીને મુકી દોટ, જઇ કંસાસુરની ઝાલી કોટ;
જેમ ગરૂડ ઝડપી લે સર્પને, તેમ કૃષ્ણે લીધો નર્પને.
ગયું ઓસાન કંસાસુરતણું, પર્વતપેં હરિ ભારે ઘણું;
મેડેથી મરડી નાખ્યો ધર્ણ, હદે પર બેઠા અશરણ શર્ણ.
જેમ મૃગલા ઉપર બેસે વાઘ, તેમ કાળજ ઉપર દીધા પાગ;
નાસી ગઇ સેન્યા ન રહ્યું કોય, રાણી સાહેલી કૂટે રોય.
અરે દેવ શું થાશે હવે, કો છે રાયજીને મુકાવે;
અરે કર્મ સંભવતું નથી, નંદને છેયે માર્યો છત્રપતિ.
ઉઠયા ભ્રાત કંસાસુરતણા, અકેકી લપડાકે રામે હણ્યા;
મુવા બાંધવ રાણી રોય, કંસાસુર તે ટગમગ જોય.
તેડાવ્યો હું અક્રૂર કને, મામાજી ઓળખો છો મને;
ખટ ભ્રાત મારા મા જણ્યા, તે શલ્યા સાથેં ઝીંકી હણ્યા.
તે વૈર હું વાળીશ આજ, કાં સુખે સુતા છો મહારાજ;
જે વચન કહી ગઇ વીજળી, તે મામાજી આજ વારતા મળી.
એવું કહી બહુ દીધો ભાર, ન શકે હાલી કંસ લગાર;
તવ કંસાસુરને આવ્યું જ્ઞાન, એ ભાણેજ મારો સ્વયં ભગવાન.
કીધા કર્મ ભોગવવાં સહી, નયણે આંસુ જળ ચાલ્યું વહી;
અંતરિક્ષ દેવ કહે જયકાર, મહાબળ કીધું નંદકુમાર.
મરડયો કંઠ આમળી શીષ, મરતા મામે પાડી ચીસ;
અમરનર આનંદ્યા ઘણા, ગયા પ્રાણ કંસાસુરતણા.
જય જયકાર ત્રૈલોકે થયો, કંસાસુર વિમાને બેસી ગયો;

વસુદેવ કને આવ્યા ગોપાળ, સાંકળ બેડી ત્રોડી તતકાળ.
પ્રદક્ષિણા માતપિતાની કરી, પાયે લાગ્યા હળધર ને હરિ;
માતાને ભેટયા જુગ્મકુમાર, દેવકીને પ્રગટી પયની ધાર.
કેમ ઝાલ્યુ રહે જનનીનું હેત, હરખે દંપતી થયાં અચેત;
દિગ્મૂઢ થઇ દીકરા જુવે, હરિ માતપિતાના આંસુ લુવે.
જયજય કૃષ્ણ દેવતા કરે, જાદવ સહુ જોવા પરવરે;
અસુર લોકને પડીયો ત્રાસ, દશે દિશા કરે નાસાનાસ.
સુકયા કલત્ર મુકયાં ભંડાર, રહ્યા અસુરના ઉઘાડાં દ્વાર;
સૂરજ થકી નાસે અંધકાર, તેમ અધર્મી નાઠા નિરધાર.
પાવકથી જેમ નાસે શીત, દાનવ સહુ નાઠા તે રીત;
અધર્મ ઉદ્વેગ ભય ઉચ્ચાટ, અપરાધે લીધી બીજી વાટ
જાદવકન્યા હરખે આવતી, ત્રોડી હાર મુક્તા વધાવતી;
શુકજી કહે સંભળીએ રાય, કૃષ્ણ માતપિતાને લાગ્યા પાય.

( વલણ. )

પાય લાગ્યા પરમાત્મા, મુકાવ્યા ઉગ્રસેન રાય રે;
ભટ પ્રેમાનંદ કહે કથા થયો છુમ્માલીસમો અધ્યાય રે.

---

## ૨૭. ઉગ્રસેનનો અભિષેક.

( રાગ ધનાશ્રી. )

શુકજી કહે કથા રે, સાંભળ પરિક્ષિત ભૂપ;
ભુલ્યા માતપિતા રે, પુત્ર જાણ્યા બ્રહ્મસ્વરૂપ.
પ્રબળ બળ કૃષ્ણનું રે, માર્યો મામો મલ્લ મેગળ,
થયું દૃષ્ટિ આગળે રે, એ નોહે બાળકનું બળ,

એ કૃષ્ણરૂપ વિષ્ણુ તણું રે, અમો કેમ થઇએ માબાપ;
પુત્રભાવને પરહરો રે, દંપતિનાં જાગ્યા આપ.
શ્રીકૃષ્ણે માયા વિસ્તરી રે, ફરી આવ્યું અજ્ઞાન;
માતપિતાએ જાણ્યુ રે, એ બે અમારા સંતાન.
પુત્ર પરઘેર ઉછર્યા રે, થયા પરાધીન પિંડાર;
દિવસ નાખ્યા દોહલે રે, ગૌ ચારી વર્ષ અગિયાર.
અમો દરિદ્રી દુઃખે દહ્યા રે, નહિ અન્ન ભુવન ભંડાર;
આજ અમો પાસે એટલું નથી રે, કીજીયે પુત્રને પ્રોહોણાચાર.
મનોરથ માબાપના રે, જાણી કહે જદુવીર;
અમો સેવા તસ્કર તમ તણા રે, માબાપ જાણ્યા આહીર.
કારાગૃહે પરવશ રહ્યા રે, દુઃખ વેઠ્યું અગમ અપાર;
સવેળાં ના છોડાવ્યાં રે, છે અમારૂં બળ ધિક્કાર.
સંસારમાં સગું કો નથી રે, પુત્રને માતપિતા સમાન;
અંબા જેવી અંબિકા રે, પિતા તે શ્રી ભગવાન.
પુત્રને તીર્થયાત્રા રે, વમે માતપિતાને પાય;
માતપિતાને પરહરી રે, જે તીરથ નહાવા જાય.
કોસા દુઃખ પામે ઘણું રે, પુત્ર કરે સુકૃત સ્નાન;
તે દાન પુણ્ય આળે ગયું રે, તે થયું ભસ્મ હોમ સમાન.
શત વરસ સેવે માતને રે, જો કનકે તોળે કાય;
તો નિશા એક શીતકાળની રે, પુત્ર ઓસંકળ નવ થાય.
જનકજનુની દુહુવિયાં રે, તે દીકરો દૈત્ય સમાન,
તે કૃતઘ્ની કાળે ગ્રસ્યો રે, સદા વિમુખ શ્રી ભગવાન.
તે દરિદ્ર દુઃખે ભર્યો રે, જે ભરે પરઘેર પેટ;
જેણે માતપિતા સેવ્યાં નહિ રે, તે કરે નીચની વેઠ.
તિરસ્કાર કરે તાતને રે, તે પામે પશુનો અવતાર;
કીટ પડે તેહના દેહને રે, કરે વાયસ ચંચુપ્રહાર,

વૃદ્ધ માતાને પરહરે રે, સ્ત્રીને વશ વર્તે અજ્ઞાન;
લોભી ધન મેળવી મરે રે, તે અવતરે થઈ શ્વાન.
જે તજે બેન બ્રાહ્મણ રે, પોખે પોતાની કાય;
તે ગ્રામ શૂકર થઇ અવતરે રે, મળમૂત્ર પરનાં ખાય.
નીચ મિત્રને માને ઘણું રે, ઘણું પોખે સાસરવેડ;
કૂર વચન કહે અતીતને રે, તેની રોગ ન મુકે કેડ.
વિષ્ણુ રૂપ ગુરૂ શિષ્યને રે, કનિષ્ટ ને જ્યેષ્ટ ભ્રાત,
પૂજનિક સ્વામી દાસને રે, સ્ત્રીને વિષ્ણુ નિજનાથ.
ગૌ બ્રાહ્મણ વૈષ્ણવ જતિ રે, પૂજનિકની કીજે સેવ;
જેને જે જોગ માનવા રે, તેને તે વિષ્ણુ દેવ.
સેવાથી જન જે ગયો રે, તે ખરો ભવજળ મ્હાય;
અમો માતપિતાને સેવ્યા નહિ રે, કહી રોયા જાદવરાય.
અમો વૃંદાવન રમતા ફર્યા રે, તમારે પગે સાંકળ:
તે અપરાધ ક્ષમા કરો રે, છરૂ પુત્ર કડવા ફળ.
આગળ સુખ ઘણું પામશો રે, ફરી મંડાશે ઘરસૂત્ર;
સંસાર વલોક સુખ દીજીએ રે, તો રામકૃષ્ણ તમારા પુત્ર.
કાચ્યાં ફળ તે પાકશે રે, અમો મોટા થાશું તન,
રાજસભામાં પરવરો રે, બેમો પિતા ગજ આસન.
રાજસભામાં આવીઆ રે, માતપિતા કેશવરામ;
માતા મહને વિનવે રે, કર જોડી સુંદરસ્યામ.
યયાતી રાયનો શાપ છે રે, હોય જ્યેટ કગાર;
તે જ્યેષ્ટ પુત્રને છે નહિ રે, રાજછત્રનો અધિકાર.
વસુદેવ વડા સુરસેનને રે, વસુદેવનો વડો રામ;
હું કનિષ્ટને ઘટે નહિ રે, છત્રપતિનું નામ.
માતામહ તમને ઘટે રે, છત્ર જોગ છો વૃદ્ધ સાધ;
કંસ આદે પુત્ર મારિયા રે, તે ક્ષમા કરો અપરાધ.

## ૨૮ નંદવિદાય.

( ૫૬ )

જસોદા કેમ જીવે, મારૂં સગપણ જાણી ફોક,
પિતાને પ્રકાશી કહેતા, નંદજી જાશે જમલોક. જસો.
પાસામાં લઘુશંકા કીધી, બાળક વય જ્યારે હતી;
મુને કોડે પાસામાં લીધો, મા ભીનામાં સુતી. જસો.
એક ઘડી નથી અળગો કીધો, દીઠા વિના થાય ઘેલી;
હું વિના નંદજીને દેખી, મરશે કહેતા પેહેલી જસો.
જાગ્રત સ્વપ્ન માહે ધ્યાન જ મારૂં, પુત્ર સુખમાં બુડી;
હું વિના વનવલી મરશે, જેમ ટળવળે ટીટૂડી જસો.
મથુરા નગરીમાં આણી, વૈકુંઠ જો વાસ;
પ્રેમાનંદ પ્રભુરામ કહે, ક્યાથી જસોદાનું પાસું. જસો.

( રાગ મારૂ )

કેમ ઉત્તર આપું પિતાને, કેમ ઉત્તર આપું;
વચનવજ્રના પ્રહાર કરી, કેમ કાળજડું કાપું. કેમ.
ખોળે બેસાડી ગ્રાસ ભરાવ્યા, શા શા ગુણ ગાઉં;
કેમ કહું પિતા નહિ મારો, કૃતઘ્ની હું થાઉં, કેમ.
કાઇ એક વિઘ્ન જો થાતુ મુજને, કોટિક કરતા દાન;
તે નંદને કેમ ઉત્તર આપું, નહિ તારૂં સંતાન કેમ.
જસોદાસુત નંદનો નંદન, કહી બોલાવે સઘળા લોક;
બીજા સગપણ ફરી ફરી થાયે, માબાપ ન થાયે ફોક. કેમ.
તું નહિ પિતા હું નહિ બાળક, કહેતા થાય સુખ શ્યામ;
એવું કહીને અશ્રુ ઢાળ્યા, પ્રેમાનંદ પ્રભુરામ કેમ.

( રાગ સામેરી )

દેવકી—જુઠી પ્રીત સગપણ સાચું રે,
મહિયારાંની માયા મુકો, જીવનજી હું જાચું રે.　　જુઠી.
સંગત કીધી આપતકાળમા, હવે માયા મુકો રે;
પરઘેર પેટ ભરી ગૌ ચારી, લખતાં વિધાતા ચૂકો રે.　જુઠી.
અર્ભકને ભાવે કોયલ મુકે, પુત્ર કાગ ખોળા માંહે રે;
વાયસનો સ્વભાવ ન લાગે, જઇ બેસે કોયલ ટોળા માહે રે. જુઠી.
સમૂદ્રનું જળ સમૂદ્રમા આવે, યદ્યપિ મેઘ લઇ જાયે રે;
હંસ બગલામા જો બેસે, કુળને લાછન થાયે રે.　　જુઠી.
દેવકી કહે નંદજીને વાળો, જો આશા મુકી જાયે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, સગપણ ફોક ન થાયે રે.　　જુઠી.

( રાગ કેદારો. )

કૃષ્ણ—શું પ્રીત જાણે મા મારી રે;
જસોદાની પ્રીત ઉપર, સો સગપણ નાખું વારી રે. શું પ્રીત.
સ્નેહ વિના સગપણ દેવાસુર, કિંવા સહોદર ભાઇ રે
એકેકના રૂધિરને તરસે, તો ધિક પડો સગાઇ રે.　શું પ્રીત.
મુઆં વચ્છના ચર્મને ચાટે, ગાય પ્રીતે દૂઝે રે;
મોટાં વચ્છને શૃંગે મારે, સગપણ કાઇ ન સૂઝે રે. શું પ્રીત
પ્રીત માટે પતિ સાથે, સ્ત્રી બળે મઢીમા પેસી રે;
કેળકંદ દીકરો મરી જાયે, સગી મા રહે બેસી રે. શું પ્રીત.
ગોકુળનું સુખ નથી વૈકુંઠે, તો કયાથી મથુરા માહે રે;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, જસોદાના ગુણ ગાવે રે. સું પ્રીત.

( રાગ સામેરી. )

વસુદેવ–આપો નંદજીને વિદાય, આપો નંદજીને વિદાય,
વસુદેવ કહે શ્રી કૃષ્ણને, સહુ ગોપ ખોટી થાય આપો.
વિનય કરી વળાવજો, માગી માન નમજો પાય,
ઉત્તર દેજો એવી રીતે, જેમ ડોસો નવ દુખાય આપો.
ગોકુળ શું છે વેગળુ, કો સમે કરજો કૃપાય,
કહેશો તો નંદ જસોમતીને, વાસશું મથુરા મહાય આપો.
આહા રહે પ્રીત ટળી નથી રે, સાચા માતપિતાય,
પુત્રનું સુખ અમો પામશું, તે નંદપુણ્ય પશાય આપો
વાક નથી વિઠ્ઠલ તમારો, ઉત્તર કેમ દેવાય,
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, ગયા વાડી મહાય આપો

( રાગ ગોડી )

વિદાય કરવા ગોપને રે, આવ્યા વાડી માંહે ગોવિંદ,
કાંઇ રીસ કરી શ્રી કૃષ્ણને રે, શ્વાસે ભર્યા કહે નંદ વિદાય
હું રંકે સહેવાતું નથી રે, પુત્ર તે માડયો ઉન્માદ,
આપણ પશુપાળી જીવીયે રે, શો બળીયાસું સવાદ વિદાય.
સાંભળ્યું કંસાસુર તે હણ્યો રે, છે જરાસંધસું કામ,
હવા ગોકુળમાં રહેવાતું નથી રે, શોધો વસવાનો ઠામ વિદાય.
તું મન માને તેમ આચરે રે, ન માને મારી શીખ,
તે દૈતમાત્ર શત્રુ કર્યા રે, હું રંક મગાવ્યો ભીખ વિદાય
એ મલરૂપને પરહરો રે, ધરો ગોવાળાનો વેખ,
તમારો વાંક કશો નથી રે, છે મારા કરમની રેખ વિદાય
ગજદંત નાખી દીઓ દીકરા રે, ધરો જેષ્ટિકા વેણુ,
રામકૃષ્ણના દેહની રે નંદજી ખંખેરે રેણ વિદાય

પ્રીત દેખી પિતાતણી રે, ચાલી હરિને આંસુધાર;
નંદે જાણ્યું પીડા થઇ રે; કાઇ વડતા લાગ્યો પ્રહાર. વિદાય.
હઇસું લીધા શ્રી હરિ રે, લોચનનું લોહ્યું નીર;
મુષ્ટિપ્રહાર થયા મલ્લના રે, ઘણું વાગ્યું શ્યામશરીર. વિદાય.
ઉપાય ઓખધ કીજીયે રે, ચાલો પુત્ર આપણે ઘેર;
પય પીજો બાખડી ગાયનું રે, રૂડો થાશે દેહ. વિદાય.
રામ રહેશે કે ત્યાં આવશે રે, મુકાવા વસુદેવ તાત;
સુખે રહો અહીં રામજી રે, મોકલું છઉં રોહિણી માત. વિદાય.
માતપિતાને પ્રતિપાળજો રે, છે દુખીયા વસુદેવ;
રોહિણીના સરખી રામજી રે, દેવકીની કરજો સેવ. વિદાય.
તપાસ લેજો શ્રી કૃષ્ણનો રે, હળધર માગું છઉં માન;
સબળ સંપ બે મિત્રનો રે, લોકે જાણ્યા ભાઇ સમાન. વિદાય.
બોલ સુણી નંદરાયના રે, જોયું નીચું રાજકુંવર;
કઠિણ મન કરી બોલિયા રે, વિપ્ર પ્રભુ પરમેશ્વર. વિદાય.

( રાગ વેરાડી. )

કૃષ્ણ—અમો ઓસીંકળ કેમ થઇએ રે, ગોકુળસ્વામી;
એવું કહીને આસુ ભર્યાં, અંતરજામી. અમો.
અમો તમારે મંદિર આવ્યા, લેહેણું કાઇ લેવા,
નંદ અમો તમને માનું છઉં, પિતાજી જેવા. અમો.
સગા પુત્રને હેત ન રાખે, તેવું હેત કીધું;
કૃતઘ્ની આજ થયો જે, તમને દુઃખ દીધું. અમો.
ખોળે ચડી મેં મૂછ તાણી, પાટું બહુ મારી;
પર પુત્રનું મુંઘું ખમિયાં, ધન્ય નર ને નારી. અમો.
સાકર દૂધ બાટકીએ પાયું, પોળી એલાઇ;
નહિ આવે જસોદાને તોલે, દેવકી માડી. અમો.

બાંધ્યા પલવટ રાજે રણછોડ, કકાડે મારી ફોડયું ખોડ.
અમર ગગને કૌતુક જોય, પ્રભુને પાર ન પામે કોય;
નેતિ નેતિ કહે ચારે વેદ, પંડિત કોય નવ પામે ભેદ.
શું જાણે પુરાણુ શાસ્ત્ર બાપડાં, તે લક્ષ્મીવર ચીરે લાકડાં;
પછી તાણી બાંધ્યા ભાગ ત્રણ, એક કૌતુક કીધું અશરણશર્ણ.
થયું વાદળ વિજળી અંધકાર, મેઘ આણ્યો મુસળધાર;
આંધી પવનતણી સુસવાટ, ધ્રુજી દેહ ચઢી બહુ ટાઢ.
ત્યા ત્રણે બેઠા ટોળે મળી, બીકે સુદામો ઝબકે વિજળી;
રાય એ કથા રહી એટલે, ગુરૂજી ઘેર આવ્યા તેટલે.
થયા વિસ્મય બાળક દીઠા નહિ, ગુરૂપત્નિ તન ઝાખી થઈ;
હવે સ્વામિ મુજને શાપે ખરા, શું કરૂં કર્મ ન આવ્યા છોકરા.
અબળા આકુળવ્યાકુળ થાય, રખે ક્રોધ કરે ઋષિરાય;
માતુભાવ ઘણું દુખિયા થયા, કહી ન દીસતા બાળક કયાં ગયા.
જે વિશ્વપિતા પ્રભુ પ્રાણપતિ, તે શ્યામ સુરત કયાં દેખાતી નથી;
તન ધ્રુજે મુખ સૂકું થાય, બોલી અબળા લાગી પાય.
જો ક્ષમા કરો તો કહું વારતા, રખે શાપ દઈ મુજને મારતા;
સુદામા કેશવ ને શ્રીરામ, મેં મોકલ્યા સરપણું લેવા કામ.
વચન વનિતાનાં સાભળી, સાંદીપનને મૂર્છા વળી;
અરે મૂર્ખ દુષ્ટ સાપણી, તેં કોણુ કર્મ કીધું પાપણી.

પાપીણીયે દુઃખ દીધું ઘણું, એ કારજ નોહે તમતણું.
ગુરૂપ્રત્યે કહે કમળાપતિ, અપરાધ ગોગણીનો નથી;
અમો ઉન્મત્ત અભિલાષે ભર્યા, સરપણ લેવા ત્રણે નીસર્યા.
ગુરૂપ્રત્યે બોલ્યા પરબ્રહ્મ, અમો આચરૂં વિદ્યાર્થીનો ધર્મ;
એવું કહી ચાલ્યા જગદીશ, સરપણ ભાગ ત્રણેને શીષ.
વચને ગુરૂ સંતુષ્ટ કીધા, ભરા કાષ્ટ તણા મસ્તક લીધા;
ગુરૂ કહે નથી સરપણનું કાજ, હું ઓળખું છઉં તમને મહારાજ.
ત્રાહે ત્રાહે સાંદીપન ભણે, ધિક્કાર મને અંતરમા ગણે;
પહોંચ્યા મંદિર નાખ્યા સરપણ, જઇ ગોરાણીને લાગ્યા ચરણ.
કોરાં વસ્ત્ર આપ્યા ઋષિજન, તપાવ્યા પ્રગટી હુતાશન;
જમાડયા પંચામૃત હેત ધરી, અખુટ કાષ્ટ જે લાવ્યા હરિ.
તે નગ્રલોક સહુ કો લઇ જાય, એકે કાષ્ટ ઓછું નવ થાય;
એ કથા સરપણતણું વૃત્તાંત, રખે શ્રોતાને મન પડતી ભ્રાંત.
વળી એક કૌતુક કીધું વિશ્વાધાર, ગોગણી ગૌ દોહે છે એક વાર;
સુરભિસ્તન બેઠા કર ધરી, પણ દોહોણી કોકીમા વીસરી.
ગુરૂપત્નિએ વિચાર્યું મનભાય, હું ઉઠું તો સુરભિ મીણાય;
સમસ્યા શ્રી કૃષ્ણને કરી, ઘરમાથી દોહોણી લાવો હરિ.
તવ લીલા કીધી લક્ષ્મીનાથ, વધાર્યો આસણે બેઠા હાથ;
તતક્ષણ દોહોણી આપી આણી, તે જોઇ વિસ્મય થઇ ગોરાણી.
અમને વિદાય પ્રભુ કીજીયે, કાઇ ગુરૂદક્ષણા માગી લીજીયે;
અમો આપું એવું મિથ્યા બકું, એવું માગજો કે હું આપી શકું.
હાસ્ય કરી બોલ્યા ઋષિરાજ, છો દુર્બળ હું જાણું મહારાજ;
તું વિશ્વંભર તું વિશ્વાધાર, તું આદિ મધ્ય તું અપરંપાર.
ધર્યો દેહ ધર્મકારણે, અવળે આવ્યો મારે બારણે;
ન પામે પાર નારદ સરખા જતિ, તુંને ઓળખે ઉમયાપતિ.
ન પામે બ્રહ્મા ધરતે ધ્યાન, કરે દુર્વાસા ધુમ્રપાન;

કે કાશી જઇ કરવત લીધે, પણ તું કોને દર્શન નવ દીધે.
હું અપરાધી પામર પ્રાણી, મને મોટો કીધો પુરૂષપુરાણી;
સકળ પદાર્થ પામ્યો હું, દર્શનથી અદકું માગું શું.
હું માગું સમર્થ શ્રી હરિ, જનની જઠર ન દેખું ફરી;
દીન વાણી મન લજ્જા આણી, ગુરૂદક્ષણા માગે ગોરાણી.
કાષ્ટ અણાવ્યાં મેં શ્રીકમા, તે અપરાધ કરો હરિ ક્ષમા;
જરથારને મુક્તિ આપી જો હરિ, માંહે મળતી હું ભવસાગર તરી.
એક વાતું હું માગું ગોપાળ, ક્ષીપ્રા માંહે એક બૂડ્યો બાળ;
પાંચ વરસનો પરમનિધાન, મને તે આણી આપો ભગવાન.
જઇ સંયમનીની પોળે રહ્યા, ભયભીત જમકિંકર થયા;
સેવક કહે સાંભળ ભૂપાળ, પુરપોળે આવ્યો આનવગાળ.
સામળો સુંદર રૂપ રસાળ, તેને શબ્દે ભય પામે છે કાળ;
મોટું આશ્ચર્ય અહીં આવ્યાની ગતિ, એવું સાંભળી બોલ્યા જગપતિ.
જાઓ તેડી લાવો મુજ પાસ, ન ઓળખ્યા ધર્મે અવિનાશ;
સેવક પ્રભુને કહેવા પળ્યા, દેવલોક સહુ જોવા મળ્યા.
સભામા પધરાવ્યા હરિ, સ્તવન કરીને પૂજા કરી;
કાંઇ સ્વામી છે હું સરખું કામ, વળતું બોલ્યા સુંદરશ્યામ.
સાંદીપન ઋષિનો એક બાળ, તેને લઇ આવ્યો છે કાળ;
રાય તે બાળકને લાવો ફરી, યમે આણી આપ્યો શીઘ્ર કરી.
કીધી ધર્મરાજે વિનતિ, એણે મશે પધાર્યા ગોકુળપતિ;
કાંઇ હું સરખું કાજ ભગવાન, મને જાણજો દાસ સમાન.
શ્રી કૃષ્ણ કહે આજ્ઞા મુજતણી, ન જાશો મારા ભક્ત જ ભણી;
બાળકને લેઇ ચાલ્યા અવિનાશ, રામકૃષ્ણ પધાર્યા ગુરૂની પાસ.
આપી બાળક લાગ્યા પાય, ગુરૂજી પાસે માગી વિદાય;
નગરલોક દુઃખી થયા ઘણું, પામી હતી અવંતિ વૈકુંઠપણું.

હૃદયમાં રૂપ ગુરૂ ધરી રહ્યા, સુદામો ઘણું વળાવા ગયા;
નગરલોક પાછા વળ્યા, ફર્યા આંસુ ભરતા નિશાળીયા.
સુદામાને કહે અવિનાશ, મિત્ર અમારો લેવો તપાસ;
જેમ તેમ ફરી મળજો એક વાર, એમ કહી ચાલ્યા જગદાધાર.

---

## ૩૦. જસોદાનો ઉદ્ધવ પ્રત્યે ઉભરો.

( રાગ ગોડી. )

ભલે પધાર્યા ઉદ્ધવજી તમો, આજ કૃતાર્થ કીધાં અમો;
માનુભાવની ભેટ અમારે થઇ, આળસુને આંગણે ગંગા વહી.
જેમ આગિયાને ઘેર આવે આદિત, જેમ ગોવિંદ આવે પાપીને ચિત્ત;
અમો રંકને ઘેર આવ્યા ભક્ત મણી, તમે સંભાળ લીધી દુર્બળતણી.
અમો આકાશથી પૃથ્વી પર પડયાં, પુત્ર વિજોગ પારધી કર ચડયાં;
ઉદ્ધવને કરાવ્યાં પયપાન, આરોગ્યા ભક્ત શીઘ્ર ઘૃત પકવાન.
તંબોળ બરાસ કીધા મુખવાસ, દિવ્ય શય્યા પર બેસાડયા હરિદાસ;
ઢોળે વાયુ નંદજી ઝાલી વીંજણો, તે સમ દેઇ વારે ભક્ત હરિતણો.
જાણે સર્વસ્વ કોણે લૂટી લીધી, જસોદાજીએ એમ વિનતિ કીધી;
કહો વીરા ઉદ્ધવ ચતુરસુજાણ, છે વસુદેવ દેવકીને કલ્યાણ.
રાખે છે માતાપિતા શું પ્રેમ, છે રામકૃષ્ણ બેઉ કુશળક્ષેમ;
કહીંયે સંભારે છે ગોકુળગામ, મને સંભારે છે સુંદરશ્યામ.
કહીંયે સંભારે છે નંદજી તાત, તમ સાથે કીધી કાંઇ એક વાત;
જો ભાગ્યવાન માતા દેવકી કીધ, તો હું રાંકડીને સંભારે શીદ.
છે પુષ્ટ વપુ કે થયા દુબળા, પ્રાણનાથ થયા મુજથી વેગળા;
ફરી ફરી ઉદ્ધવને પૂછે માય, આંહાં આવશે કે કહાવી નાય.

ઉદ્દવ સાભળ્યુ છે કહીં ત્રિભુવન માય, પ્રસુતાને તજી પુત્ર પારકો થાય,
ઉદ્દવ પ્રશ્ન કરજો વિચારી આપ, મે શા ના પૂર્વે કીધા પાપ.
મે બળતા બાળ્યા હશે વનીશાળ, મે ચડાવ્યા હશે સાધીને આળ;
બાળવૃક્ષતણી શુ ભાજી ડાળ, મેં શુ ફોડી હશે સરોવરપાળ.
મે પમાડયુ હશે વિશ્વાસ દેઇ મૃત્ય, મે લોપી હશે બ્રાહ્મણની વૃત્ત;
પરદુઃખ દેઇ મે કીધો ગર્વ, શકે મે છોડી હશે પણીતી પર્વ.
રક પડોશીને મે કીધા સાન, કે મે અબળાની બ્રાહ્મણની ધાલ,
મે શુ વેચ્યા કન્યા, પૃથ્વી, ગાય, મેં સાધુને માર્યા બોલના ઘાય.
મે શુ તીર્થ ધોયા મળમૂત્ર, ઉદ્દવ કોણ પાપે ગયો મારો પુત્ર;
બાઇ તમે કહો તે હું પ્રાયશ્ચિત કરૂ, પાળે પગે અડસઠ તીર્થ ફરૂ.
કરૂ અપવાસ તીવ તપ બહુ પેર, જો સામળીયો ફરી આવે ઘેર,
આ ઘરમા રમતો મારો બાળ, મને ખાવા ધાયે ઓરડા પરસાળ.
ઉઘાડુ ફરી દેવાયુ બારણુ, પુત્રને સુવાનુ સુનુ પારણુ;
જન્મસમેના હાથા અભયા રહ્યા ગોવિંદજી ગોકુળ છાંડી ગયા.
જેણે ભાજી ગોળી પાષાણુ નાખી, તે કટમ હું ગ્હી છઉં રાખી;
નંદજીને હાથે દૂધ પીતો લાડકો, ઉદ્દવ તે આ રૂપાનો વાડકો.
મોર પોપટ પુતળી ગેડી, ઓ પેલી વજાડવાની વાસળી પડી;
પાઘડી ટોપી ને આગળા ઘણા, આ જુઓ કામળી પિછોડી હરિતણા
સુતો સુવારે ઉઠતો મોડો, મારા પુત્ર વિના સુનો નેસડો,
ઉદ્દવજી કેમ ધીરજ ધરૂ, એ દુખે હું ફાટી નવ મરૂ.
કઇ દેવકીને પૂછશે ધર્મરાય, એણીએ દેખતા કીધો અન્યાય,
અમો વિધાતાને એક વિનતિ કરીએ, હુ ને દેવકી સાથે મરીએ.
ધર્મરાજ આગળ હુ જઇશ જઇ, ઉભી રહુ હુ દેવકીને પાલવ ગ્રહી;
જમ રાઢ ચૂકવશે ખરી, મારો પુત્ર અપાવશે પાછો ફરી.
અવતાર લઇ ગોકુળમા આવીશ, એના એ પુત્રને હું લડાવીશ;
એમ જસોદાજી રૂવે ટળવળે, ઉદ્દવને નયણે આસુ ઢળે

ઉદ્ધવજીને કહે નંદરાય, શ્રીકૃષ્ણે કીધુ તે કોણે નવ થાય,
મેં ઉછેર્યો પુત્ર હુ ગાહે જમાડ્યો, અર્યા ગામમાથી હું હાકી કહાડ્યો.
મને કહ્યું આપણુ સગપણ ફોક, શ્રીકૃષ્ણે હસાવ્યા દુર્જિન લોક;
એવું દંપતિનુ દુ:ખ જોઇ સાભળી, ઉદ્ધવની થઇ ઉભી રોમાવળી.
વૈષ્ણવ મનમા ઘણું આનદે, શ્રીકૃષ્ણને આવવું કરવુ નવ ઘટે,
ઘણું ગોપલોક મનના નિર્મળા; ન આવે વસુદેવ દેવકી સોળમી કળા.

---

## ૩૨. ભ્રમરગીતા.

( રાગ વેગડી )

સંદેશો સાભળી વ્રજનારી, વદન કંળા થઇ ઝાખી,
ફુલમાણુ વાગ્યા કાળજામા, મહિયારી ગ્મરી નાખી.
મૌન કરી ઉદ્ધવજી વીરા, ઉત્તમ સંદેશો આણ્યો;
મરતાને શું મારો ભાઇ, સ્નેહ તમારો જાણ્યો.
અમે પ્રીત પ્રીછી પુ.ષોત્તમ, ઘણુ જાણી અમારી દાઝ;
જોગી થાઓ અમને કહાવ્યુ, પોતે કરે છે રાજ.
કુળ મરજાદ મુકી મળિયા, તે લોક દે છે મેણા;
લજ્જા સુખ અમે ખોઇને બેઠા, વળી રોઇને ખોયા નયણા.
સર્વસ્વ જાયે તે સન્યાસી, હરિધન બેઠા વળાવી;
અક્રૂરે અમો જોગણ કીના, ગયો પાપી ભરમ ચોળાવી.
દુખે મૌન લીધુ અમે ઉદ્ધવ, ઉત્તર કોને નવ આપુ;
વાટ જોઇ અમો પાણી ભરતી, જમુના તીરે તાપું.
લેહ લાગી છે લટકાળાની, ગયે પ્રીત અદકેરી વાધી;
તેલ ભર્યા વિના મરતકમાહે, જટા આફણીયે બાંધી.

અમો કંથા કૃષ્ણકથાની પહેરં, શૃંગારતણો પંથ ઝાલું;
કામખમ્મ અવધૂત થઇને, નિઃશંક ગોકુળમાં ચાલું.
જે સંદેશો શ્રી કૃષ્ણે કહાવ્યો, તે તમો ધરી લેતા જાઓ;
ગોપવધૂ કહે ઉદ્ધવજીને, તમો સન્યાસી થાઓ.
જંગોટા, કછોટા, ગોદડી, કંથા, પહેરો સોહામણો વાઘો;
તુંબીપાત્રને કરમાં ઝાલી, ઘેર ઘેર ભિક્ષા માગો.
સ્મશાનભસ્મ શરીરે ચોળો, મુગટ પીતાંબર મુકો;
ગૃહસ્થ કુબજાને બારણે બેસી, ઉદ્ધવજી શીંગી ફૂંકો.
ઉપદેશ દેજો કૃષ્ણકુબજાને, સાધે જોગારૂઢ;
સદ્ય વૈરાગ તેને ઉપજશે, અમો શું જાણું આહીર મૂઢ.
અમૃતનો ઘટ મુખ લગી ભરિયો, ઉપર ભરિયે તે વહી જાય;
શ્રી કૃષ્ણ ભર્યા છે કંઠ પ્રમાણે, તો કેમ જોગ સમાય.
કૃષ્ણ હૃદયમાં કૃષ્ણજી બાહેર, જાંહાં જોઇએ તાંહાં જદુરાય;
એવો પ્રેમ દેખી વ્રજવનિતાનો, ઉદ્ધવજી લાગ્યા પાય.
ગોષ્ટી સાંભળવા ગોપી ઉદ્ધવની, સાંભળ પરિક્ષિત ભૂપ;
મથુરાથી શ્રીકૃષ્ણ પધાર્યા, ધરી ભમરાનું રૂપ.
મધુકર બોલે મધુરી વાણી, તે ગોપીના ગુણ ગાય;
ઉદ્ધવજી કાંઇએ નવ પીછે, ગોપીએ ઓળખ્યા હરિરાય.
વ્રજબાળાની કંઠે માળા, સુગંધ મનોહર થાય;
મકરંદ મસે ઉર પર બેસે, લઇ સ્વાદને ઉડી જાય.
જઇ છૂટી વેણી માંહે ભરાયે, કરતો નૌતમ નાદ;
ઉરાડતાં મુખ ઉપર આવે, લઇ નાસે અધરનો સ્વાદ.
કામનીયે શ્રી કૃષ્ણ ઓળખ્યા, પ્રેમાનંદ પ્રભુ શ્યામ;
ભમરાના ગુણ ગોપીએ ગાયા, માટે ભ્રમરગીતા ધર્યું નામ

મથુરાની પ્રજા સૂતી છે જેમ, ઉચલી લીધી તે જેમની તેમ
ઘોરનિદ્રામાં કો જાણે નહિ, દ્વારિકામાં મહુ સૂવાડયું જઇ.
છત્ર આસન રથ માનવ પશુ, મથુરામાં નવ મુકયું કશું.
ભાંડપાત્ર મેલ્યાં પટકૂળ ઉત્તમ વૃક્ષ લીધાં સમૂળ,
હશે સાત્યા ધન મથુરા માંય, તેમનાં તેમ જઇ ડાટયાં ત્યાંય.
સકળ જીવ દ્વારામતિ ગયા, મથુરામાં બે બાંધવ રહ્યા,
એ અદ્ભુત લીલા વૈકુંઠરાય, શુકજી કહે કેમ વર્ણવી જાય

---

## ૩૩. રૂકિમણીનો પત્ર ને સંદેશો.

( રાગ મારૂની ચોપાઇ. )

શુકજી કહે સુણ છત્રધારી, કહું પત્રની નિગત વિસ્તારી,
લીધો કાગળ રાજકુમારી, લક્ષ્મીયે લેખણ કરમાં ધારી
કીધો નારદને પ્રથમ પ્રણામ, લખ્યું શૈલ્યસુતાસુત નામ,
સિદ્ધ પામે વેહેલા શુભ કામ, મુક્તપુરી શ્રીદ્વારિકા ગામ.
શ્રેષ્ઠ સપ્તપુરીને માંય, વિશ્વકર્માકૃત કહેવાય,
અહર્નિશ ચક્ર કરે રક્ષાય, જેને સ્મરણે કિલ્મિષ જાય.
હે નર ઉત્તમ દેવોત્તમ દયાળ, અસુરાંતક સુરભિપ્રતિપાળ,
કાળજવનકેશીકસકાળ, જયજય જાદવ દેવકીબાળ.
માયાતીત ગુણાતીત સ્વામી, નરકનિવારણ નિર્મળનામી,
જગજીવન અંતરજામી, જયજય ગોવિંદ ગરૂડગામી.
પરમારથ કરતા તતખેવ, ભક્તજનજિતઅહમેવ,
ઇચ્છું પ્રભુપદપંકજ સેવ, વસુદેવસુત વાસુદેવ
સર્વેશ્વર શ્રી અવિનાશ, જગતચેતનતેજપ્રકાશ,
ભીમકસુતા વિદર્ભનિવાસી, લખીતંગ રૂખમણી ચરણદાસી.

જો કીજે સપ્તસમુદ્રની શાહી, બેસે સરસ્વતી લખવા ડાહી;
તું છે અપરંપાર જદુરાઇ, તો કોણ માત્ર મારી ચતુરાઈ.
જો પૃથ્વી આકાશનું પત્ર થાય, અરાઢભાર લેખણુ સંખ્યાય;
કોટિ કલ્પ લખે શિવરાય, પણ તમારા ગુણ લખ્યા નવ જાય.
તું છે અખિલ બ્રહ્માંડનો ધણી, જાણો દાસી મને પોતાં તણી;
છે વિનતિ થોડા માંહે ઘણી, ન જોશો મારાં કુકર્મ ભણી.
ઋષિ નારદે વર્ણવ્યા શ્રી ગોપાળ, પિતાને વાત ગમી તતકાળ;
દુષ્ટ ભાઈએ ભાંજ્યું વેવીસાળ, અણુચાલતે આવે શિશુપાળ.
હું જીવું છઉં તમારી આશે, નારદ શારદને વિશ્વાસે;
સિંહનો ભાગ જંબુક લેઇ જશે, તો ઉપહાસ પ્રભુ તમને થશે.
કરવા અંબિકાનું પૂજન, સંધ્યા સમે જાઇશ રાજન;
ત્યાં તમો આવજો મધુસુદન, આપણુ મળશું જગજીવન.
જો વિલંબ કરશો સારંગપાણિ, સમે નહિ આવો કરૂણા આણી;
બાંધીશ કંઠપાશ હું તાણી, તમ ઉપર કહાડીશ પ્રાણી.
પ્રભુ વિના દુઃખમાંથી કોણ કહાડે, સગો ભાઇ ગયો ઘણું હાડે;
વહેલા આવજો પરમદહાડે, દેવ શિશુપાળને ફેરો પાડે.

( વલણ. )

ફેરો પડે શિશુપાળને, આવજો ત્રિભોવન ધણી રે;
સંભાળ લેજો મારી જેમ, પ્રથમ લીધી સીતાતણી રે.

( રાગ મારૂની આચળી. )

વૈદર્ભી વાઘે ઘેરી, વૈદર્ભી વાઘે ઘેરી ગાય;
દાવાનળથી બળતી રાખી ગૌ, તેમ કરજો મારી સહાય. વિ.
રૂખમઇયો રૂપે પારધી, તેણે નાખી મોટી જાળ;
કુટુંબકુળમાં હું એકલી છઉં, કહાડો દીનદયાળ. વિ.

આવે છે મને ગ્રસન કરવા, શિશુપાળરૂપી વ્યાઘ્ર વિકરાળ;
એવું જાણી વા'રે ચડજો, ભક્તવત્સલ શ્રી ગોપાળ. વિ.
કુંદનપુર રૂપીયું વન દારૂણ, થયો બળિ રૂખમઇયો ભ્રાત;
શિશુપાળરૂપી અગ્નિ લગાડયો, જરાસંધ પવનનું સાથ. વિ.
હું બળી મરૂં'છું પોપટી, તારા ગુણ ગાતાં જગતાત;
અનંગ હોલવી બળતી રાખો, વિઠ્ઠલજી થાઓ વરસાત. વિ.
વિદર્ભા દેશ કો લક્ષણ સાગર, રૂખમઇયો રૂપી તાણ;
માગધપતિ સરખા મચ્છ દેખી, કાંપે છે મારા પ્રાણ. વિ.
શિશુપાળ રૂપી ગ્રાહ ગ્રસે છે, આવે જાન રૂપીયું ઉધાન;
બુડું છઉં હું અબળા માણુસ, વ્હાલાજી થાઓ વહાણ. વિ.
ગોકુળ રાખ્યું ગિરિ ધરીને, દાવાનળ પીધો વન;
ચંદન માટે ચોરી કીધી, રૂપે રંભા સમાન. વિ.
સુધાપેં મોહ્યું ગોપીકાને, આપ્યું અધરામૃતનું પાન;
એવું જાણી હું આશ્યા રાખું, રખે ભુલો શ્રી ભગવાન. વિ.
વિરહરોગ કાંઇ વૈદ ન જાણે, જે ગુપ્ત હૃદયનું દુઃખ;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર, વાંછું ચરણકમળનું સુખ.

( વલણ. )

જેમ જાનકી વરી મિથિલામાહે, ત્રોડી ત્ર્યંબક ધનુષ રે;
તેમ મને વરજો વિઠ્ઠલજી, ત્રોડી શિશુપાળનું મુખ રે. વિ.

## ૩૪. ઋષિ અને ઋષિપત્નિ.

( રાગ વેરાડી. )

શુકજી કહે સાંભળ નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ;
માયાસુખ નવ ઇચ્છે રતી, સદા મન છે જેવું જતિ.
મુનિનો મર્મ કોઇ નવ લહે, સઉ મેલો ઘેલો દરિદ્રી કહે;
માગ્યા વિના કોઇ કેમ આપે, ઘણે દુઃખે કરી દેહ કાપે.
ભિક્ષાનું કામ કામની કરે, કોનાં વસ્ત્ર ધુએ ને પાણી ભરે;
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુંબ પોષે સ્રીજન.
ઘણા દિવસ દુઃખ ઘરનું સહ્યું, પુરમાં પછે અન્ન જડતું રહ્યું;
બાળકને થયા બે ઉપવાસ, ત્યારે સ્રી આવી સુદામા પાસ.
હું વિનવું જોડી બે હાથ, અબળા કહે સાંભળોએ નાથ;
બાળક ભૂખ્યાં કરે રૂદન, નગરમા નથી મળતું અન્ન.
ન મળે કંદ મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઇ રહે જળ;
સુખ સજ્યા ભૂષણ પટકૂળ, પ્રભુ કયારે થશે સાનુકૂળ.
ભૂખ્યાં બાળક જુએ માનું મુખ, સ્રી કહે સ્વામીને દુઃખ;
હું કહેતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘર ભણી.
ધાતુપાત્ર નહિ કર સ્હાવા, સાજું વસ્ર નહિ સમ ખાવા;
જેમ જળ વિણ વાડી ઝાડવાં, તેમ અન્ન વિણ બાળક બાડુવાં.
વાયે ટાઢ બાળકડાં રૂએ, ભસ્મમાહિ પેસીને સુએ;
હું તે ધીરજ કેઇ પેરે ધરૂં, છોકરાનું દુઃખ દેખીને મરૂં.
નીચાં ઘર ભીંતડિયો પડી, શ્વાન માજર આવે છે ચડી;
અતિથિ ફરી નિર્મુખ જાય, ગવાનિક નવ પામે ગાય.
કરો છો મંત્ર ભણીને સેવ, નૈવેદ વિના પૂજો છો દેવ;
પૂજ્ય પર્વણિ કો નવ જમે, જેવો ઉગે તેનો આથમે.
આ બાળક પરણાવવાં પડશે, સત કુળની કન્યા કયાંથી જડશે;

શ્રાદ્ધ સંવત્સરી સઉ કો કરે, આપણા પિત્રી નિર્મુખ ફરે.
અન્ન વિના પુત્ર મારે વાગલા, તો ક્યાથી ટોપલી આગલાં;
અખોટિયું પોતિયું નવ મળે, સ્નાન કરે છે શીતળ જળે.
નખ વાધ્યા ને વાધી જટા, માંહિ ઉડે રક્ષાની ઘટા;
દર્ભતણી તૂટી 'સાદડી, નાથજી તે પર રહો છો પડી.
બીજે ત્રીજે પામો છો આહાર, તે સુજને દહે છે અંગાર;
હું તો દરિદ્ર સમુદ્રમા બૂડી, હેવાતનમા એક જ ચૂડી.
સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહિ કીડિયા હાર;
નહિ લલાટે દેવા કંકુ, અન્ન વિના શરીર રહ્યું સુકું.
હું પૂછું છું લાગી પાય, આવું દુઃખ ક્યાં સુધી સહેવાય;
તમે દહાડી કહો છો ભરથાર, માધવ સાથે છે મિત્રાચાર.
જે રહે કલ્પવૃક્ષને તળે, તેહને શી વસ્તુ નવ મળે;
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કેમ તરશે મરે.
પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત કયમ આવે પાસ;
અમૃત પાન કીધું જે નરે, જમકિંકરનો ભય કયમ ધરે.
જેને સરસ્વતી જીભે વશી, તેને અધ્યાત્મ ચિંતા કશી;
સદ્‌ગુરૂના જેણે સેવ્યા ચરણ, તેને શાનું માયાવરણ.
જે જન સેવે હરિને સદા, તેને જન્મમરણ શી આંપદા;
જેનું મન હરિચરણે વસ્યુ, તે પ્રાણીને પાતક કશું.
જેને સ્નેહ સામળિયા સાથ, તેનું ઘર નવ હોય અનાથ;
છેલ્લી વિનતિ દાસી તણી, પ્રભુ પધારો ભૂધર ભણી;
તે છે ચૌદલોકનો મહારાજ, બ્રાહ્મણને બીખતાં શી લાજ.

( વલણ. )

લાજ ન કીજે નાથ માહરા, માધવ મનવાંચ્છિત આપશે રે;
દીન જાણી દયા આણી, દરિદ્રના દુમ કાપશે રે.

## ૩૫. સુદામાનું દ્વારિકાગમન.

( ઢાળ. )

દ્વારામતી મમ પતિ જાય છે, જાચવા જાદવરાય;
અમો બમણું કરીને આપશું, કંઇ આપો ઉછીતું માય.
પાડોશણને દયા આવી, આ દુર્બળ આવી લેવા;
સુપડું ભરીને કાગ આપ્યા, આ બાઇ તમારે દેવા.
ઉખળે ઘાલી ખાંખણ્યા, તેને કીધા શ્વેત;
તગતગતા કરી કરમાં આપ્યા, ઋષિજી પામ્યા હેત.
માર્ગમાં ખેવાય ઋદ્ધિ, છે ત્રિકમના તાદૂળ;
લેઇ જાવા છે દ્વારામતી, નથી બાધવા પટકૂળ.
ઉપરાઉપરી બંધન બાંધ્યા, ચીથરા દશ વીસ;
રતનની પેરે જતન કીધું, જયમ ચડે હોડના રીસ.
ઋષિ સુદામાને કહે બાળકડા, કરીને રોનક મૂખ;
પિતાજી એવું લાવજો, જયમ જાય આપણી ભૂખ.
દીન વાણી સાભળીને, મુનિએ મુક્યો નિશ્વાસ;
સુદામો કહે પુત્રને, પરિબ્રહ્મ પૂરશે આશ.
ઋષિ સુદામો સંચર્યા, વળાવી વળ્યો પરિવાર,
ત્યાગી વેરાગી વિપ્રને છે, ભક્તના શણગાર.
ભાલ તિલક ને માળા કંઠે, રસનાએ ભજતો જાય;
મુખ કુષ્ણનું જાણું વાધ્યું, કરૂપ દીસે કાય.
પવને જટામાથી ભસ્મ ઊડે, ધૂમ ગોટાગોટ;
કૃપાનરેણુએ અમ છાયો, બ્રાહ્મણ કોટાકોટ.
ધસમસે ને ધમ મુનિવર, મુખે શ્વાસ ન માય;
જે માર્ગમાં સામું મળે તે, દેખી વિસ્મય થાય.
તેવામવેગ સ્વપ્ને ન કરજે, પણ ભૂખ્યું ભક્તિનું મન;

એક હાથમા જષ્ટિકા, એક હાથે અર્ઘ્યું તુંબિપાત્ર.
કૌપિન જીરણ વસ્ત્રનું, વનફૂળ છે પરિધાન;
પણ ભાગ્ય ભાનુ ઉદે થયો, હરિ કરશે આપ સમાન.

( વલણ. )

આપ સમાન કરશે કૃષ્ણજી, શુકજી કહે સુણો નરપતિ;
પોહે શ્રમે ઋષિ સુદામો, પહોચ્યા પૂરી દ્વારામતી.

---

### ૩૬. સુદામાપુરી કે દ્વારિકાપુરી.

( રાગ રામગ્રી. )

શુકજી ભાખે હરિગુણ ધામજી, દીઠું સુંદર કંચન ધામ જી;
મેડી અટારી અદ્દભુત કામજી, ઋષિ વિચારે ભૂલ્યો ઠામ જી.

( ઢાળ. )

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, ધામ કોઇ ધનવંતનાં;
એ ભુવનમાં વસતા હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.
એવું વિચારી વિપ્ર વળ્યો, બધું નગર અવલોકન કરી;
ઋષિ ઇચ્છા આણી સર્વ જોતા, તે ભુવન પાછળ ફેરા ફરી.
પછી સુદામો પડ્યા સાંસામાં, વિચાર કરે વેગળા જઇ;
આ ભુવન કોણે કર્યાં હશે, પર્ણકુટી મારી કયાં ગઇ.
એ વિશ્વકર્મા રચી રચના, મનુષ્ય પામર શું કરે;
કુટુંબ મારૂં કયાં ગયું, ઋષિ વામ દક્ષિણ ફેરા ફરે.
કોઇ કીર્તિ બોલે હસતી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક કળશ ભરી પાણી સાથે, ઉભા અયુત સેવક આંગણે.

દુંદુભી વાજે ઢોલ ગાજે, મંડપ તાંડવ થાય છે;
મૃદંગ ધમકે ઘુઘરી ઘમકે, ગીત ગુણિજન ગાય છે.
એઇ સુદામે નિશ્વાસ મુકયો, કોઈ છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારા કયાં ગયાં.
હોમશાળા રુદ્રાક્ષમાળા, મારી પત્રકુશની સાદડી;
ગોપીચંદન સન્માર્જની ગઇ, વિપત્ય આવડી કયમ પડી.
દૈવની ગતિ ગહન દીસે, પડયો પ્રાણ કર્મ આધીન;
કુટુંબ વિટંબની વેદના, હુંને દૈવે દંડયો દીન.
તુટી સરખી ઝુંપડી ને, લુંટી સરખી નાર;
સડયાં સરખાં છોકરાં, નવ મળ્યાં બીજી વાર.
સંકલ્પ વિકલ્પ કોટિ કરતાં, ઋષિ આવાગમન હિંડોળે ચડયા;
આરોપે બેશી પંથ જોતાં, નિજ કંથ સ્ત્રીની દ્રષ્ટે પડયા.
સાહેલી એક સહસ્ર લેઇને, સતિ જતી પતિને તેડવા;
જાણે ઝાંઝરી બનીને નારી જાય, જાણે હસ્તિની કળશ રેડવા.
હંસગમનીને હર્ષ પૂણ્યા, અભિલાષ મનમાં ઇચ્છિયા;
ઝાંઝર ઝમકે ઘુઘરી ઘમકે, વાજે અણુવટ વીંછિયા.
સુદામે જાણી આવી રાણી, ઇદ્રાણી કે રૂકિમણી;
સાવિત્રી કે સરસ્વતી, કે શક્તિ શિવ શંકર તણી.
સાહેલી સહુ વીંટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજા કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થરથર ધ્રુજે ને કાંઇ ન સૂઝે, છુટી જટા ઉઘાડે શીશ;
હસ્ત ગ્રહવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીસ.
આંગણામાં કોઇ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
તમને પાપણિયો પરમેશ્વર પૂછશે, હુંને કાં આણો છો વાજ્ય.
ઋષિપત્નિ કહે સ્વામી મારા, તમે રખે દેતા શાપ;
દારિદ્ર ગયાં નવાં ઘર થયાં, શ્રીકૃષ્ણ ચરણ પ્રતાપ.

એવું કહી કર ગ્રહીને ચાલી, તું સાભળ પરિક્ષિત ભૂપ;
સુદામો પેઠા પોળમાં, થયું કૃષ્ણ સરખું રૂપ

---

## ૩૭. માંધાતા અને ઋષિનો આશ્રમ.

( રાગ ધનાશ્રી. )

સતો રાય ને આખડી મગાજી, તૃષ્ણા ત્રણ પ્રકારની ટળીજી;
મુનિ માત્ર સૂતા આસન વાળીજી, ખોટું ઘૃત સર્વે ખાળીજી.

( ઢાળ. )

ખોટું સર્વે ખાળિયું ને, થયા નિદ્રામગ્ન;
રાય ઉઠ્યો જાગિયો, જેનું પુત્રમાં મન મગ્ન.
અરે હું શે વાઝિયો, કર્યો હે જગતાત;
મુખ મારૂં કો નિરખે નહિ, ઉચ નીચ થયો સાક્ષાત્.
આશ્વાસન સહુ કો કરે, નવ દુઃખ ટાળે કોઇ;
ભૃગૂદ્વહ પણ એમ ભાખે, રૂડી જુક્તિ જોઇ.
મેં વિશ્વાસ મન કરવો નહિ, જાવું હરિ જ્યા હોય;
નિશ્ચય કર્યો નવ ફેરવું, મને કોને કોપ.
મૂળ ન જોવું સુનિ તણું, કે કરવો નહિ અહીં તંત;
સારાને દુઃખ કરવું નહિ, એમ ચતુર વિચારે ચંત.
જો કર્મમાં સંતાન નહિ તો, કયાથી લાવી અરપે ?
મુનિ બિચારા શું કરે, તુચ્છ તૃષ્ણા કયમ તરપે ?
બેય આખોની શરમ મોટી, માટે કહે મુખે હાય;
મારે પણ 'એમ હા જ કહેવી,' જાવું જ્યહા જવાય.

એમ વિવિધ કલ્પના રાય કરતો, ગઈ નિદ્રા ઉડી;
શ્રમિત અતિશે દિન તણો, તેણે લાગી તૃષા કૂડી.
શોષ પડિયો સર્વ અંગે, જીવ ઇચ્છતો જળપાન;
ખુંખારો કરતાં કિંકર કહેતા, ખમા ખમા રાજન.
તેને તૃષા અતિ પીડતી, જડતું નહિ જળ કાંઇ;
ઉઠી ખોળે ચોગમે, વળી સૂએ સૂતો જ્યાંઇ.
એમ સૂએ ને ઉઠે રાજા, ઝંખે જળ જળ મુખ;
ઘણે કાળે યજ્ઞ કરીને, મુનિ સૂતા સુખ.
ઘણા ઘણા ઉજાગરાથી, મુનિ ગાઢ નિદ્રામાંય;
ધીરે ધીરે રાય બોલે, તે સુણે નવ કો ત્યાંય.
રાય મનમાં ભય અતિશે, મોટેથી નવ બોલાય;
કરમગતિ ઉલટી થઇ, પછે શું કહેવાય ?
જ્યારે રાજા પોઢતો, ત્યારે ખુંખારો નવ થાય;
તે જળ જળ કરી ઝંખતો, તેને કોણ પાણી પાય.
પાણી ખોળ્યું જડે નહિ, પીડે તૃષા તન;
અધિક અધિક તે લાગતી, જ્યમ તૃણે હુતાશન.
શાંત થઇ વળી સુઇ જાયે, કરી દઢ મન ભૂપ;
વળી બેઠો થાય પાછો, સોસાઇ ગયું સ્વરૂપ.
કંઠે તે બાઝી કાચકી, ને મુખે તે પડિયો શોષ;
કર્મડાં અતિ કૂડ આ તો, શા પૂર્વજન્મના દોષ.
બંધાઇ વાણી રાયની, સ્વર થયો ઝીણો સાર;
ક્ષીર બાલવત્ રાજા ઉચરે, તેને કોણ દે હોંકાર.
પછે વિચાર્યું મનમાં, હવે ખોળવું મેં જળ;
બહાર ફરી ફરી શોધ કરતાં, મટે મારી કળ.
અંગ સહુ નિર્બળ થયાં, તોય ઉઠયો જ્યમ ત્યમ રાય
પાણી પાણી ઝંખતો તે, અરૂપર કઇ જાય.

એવે યજ્ઞાગાર સમિપ આવ્યો, પેઠો માંડી ભૂપ;
પડયાં પાત્ર તપાસતો, જેતું થઇ ગયું દીન રૂપ.
પાત્ર ઉંધાં કંઇ પડયાં, જોઇ નિરાશ થાતો રાય;
એમ યજ્ઞશાળા જોઇ આખી, પછે ત્યાં શું થાય.
કરમે લખ્યું ટળતું નથી, જે લખ્યા વિધિએ આંક;
મોટાઇ કરી મૂરખા મરે, ઘટે વધે નવ ટાંક.
ઢંઢોસતાં સહુ યજ્ઞશાળા, જળ ન મળિયું જ્યારે;
યજ્ઞવેદી પાસ રાજા, ગયો ચાલી ત્યારે.
યુવનાશ્વે ત્યાં યજ્ઞવેદી, મધ્ય દીઠો કળશ;
ઢાંકી જાળવી મુકિયો, ભરી યજ્ઞ દ્રવ્ય સરસ્સ.
ઉઘાડીને જોયું રાજા, દીઠું નિર્મળ જળ;
તૃષાતુર તેણે ન સઝયું, મહામુનિ કેરૂં બળ.
અપવિત્ર અંગે સ્પર્શ કીધો, કળશ ઉંચલી લીધો;
પ્રાશન કરવા પૂર્ણ પ્રેમે, વિચાર રાયે કીધો.
ઉપપાત્ર લીધું નહિ, પીધું કળશે પાણી;
નિર્મળ શીતળ ને અતિ સુખકર, પીતો રાય વખાણી.
પાણી વડે આ પિંડ છે, અમૂલ્યતા જળની જાણી.
વારંવારે પ્રાશન કરતો, મન મોદ મોટો માણી.
તૃષા હતી તે કરતાં, અધિક પીધું પાણી;
જડશે નહિ જળ ફરી આવું, જુક્તિ એવી જાણી.
શીતળ જળથી શરીર શીતળ, થયું રાયનું ત્યાંય;
અષ્ટમા સિદ્ધિ નવ નિધિ મળાશું, પ્રફુલિત પણ શી થઇ કાય.
હોડકાર આવ્યો તૃષા ટળતાં, શાંત મન થયું શુદ્ધ;
કળસ લીધે ઠામ મુકયો, બાવરી તજી બુદ્ધ.
જ્યાંનું ત્યહાં સહુ ગોઠવ્યું, પછે ગયો મઠ માંય;
જઇ શયન કીધું શાંતિ થાતાં, થયો નિદ્રાવશ ત્યાંય.

શ્રમિત અતિશે શેય સૂતો, આવી નિદ્રા ઘોર;
ખટ ઘડી રાત રહેતાં જાગિયા, મુનિ કરે શોરબકોર.

( વલણ. )

શોરબકોર ત્યાં મુનિવર કરતા, સ્નાન સંધ્યા માટ રે:
જન વિપ્રને મન અતિ થાતો, જળપાનનો ઉચ્ચાટ રે.

---

## ૩૮. માંધાતા અને રણવાસ.

( રાગ રામગ્રી. )

રાણીઓએ વાત સાંભળી, ગર્ભ ધરી આવ્યા નાથ;
કોઇ કોઇનું માને નહિ, હસે કોપ ધરી ધરી હાથ. રાણી.
કોઇક કહે રાયને કહું, હું તો મોટા મોઢ;
તમે આવી વાત કરતા રખે, જૂઠી જુક્તિની જોડ. રાણી.
કોઇક રાણી કહે કારસું, ખોટી છે એ વાત;
કાગનું પીંછ થયું હશે, જૂઠી કિંકરીની જાત. રાણી.
આપણે કાને નથી સાંભળ્યું, નથી મળ્યા ભરતાર,
કાને સુણ્યું કાચું સર્વથા, ન કરો ખોટા વિચાર. રાણી.
નાથને ખોટું લાગશે, રીસાશે સુણી વાત;
ગયું સૌભાગ્ય જો આવિયું, ત્યારે ખોટી શી ખ્યાત. રાણી.
વાત ગમી નહિ આ મને, જૂઠો જોડવો જોગ;
ખોટું અતિશે લાગશે, ભૂંડા ભવના શા ભોગ. રાણી.
એક કહે એમાં શું થયું, ખરું કહેતાં શું દુઃખ;
દાસી મારી ડાહી ઘણી, અસત્ય વદે ન સુખ. રાણી.
પટરાણી ત્યારે બોલિયાં, આ શો કરશો કલેશ;
ખરેખરું નથી જાણતાં, જાણ્યું કંઇ લવલેશ. રાણી.

એવે યજ્ઞાગાર સમિપ આવ્યો, પેઠો માહી ભૂપ;
પડ્યા પાત્ર તપાસતો, જેનું થઇ ગયું દીન રૂપ.
પાત્ર ઉંધા કંઇ પડ્યા, જોઇ નિરાશ થાતો રાય;
એમ યજ્ઞશાળા જોઇ આખી, પછે ત્યાં શું થાય.
કરમે લખ્યું ટળતું નથી, જે લખ્યા વિધિએ આંક;
મોટાઇ કરી મૂરખા મરે, ઘટે વધે નવ ટાંક.
ફંફોસતા સહુ યજ્ઞશાળા, જળ ન મળિયું જ્યારે;
યજ્ઞવેદી પાસ રાજા, ગયો ચાલી ત્યારે.
યુવનાશ્વે ત્યાં યજ્ઞવેદી, મધ્ય દીઠો કળશ;
ઢાંકી જાળવી મુકિયો, ભરી યજ્ઞ દ્રવ્ય સરસ.
ઉઘાડીને જોયું રાજા, દીઠું નિર્મળ જળ;
તૃપાતુર તેણે ન સૂઝયું, મહામુનિ કેરૂં બળ.
અપવિત્ર અંગે સ્પર્શ કીધો, કળશ ઉંચલી લીધો;
પ્રાશન કરવા પૂર્ણ પ્રેમે, વિચાર રાયે કીધો.
ઉપપાત્ર લીધું નહિ, પીધું કળશે પાણી;
નિર્મળ શીતળ ને અતિ સુખકર, પીતો રાય વખાણું
પાણી વડે આ પિંડ છે, અમૂલ્યતા જળની જાણી.
વારંવારે પ્રાશન કરતો, મન મોદ મોટો માણી.
તૃષા હતી તે કરતાં, અધિક પીધું પાણી;
જડશે નહિ જળ ફરી આવું, જુક્તિ એવી જાણી.
શીતળ જળથી શરીર શીતળ, થયું રાયનું ત્યાંય;
અષ્ટમા સિદ્ધિ નવ નિધિ મળીશું, પ્રફુલ્લિત પદ્મ શી થઇ કાય.
હોડકાર આવ્યો તૃપા ટળતાં, શાંત મન થયું શુદ્ધ;
કળસ લીધે ઠામ મુકયો, બાવરી તજી બુદ્ધ.
જ્યાંનું ત્યહાં સહુ ગોઠવ્યું, પછે ગયો મઠ માંય;
જઈ આપ ઝીલું શાંતિ પાતા, થયો નિદ્રાવશ ત્યાંય.

શ્રમિત અતિશે રાય સૂતો, આવી નિદ્રા ઘોર;
ખટ ઘડી રાત રહેતાં જાગિયા, મુનિ કરે શોરબકોર.

( વલણ. )

શોરબકોર ત્યાં મુનિવર કરતા, સ્નાન સંધ્યા માટ રે;
જન વિપ્રને મન અતિ થાતો, જળપાનનો ઉચ્ચાટ રે.

---

## ૩૮. માંધાતા અને રણવાસ.

( રાગ રામગ્રી. )

રાણીઓએ વાત સાભળી, ગર્ભ ધરી આવ્યા નાથ;
કોઇ કોઇનું માને નહિ, હસે કોઇ ધરી ધરી હાથ. રાણી.
કોઇક કહે રાયને કહું, હું તો મોટા મોટ;
તમે આવી વાત કરતા રખે, જૂઠી જુક્તિની જોડ રાણી.
કોઇક રાણી કહે કારસું, ખોટી છે એ વાત;
કાગનું પીંછ થયુ હશે, જૂઠી ફિંકરીની જાત રાણી.
આપણે કાને નથી સાભળ્યું, નથી મળ્યા ભરતાર.
કાને સુણ્યું કાચું સર્વથા, ન કરો ખોટા વિચાર. રાણી.
નાથને ખોટું લાગશે, રીસાશે સુણી વાત,
ગયું સૌભાગ્ય જો આવિયું, ત્યારે ખોટી શી ખ્યાત રાણી
વાત ગમી નહિ આ મને, જૂઠો જોડવો જોગ;
ખોટું અતિશે લાગશે, ભૂડા ભવના શા ભોગ. રાણી.
એક કહે એમાં શુ થયું, ખરું કહેતા શું દુ:ખ;
દાસી મારી ડાહી ઘણી, અસત્ય વદે ન સુખ રાણી.
પટરાણી ત્યારે બોલિયા, આ શો કરવો કલેશ,
ખરેખરું નથી જાણતા, જાણ્યું કંઇ લવલેશ. ' રાણી.

તેમાં માંહોમાંહે લઢી મરો, તે તો સારી ન રીત;
કરવું ઘટે તે પછે કરો, પૂર્ણ થશે પ્રતીત. રાણી.
એવે રાજાજી આવિયા, રંગમહેલની માંય;
છડીદાર નેકી પોકારતા, આવ્યા રાણીઓ જ્યાંય. રાણી.
ઉઠી આદરમાન આપિયું, પહોંચી મનડાની આશ;
સુખાસને રાય બેસતા, બેઠી રાણીઓ પાસ. રાણી.
ધીરે ધીરે કરે વાતડી, જેમ આવે વિશ્વાસ;
... ... ... ... ... રાણી.
વા'લી રાણી વેગે વદે, કહો મોટા મહારાજ;
ક્યાંહાં ગયા'તા અમને તજી, દિલે આવી શે દાઝ. રાણી.
સારૂં થયું આવ્યા નાથજી, હૈયે સુણી આનંદ વાતઃ
તે તે ખરી કે ખોટી પ્રભુ, વારૂ વાત વિખ્યાત. રાણી.
અવનવું અમે સાંભળ્યું, માનવામાં ન આવે;
ભૂંડું તદપિ ભાવે ઘણું, વદતાં વેણુ લજાવે. રાણી
રાજા કહે સત્ય વાત છે, તમે સાંભળો જેહ;
ગર્ભધારણ અમે કર્યો, નારી માનો નિઃસંદેહ. રાણી
આચાર્ય એવું બોલિયા, ભૃગુકુળે ખોટી ન ગાય;
બીજી રાણી કહે હસો તમે, દાબી બીજીનો હાથ. રાણી
રાજા કહે સત્ય વાત છે, ખોટું નહિ તલભાર;
એવે ભોજન વેળા થઇ, ઉઠયાં ભામિની ભરતાર. રાણી
પુરમાં તે વાત પસરી ગઇ, બોલે લોકો વ્યંગ;
વિપ્રજન કહે વરણવું, નવલા નગરના રંગ. રાણી

( વલણ. )

નવલા રંગ શું વર્ણવું, યથામતિ અનુસાર રે;
વેગે વાત ચાલી, ઘેરે ઘેર ને બહાર રે.

## ૩૯. માંધાતા અને ગર્ભના ચાળા.

( રાગ મેઘમલ્હાર. )

પટરાણી રાયે તેડાવી, તે આવી કે બોલ્યો રાય રાણી!
કારમું કષ્ટ અતિશે મુજને, મહાવ્યથા અંગે થાય રાણી.
આ જો આ જો મારા ઉદરમાં, ઉંચું નીચું શું થાય રાણી;
ગોળા સરખું કંઇ ચઢી આવે, જોત જોતાં તે જાય રાણી.
વાત શી વસમી તુજને ભાખું, મને કંઇ કંઇ થાય રાણી;
જાણે વિશ્વને જીતું વેગે, કંપી ઉઠે મારી કાય રાણી.
હું તુજને પેરે પૂછું છું, ગર્ભવંતાને કેવું થાય રાણી;
મહા મહા યત્ને મન હું મારૂં, તોય રૂઝે ન લાગ્યો ઘાય રાણી.
ચિંતા અનેક પ્રકારની મારા, ચિત્ત વિષે તો થાય રાણી;
વર્ણવીને વધારે શું ભાખું, હૃદય ચીર્યું ન ચીરાય રાણી.
ગર્ભ ધારતાં સર્વ સ્ત્રી જનને, મહા મહા સુખ થાય રાણી;
માનિની મન કેરા મનોરથ, પ્રેમી પતિથી પૂરાય રાણી.
મારા મન તણી જે ઇચ્છા, તું કે સફળ શે થાય રાણી;
શું કરવું ને શું નવ કરવું, તેના ગુણ મેં કેમ ગવાય રાણી.
વાત કરવા ઠેકાણું ન મારે, વાત વસમી કોને થાય રાણી;
મન મારૂં ભરાઇ આવ્યું અતિ, તુને કે'તાં દિલ ડરાય રાણી.
કળા વિના જ્યારે નવ ચાલ્યું, વળી કળે કષ્ટ ઓછું થાય રાણી;
એમ જાણી તુજને બોલાવી, ભાખું ગુપ્ત જોઇએ સુખ થાય રાણી.
મારા મનમાં એમ આવે છે, ખઇએ તેટલી માટી ખવાય રાણી;
તુજને વિનવી હું પૂછું છું, એ ખાધે અનર્થ કંઇ થાય રાણી.
શું વા'લી રાણી વા'લ હું દાખું, મારા મનમાં કંઇ કંઇ થાય રાણી;
ઠીકરાં મુજને ખાવાનાંભાવે, જે ચાવ્યા નવ ચવાય રાણી.

મારૂં દુઃખ તો હું એક જાણું, જે થવાનું તે થાય રાણી;
કોયલા કાળા મેશ સરિખા, તે ખાવામા મન ભરાય રાણી.
એક પાસે હું સઇ રહું તો, સૂતા સુખ ન થાય રાણી;
બેહું બેસાય ન સુતું સૂવાય ન, રજ કર્યું ન કરાય રાણી.
મહા કષ્ટ કામનીઓ સહેતી, જેને સંતાન ઘણા થાય રાણી;
નરસુખ અર્થે નારી દુખ વેરે, હરહર ત્રિપુર રાય રાણી.
મહા મહા કષ્ટ કાયે હું વેઠું, વિચાર વસમા થાય રાણી;
આ કષ્ટનું ફળ કયમ કરી પામીશ, પુત્ર ક્યાથી પ્રસવાય રાણી.
હું યુવનાશ્વ મેં વિશ્વને જીત્યુ, તેને આવું શે થાય રાણી;
મેં જીત્યા તે મુજને જીત્યા, વેરી વગોવી મુજને વા'ય રાણી.
મારૂં શૂરત્વ શાંત થયું સહુ, દુઃખ ગટે ન રાજ્ય થાય રાણી;
પુત્રની માતા મને સહુ કહેશે, હીર હૈયાનું હરાય રાણી.
તું વિચારી તારા મનથી જોને, આવું કષ્ટ વિશ્વે કોને થાય રાણી;
હવે મારાથી તો કોઇ દિવસ, વસમા વેરો ન વરાય રાણી.
અરે વૈરીની વાત શી ભાખું, જે વરી વનિતાથી દુઃખ થાય રાણી;
પાચ પચીસ મળીને આવે, હાંશ કરી પેરે પળાય રાણી.
કોઇ પૂછે પ્રિય પતિ કેમ છે, કહો તમને કંઈ દુઃખ થાય રાણી;
કોઇ પટકૂળ મુખ આડું ધરીને, બીજીની અંગુલી સા'ય રાણી.
ગુપ્તપણે હાસ્ય કરી બોલે, તે જાણુ મુને સહુ થાય રાણી;
મુજને પૂછું કહે મારાથી, શું તેમને કંઇ કરાય રાણી.
કોઇ કહેતી ધન્ય ભાગ્ય તમારૂં, સર્વ પ્રકારે સુખ થાય રાણી;
સર્વના મનની વારતા પૂરી-પેરે હુંથી પમાય રાણી.
શું કરવું તે સૂઝે ન મુજને, વાકા દિને શું થાય રાણી;
વિવિધ વિચાર્યું એ જાતું, મોત આવ્યા વિના શે મરાય રાણી.
વિશ્વ સઘળાનું રમકડું આ, રાજા થયો તે થાય રાણી;
વારતા શી વસમી મારે કરવી, બોવિધિ ચિત્ત ચૂરાય રાણી.

અનેક પ્રકારે મન હું મારૂં, તોયે તે શાંત ન થાય રાણી,
હવે તું કહે તે કરવું મારે, પટરાણી પૂરી પંકાય રાણી.
જો તારાં દુઃખ મેં ટાળ્યાં હોય, તો કરય તારાથી સુખ થાય રાણી;
જીવ ઝાલ્યો મારો રહેતો નથી, ઝાંઝરી પેર ઝુરાય રાણી.
જે કહેવાનું હતું તે કહ્યું મેં, તું કહે જેણે મને સુખ થાય રાણી;
દીનહીન હું દામણો થઇ કહું, લાવ્ય મનમાં મારી દયાય રાણી.

( વલણ. )

દયા લાવ્ય દિલ મધ્ય મારી, દુઃખ દહે અપરંપાર રે;
વિશ્વપતિ ચઢય વા'રે મારી, ભરદુઃખસાગરથી તાર રે.

---

### ૪૦. પ્રસવકાળ.

( રાગ મેવાડો. )

ગુણવંત તમે ગભરાવ શે, થશે સારૂં સર્વ હો રાણાજી;
દુઃખના ડુંગર તો ટળી જશે, પામીશું પુત્ર રૂપિયું પર્વ હો રાણાજી.
વસમા દિવસ વેગે વહી જશે, વેરી વશ થાશે સર્વત્ર હો રાણાજી;
ભૃગુકુળ ભાણનું જે નીપાવ્યું, જળ મહા મહા કરીને સર્વત્ર હો રાણાજી.
અફળ તે કાજ દિન નહિ થશે, પ્રસવશે પુત્ર સુરૂપ હો રાણાજી;
ઢાંક્યા કર્મની કોઇને, જાણ્ય થાય ન જો મોટો ભૂપ હો રાણાજી.
વા'લાં વેરી થઇ નીવડે, વળી વાર્યાં ન તેડ વરાય હો રાણાજી;
એ સર્વ અમે તમે જાણીએ, ખાળવા જતાં જેહ ન ખળાય હો રાણાજી.
કહો તેનું કેમ કીજીએ, મુને ઉચ્ચાટ વિધ વિધ થાય હો રાણાજી;
શુભ શુકન કેરી સૂચના, મારા પિયુજી થતી કહેવાય હો રાણાજી.

માટી ખાવાનું મન થાય છે, તેનું ભવિષ્ય આવું ભણાય હો રાણાજી;
આખી પૃથ્વીને જીતે જોરથી, એવો પુત્ર તેથી પ્રસવાય હો રાણાજી.
ઠીકરાંની વાત તમે કરી, તેની ગાથા આવી ગણાય હો રાણાજી;
ત્રાંબા જેવો તન રંગમા, સહુ વિશ્વને જીતી જાય હો રાણાજી.
એવો સુત સુલક્ષણો, મહા બળિયો પ્રકટાય હો રાણાજી;
હવે કાળપ વાળા કોયલા, તેનું મન થયે શું થાય હો રાણાજી.
તે હું જાણું તેવું કહું, ગુણવંતી ગોરીમાં જે ગણાય હો રાણાજી;
સર્વ અરિમુખને કાળાં કરી, મોટો મહિપતિ મહિમાં થાય હો રાણાજી.
એવો સુત ઉદે થશે, ચિંતા તમારી ચૂરાય હો રાણાજી;
સ્વપ્નાં સારાં આવે સ્વામીજી, તેનું શુભ ગણ્યું ન ગણાય હો રાણાજી.
દુઃખ પછે સુખ સર્વને, મન માન્યું મળે ભર્ણાય હો રાણાજી;
તેવું આપણને સહુ થશે, સારૂં માઠું એ દિન કહેવાય હો રાણાજી.

વલણ.

સારૂં માઠું કહેવાય એ દિન, અંતે સુખ થાય સર્વથા રે;
આવી પડયું માથે વેઠવું, કેવી કર્મની કોને કથાય રે.

## ૪૧ અનિરૂદ્ધની ચોરી.

( રાગ મારૂ. )

ઓખા કહે છે સૂણ સાહેલી, લાવ નાથને વહેલી અહેલી;
બાઇ તું છે સુખની દાતા, લાવ સ્વામીને થાય સુખશાતા.
ઓખા તને તો પડયો એ હેવા, સખી આપણાં ઉપાય
તને પરણ્યા તણું મન થાય, નથી લાવ્યાનો એકે ઉપાય
દૂર પંથ છે દ્વારામતી, કેમ જવાયે મારી વતી;
ત્યાં તો જઇ ન શકે રાય રંક, રક્ષાકારણ ફરે છે ચક્ર.
જીવતાં તો ફરી ન અવાય, નિશ્ચે મસ્તક છેદન થાય;
જાવું જોજન સહસ્ર અગિયાર, તારો કેમ આવે ભરથાર.
નયણે નીરની ધારા વહે છે, કર જોડીને કન્યા કહે છે:
બાઇ તારી ગતિ છે મોટી, તને તો ન કરે કોઇ ખોટી.
સહિયરને સહિયર હોય વ્હાલી, બાઇ તેં મને હાથે ઝાલી;
આપણે બે બાળસંઘાતી, તું તો પ્રાણદાતા છે વિધાત્રી.
માબાપ વેરી થયા મારા, મેં તો ચરણ સેવ્યાં છે તારાં;
ચિત્રલેખા કો તું દીનદયાળ, એમ કહીને પગે લાગી બાળ.
ચિત્રલેખાયે ધારણા દીધી, પછી કાયા પક્ષિણીની કીધી;
બોલી ચિત્રલેખા સત્ય વાણી, ક્ષણ એકમાં આપું આણી.
તેશું પરણાવું રૂડી રીત, તો તું જાણજે મારી પ્રીત;
ઓખા કહે રહેજે રૂડે આચરણે, રખે અનિરૂદ્ધને તું પરણે.
સખી સુંદર વરને જાણી, થાતી તું પટરાણી;
એનો અનિશે છે હાથ રૂપાળો, રખે મેળવે તું હાથેવાળો.
બાઇ જાદવ વર છે રૂડો, રખે પેહેરીને બેસતી ચુડો;
બાઇ જઇને આવજે તર્તે, રખે તે સાથે મંગળ વર્તે.

સખી આવજે વેહેલી વેહેલી, વહાણુ વાતા પહેલી પહેલી;
બાઇ તારો છે વિશ્વાસ, રખે કરતી મને નિરાશ.
કોઇ ન જાણે એવું કરજે, વેગે સ્વામીને લઇને ફરજે;
જો જાણશે પિતા બાણ, તો તો આપણા લેશે પ્રાણ.
તું તો કરજે સ્વામીનુ જતન, મુજ ગરને હાથ રતન;
પછે પથે વળાવી વિધાત્રી, પક્ષિણી મન વેગે જાતી.
દ્વારિકા પહોચી કામિની, છેલી દોઢ પહોર જામિની;
જાવા કીધુ નગરમા મન, એવે આવ્યું સુદર્શન.
જેવું મસ્તક ફેરે બળમા, કન્યા પેઠી ગોમતીના જળમા;
એવે નારદ ઋષિ ત્યાં આવી, ચક્રભયથકી કન્યા મુકાવી.
કહે નારદ સુદર્શન, એને લઈ જવા દેજે તન;
એ તો કામ છે કૃષ્ણને ગમતું, માટે રખે તું એને દમતું.
પછે ઉદકની અંજલિ લીધી, મંત્રે વિધાત્રી નિર્ભય કીધી;
તામસી વિદ્યા ઋષિએ આપી, પછે પીઠ પ્રેમદાની થાપી.
હવે અલ્પ રહી છે રાત્રિ, જા લે અનિરૂદ્ધને તું વિધાત્રી;
ગયું ચક્ર તે પશ્ચિમપાસે, ઋષિ નારદ વળ્યા આકાશે.
ચાલી ચિત્રલેહા જોતી ગામ, સામ સામાં શોભિતાં છે ધામ;
સપ્ત ભોમના ભવન તે ભાસે, જોતાં ભૂખ તરસ તે નાસે.
બહુ કળશ ધજા બિરાજે, જોતા અમરાપુરી તો લાજે;
શોભે છજાં ઝરૂખા ને માળ, મણિમય થંભ ઝાકઝમાળ.
વાકી બારી ને બહુ જાળી, નીલા કાચ મૂક્યા છે ઢાળી;
લીપી ભીંત સોનાની ગાર, ચળકે કામ તે મીનાકાર.
ભલા ચૌટા શેરી ને પોળ, સામસામી હાટની ઓળ;
ઘેરઘેર તે વાટિકા કુંજ, કરે ભમર તે ગુંજાગુંજ.
દીસે દ્વારિકા વૈકુંઠ સરખી, ચિત્રલેહાયે નગરી નરખી.
દુર્ગ કોસીસા રૂડા બિરાજે, ચારે પાસે રત્નાગર ગાજે;

ત્યાં ગોમતીનો સંગમ, ઉદ્ધરે સ્થાવર ને જંગમ.
શકે અવાસ અડશે વ્યોમ, જાણે વૈકુંઠ આવ્યું ભોમ,
ઘેરઘેર હરિગુણ ગાય, ચિત્રલેહા તે જોતી જાય
વસુદેવના ઘર નીહાળી, ગઈ જ્યાં વસે શ્રી વનમાળી;
સોળ સહસ્ત્ર નારીવિહારી, દીઠા ઘેરઘેર દેવ મુરારી'
હરિના સાઠ લાખ છે તન, જોયા તેહ તણા ભુવન,
જોયું કામ ધામ ઝાતકાર, દીઠો મેડિયે કામકુમાર.
અનિરૂદ્ધ સુતો છે હિંડોળે, ત્યાં દાસીયો વાયુ ઢોળે,
શોભે દીપક ચારે પાસ, બે ચરણ તળાસે દાસ
સાં બાવના ચંદન-બ્હેકે, બહુ હિંડોળે ઝુમતા લેહેકે;
કામકુવર તે કામ જ જેવો, ચિત્રલેહાને ચોરી લેવો
લેવા કુવરનુ કારણ, સમર્યું નિદ્રાનું ધારણ,
રાતે જે કોઈ જાગતુ હતું, તે તો જે જેમ ને તેમ સૂતુ.
ધારણ ભારણ ભારી કાયા, વ્યાપ્તમાન થઈ જોગમાયા,
અનિરૂદ્ધ તણી કિંકરી, તે તો સૂતી નિદ્રાયે ભરી
ચિત્રલેહા ઘરમાં ગઇ, પણ કુવર જાગ્યો નહિ,
ત્યાં વિચાર અંતરમાં કીધો, કંઠ કાઢી હિંડોળો લીધો.
બે બે દાંડી કરમાં ઝાલી, ખેચરીગતે ચતુરા ચાલી,
કરે યત્ન અંતરમાં વહાન, બેરી ઉઠી જે આવે ન આળ
ગોવિંદે ગોઠવણી કીધી, જાણી જોઇને જાવા દીધી,
ઘેર ઓખા જુવે છે વાટ, નાવ્યા નાથ ને થાય ઉચાટ.
એવે સાંભળી પાખજ વાગી, ત્યારે ઓખાની આરત ભાગી,
લાવી ચિત્રલેહા કહેવા લાગી, આપ વધામણી મુખ માગી

## ૪૨. અનિરૂદ્ધ અને બાણનું સૈન્ય.

( રાગ મારૂની દેશી. )

ઓખા કહે કંથ એમ ન કીજે, બળીયાશું વઢતાં બીહીજે;
એ ઘણા તમો એક જાતે, સેના મોકલી મારા તાતે.
દૈત્યને વાહન ને તમે પાળા, નાથજી તમે હાલામાલા;
એને ટોપ કવચ ને બખતર, તમારે અંગે સોહે પીતાંબર.
દૈત્યને સાગ બાણ બહુ ભાલા, એ કઠણ તમે સુંવાળા;
એ તો મદોન્મત્ત બહુ બળિયા, તમે સુકોમળ પાતળિયા.
સ્વામી પછે અસુરને ભેદો, પેહેલાં મસ્તક મારૂં છેદો;
તમને દેખી દેખીને રે મોહું, તમે જુદ્ધ કરો તે કેમ જોઉં.
ઇચ્છા અંતરની ગઇ ફીટી, દૈત્યે માળીયું લીધું રે વીંટી;
પ્રભુ પ્રાણ કંપે છે મારા, સુણો દૈત્ય કરે છે હોકારા.
ઘણું ક્રોધી વીરોધી છે બાણ, હાકે ઇંદ્રનું જાએ ઓસાન;
જગ્ત ભય પામે બાણની હાકે, બાણે પૃથ્વી ચડાવી ચાકે.
જેને નાદે મેરૂ હાલે, ચક્રવર્તી સાથે નહિ ચાલે;
ક્ષત્રી સાચ રહે સર્વ બીહીતો, નાથજી તમે કઇ પેરે જીતો?
મંત્રી દાંત રહ્યો છે કરડી, શું જાઓ છો મૂછ રે મરડી;
માટે પેહેલાં તે મુજને મારો, પછે નાથજી રણમાં પધારો.
શશી સૂર્યવંશી નૃપ જેહ, તેની થરથર ધ્રુજે દેહ;
પ્રધાન ક્રોધી પાવકની જ્વાળ, તેથી વિશેષ બાણ ભૂપાળ.
એમ કહી ભરતી લોચન, દેખી વારે છે સ્વામિન;
કંથ કહે ન કરૂં સંગ્રામ, તો નાસી જવાનો કુણ ઠામ.
અંત્યે જીવતાં છૂટશું નહિ, કાં ન મરીએ સામા થઇ;
નથી ઉગરવાનો ઉપાય, મારે ભય પામે શું થાય?
નાકે લાંછન લાગે કુળમાં, પ્રતિષ્ઠા જાએ એક પળમાં;

મહુઅર બોલે ને મણિધર ડોલે, ન ડોલે તો સર્પને તોલે.
ઘન ગાજે કેસરિ દે ફાળ, ન ઉછળે તો જાણવો શિયાળ;
ક્ષત્રી નાસે દેખીને દળ, ન્હોએ પુરૂષ જાણવો બ્યંડળ.
હાંકયો વાઘ ન માંડે કાન, શાર્દુલ નહિ જાણવો શ્વાન,
ઘરમાં ઘોઝારો રહે પેશી, યુધ્ધે ચરણ વહોણો રહે બેશી.
એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી;
અસુર સેનાપર કોપિયો, છજે થકી ઠેકીને પડીયો.
જેમ ગ્રાહ પેસે બહુ જળમા, તેમ અનિરૂદ્ધ પેઠો દળમાં;
જેમ ઈંદ્ર પેસે વાદળમાં, તેમ અનિરૂદ્ધ ધાયો બળમાં.
દૈત્યને આવ્યો મૃત્યુનો દહાડો, ગાજ્યો અનિરૂદ્ધ ઘન અખાડો;
પડતામાં બહુ પડતાલ્યા, ભોગળ પ્રકારે ધરણીએ ઢાળ્યા.
કૈંભાંડે સેનાને પ્રેરી, જાન્ત્ર જોધ્ધો લીધો ઘેરી;
ગજ જુથમાં લઘુ કેસરી, બહુ વીંટી વળ્યા છે વેરી.
ચંદનને બાવળિએ ઝીંટી, અસુરે અનિરૂદ્ધ લીધો વીંટી;
દાનવ કહે માનવ શુંય, અમે સિંહમા મૃગબાળ તૂંય.
મુગટ મંત્રીને ચરણે ધરો, તો તો મૃત્યુ થકી ઊગરો;
મંત્રીવાયક એવાં સાભળી, ધાયો અનિરૂદ્ધ બહુ ઊકળી.
નાંખે દૈત્ય ભારી મહ્‌ગલ, તેમ અનિરૂદ્ધ ભુજ ભોગળ;
વીશ સહસ્ત્ર અસુર ત્યા ત્રુટયા, એકી વારે બહુ શર છુટયાં.
આયુધધારા રહી છે વરસી, પડે પરીઘ પટી ને ફરસી;
દાનવ ધાયા છે ટોળે ટોળાં, વરસે ભિંડીમાલ ને ગોળા.
થાય દુંદુભીના ગડગડાટ, થાય ખડ્‌ગતણા ખડખડાટ;
હાકયા હસ્તી દે હલકાર, થાય ખડ્‌ગતણા ચળકાર.
મંત્ર અગ્નિના ધુધવાટ, બોલે બાણ તણા સુસવાટ;
રથ ચક્ર ગાજે ગડગડાટ, હોય હય તણા હણહણાટ.
છૂટે બાણો સણસણાટ, થાય ગગને ધજા ફડફડાટ;

## ૪૩. કેદી અનિરૂદ્ધ ને ઓખાની પ્રાર્થના.

( રાગ બેહાગ. )

દયા ન આવી ઓખા રડે રે, છે દૈત્યપતિ દુરમત; મારી સજની.
બાકરી બાંધી બ્રિજવર સાથે, વેર વધાર્યું સત્ય; મારી સજની.
પાતળિયા પંકજ પિયુજીને, નાગપાશના બંધ; મારી સજની.
બાંધી લીધા બળ કરીને, કોમળરૂપ મદન; મારી સજની.
ધાજો રે ધરણીધર શ્રીવર, આપદા પામે નાથ; મારી સજની.
પુત્ર તમારા ઉપર પ્રહાર જ, કરે છે દૈત્યનો સાથ, મારી સજની.
બારે દશ કૈબાડે મેલ્યું, વકાર્યો બળવીર; મારી સજની.
તેઓ ગણ્યા નવ ઓસર્યો, સાગરનું જેમ નીર; મારી સજની.
ભેદ મનીને બાંધી લીધા, શા નાગપાશના બંધ, મારી સજની.
શ્વાસ ન માયે બહુ અકળાયે, અંગ આકર્ષ્યા સંધ. મારી સજની.
તાપ સમાય નહિ સ્વામીને, હું કરૂં દેહની પાત; મારી સજની.
વાર લાગે લક્ષ્મીવર તમને, તો થાશે મહા ઉત્પાત; મારી સજની.
કમળમુખ શ્રમથી સુકાયું, કન્યા કરે આક્રંદ, મારી સજની.
અનિરૂદ્ધ સમરે સામળીયાને, કમળાવર ગોવિંદ; મારી સજની.
ત્રાહે ત્રાહે રે શ્રીકમજી, સુતની કરજો સહાય; મારી સજની.
વિપત વેળા વહારે ચઢીને, કરો ભગતની રક્ષાય: મારી સજની.
ગજ ગ્રાહથી મુક્ત પમાડયો, કીધી હરિશ્ચંદ્ર રક્ષાય, મારી સજની.
દાનવકુળ નિકંદન કીધા, કીધી પ્રલ્હાદની સહાય; મારી સજની.
આજ આંખેથી આંસુડા ચાલે, જાશે મારા પ્રાણ; મારી સજની.
સુખ શરીર શાતા નહિ અંગે, લાગ્યો દવ નિર્વાણ; મારી સજની.
મનસા વાચા એ વર વર્યો, અવર તે મિથ્યા જાણું; મારી સજની.
રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું પ્રાણ; મારી સજની.

(વધણ.)

ભેટયા શ્રી અવિનાશને, કુશળ વારતા પૂછે વળી;
કહે નારદ અનિરૂદ્ધને રાખ્યો, કારાગૃહમા દૈત્યે મળી.

## ૪૪. પુત્રીને માતૃબોધ.

(રાગ ધન્યાશ્રી.)

પુત્રી પધારો રે, સૌભાગ્ય સાસરે, ભાગ્ય તમારૂં રે, તુલના કુણ કરે;
અમે અપરાધી બહુ, અવગુણ ભર્યાં, પુત્રી તમને રે અતિ દુખિયાં કર્યાં.

(રાગ બીઆસની.)

દુઃખ પામી દીકરી તે, મરણ લગી કેમ વીસરેં;
માતા પિતા વેરી થયા તારાં, મનની ખટપટ કેમ નીસરે.
બાઇ બાપે તુંને બંધનમા રાખી, દુઃખ વેઠયું બહુ દીકરી;
મોટું ઘર પામી તે તો, તું તારે ભાગ્યે કરી.
ઉગ્ર પુણ્યે ઓખાબાઇ તમો, પામ્યા અનિરૂદ્ધ નાથને;
તે સુખ આગળ દુઃખ વિસાર્યું, જોખમ બાણના હાથને.
શિક્ષા દઉં તને દીકરી; મારી તારી લાજ વધારજે;
જો પ્રીતે પીયુ આજ્ઞા આપે, તો પિયરબાપ્પુ પધારજે.
ઉગ્રસેન હળધર પ્રદ્યુમન, વાસુદેવ ત્રિભુવન ધણી;
શ્વસુર પક્ષમા સર્વ કુટુંબની, સેવા ભક્તિ કરજે ઘણ
રુક્મિણી જાંબુવતી ને ભદ્રા, સત્યભામા સત્યા સું
લક્ષ્મણા કાલિંદી વૃંદા, અષ્ટ પટરાણી ખરી
રતી રંભાવતી દેવકી, માયાવતી સતી રેવતી;

રખે દીકરી આળસ કરતી, તું ચરણ • તેના સેવતી.
રૂડી ભુંડી વાત સાભળી હોય, કોઇ આગળ નવ ચોહેરીયે;
ઉઘાડા કેશ ન મુકીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પહેરીએ.
કામ ઘરના બતાવ્યા કરિયે, ન કરીયે કાઇ અરુંપરું;
પૂછ્યા પૂડે સૂક્ષ્મ સાદે, બોલીએ જઇને ખરૂં.
પાત્ર પગે નવ ઠેલિયે, ક્ષમા રાખીએ બહુ ઉદરે;
માથું ઓઢી ચાલીએ, રાખીએ દૃષ્ટિ ભૂમિપરે.
સંતાપ સાસરે ન કીજીએ, પિયરને ન વખાણિયે;
લક્ષ દુઃખ હોય સાસરે, પણ સ્વામીને ન જણાવિયે.
દાસી માણસનો સંગ ન કીજે, નીચને મંળે માઠું સહી;
સાસુ રીસ કરે ઘણી, પણ સામો બોલ કરીએ નહિ.
સાસુ નણંદ ને જેઠાણીની, સેવા ભક્તિ કરજો ઘણી;
પર ઘેર નિત્ય જઇએ નહિ, ગયે હલકાઇ થાએ આપણી.
મોટે સ્વરે હસીએ નહિ, કોઇ સાથે તાળી નવ દીજીએ;
ઉભા રહી ઉઘાડે માથે, પુત્રી પાણી ન પીજીએ.
ભરથાર પહેલું જમીએ નહિ, બાઇ ઉચ્છિષ્ટ જમીએ નાથનું;
તુંકારીએ નહિ સેવક આદે, મન રાખીએ સર્વ સાથનું.
માત પિતા ને ભ્રાત ભગિની, પિયર સુખ ન સંભારીએ·
આવો બેસો જી જી કહીને, કુળની લાજ વધારીએ.
સહુને ગમતું બોલીએ, બાઇ અહંકાર કરીએ નહિ;
હસતું વદન નિત્ય રાખીએ, સુખ દુઃખ સમાન ગણીએ સહી.
દિવસે ન સુઇએ દીકરી, બહેન, વચન પિયુનું પાળીએ;
સાસુજી જ્યારે સાદ કરે, ત્યારે જી જી કરી ઉત્તર આલીએ.
શ્વસુર જેઠની લાજ કીજે, ન બોલીએ ઉંચે સ્વરે;
એમ ઘણી શીક્ષા દઇ માતા, પુત્રીને વિદાય કરે.

( વલણ. )

વિદાય કરે પુત્રીને, ધન વસ્ત્ર દઇ અપાર રે;
માતપિતા વળાવવા આવ્યા, સાથે કુટુંબ પરિવાર રે.

---

### ૪૫. કામપીડિત નળ.

( રાગ વસંત. )

અનંગ અનળ તે નળને પ્રગટ્યો, વન ગયો વહ્નિ સમાવા;
હયે બેઠો ચિંતામાં પેઠો, લાગ્યો આકુળ વ્યાકુળ થાવા. અનંગ.
નીલાં વસ્ત્ર ને નીલો વાઘો, મૃગયાનો શણગાર;
અઘોર વનમા રાયે દીઠું, માન સરોવર સાર. અનંગ.
સુભટ સાથે કોઇ મળે નહિ, એકલો ન પડે ગમ્ય;
હય થકો હેઠો ઉતરીને, વન જોવા લાગ્યો રમ્ય. અનંગ.
વૃક્ષ વારુ ચારોળીના, ચંદન ચંપા અનંક;
નાના વિધના પુષ્પને ભારે, વળી રહ્યા છે વંક. અનંગ.
મોગરો મરડાઇ રહ્યો ને, મગી અરણી ને મરેડી;
આંબલી આવળ ને અગથિયા, એખરાં ને અરેડી. અનંગ.
કદલિ થંભ શોભે અતિ સુંદર, સાકર સરખી શેલડી;
લવિંગલતા ને લિંબુ લલિત વળી, વિરાજે વૃક્ષ વેલડી. અનંગ.
નાળીએરી નારંગી નૌતમ, નીચા નમ્યા બહુ નેત્ર;
કેળી ફાલસી સુંદર દીસે, ખજુર ખારેકનાં ક્ષેત્ર. અનંગ.
પીપળા પીપળી વડ ને ગુલર, દાડમડી ને પલાશ;
અશ્વથી ઉતરી નળ રાજાએ, વન નિરખ્યું ચોપાસ. અનંગ
જળ ફળ સબળ દેખી નળ હરખ્યો, ઉત્તમ આંબા સાખ,
બાબચી બીજોરી ને ચીનીકબાલા, ઝુવે ઝુમખાં દ્રાખ. અનંગ.

સુંદર કુમુદની સરોવર માહે, વાયુ પ્રહારે નમંતી;
દેખી અનળ તે બમણો વ્યાપો, સાભરી દમયંતી. અનંગ.
શીતળ વાયુ વહ્નિ સરખો, લાગે રાયને તન;
નગ્ન વૃક્ષ છે કદળીના, તેને દેતો આલિંગન. અનંગ.
રંભન ચુંબન કરે કેળને, થડથી મરડી પાડે;
મુખથી શબ્દ કરે જેમ કોઇ, મોટો મેગળ ત્રાડે. અનંગ.
એવે સમે બહુ હંસ ત્યાં દીઠા, સુવર્ણના છે અંગ;
તે દેખી દમયંતી વીસરી, ટળી ગયો અનંગ. અનંગ.
નહોતું દીઠું તે મેં દીઠું; આવ્યો દીસ અનુક્રમી;
આવી કનકની જાત પંખીની, બ્રહ્માએ ક્યારે નિરમી. અનંગ.
એકે હાથ પડે એમાથી, પાળું પાસે રાખું;
રમાડું જમાડું એને, દુઃખદહાડા ખોઇ નાખું. અનંગ.
શરપ્રહાર કરૂં જો એને, તો એ થાય નિધન;
ગ્રહણ કરવું જોઇએ જીવતું, ભૂપ વિમાસે મન અનંગ.
એવે સકળ પંખીનો રાજા, દીઠો પૃથ્વી માય;
વૃક્ષ તણે થડ નિદ્રા કરીને, ઉભો છે એક પાય. અનંગ.
તેને દેખી નળ મનમાં હરખ્યો, ભેદ કરી પરવરિયો;
અંબર ઓઢી અંગ સકોડી, શ્વાસ રૂંધન કરીયો. અનંગ.
ઠમ ઠમ પુંઠે નળ બહુ આવ્યો, બેશી આઘો ચાલ્યો;
લાંબો કર કરી લઘુલાઘવીમા, પંખીનો પગ ઝાલ્યો. અનંગ

વલણ.

ઝાલ્યો પંખી જાગી ઉઠ્યો, નળને કીધા ચંચના પ્રહાર રે;
પછે પોતાની વાણીએ કરી, કરવા લાગ્યો પોકાર રે.

નાભી નીકટ મેખલા, રહે ગમન સાથ અમારો;
રોમાવળી દ્રુમ કુચ રોડા, ઉર મંડપ શું ઉવારો.
અંગ રંગ તરંગ યૌવન, જોતાં તૃપ્ત ન થઇએ;
ક્ષુધા તૃષા પીડે નહિ, રૂપ સુધામાં રહીએ.
કચભૂષણ કદળી પત્ર ઉપર, શબ્દ તેનો ઉડે;
ત્યાં બોલે પંચાનન પ્રહારથી, શું લાગો મેગળ પૂંઠે.
કેળશાખાએ જલજ જુગમ ચઢયાં, ગજ એથી પામે ખેદ,
યુગ્મ અંબુજ તાંહાં મળીયાં, મળ્યા મધુકર વેદ.
સ્કંધ પદના તે કદળી સરખા, ખટ તોયજ તોય પાખે;
શુદ્ધ બુદ્ધ નવ રહી મારી, હું બોલી ઉડયો અભિલાખે.
વદી વાણી વ્યોમચરની, પડયો મૂર્છા ખાઇ;
હાટક રૂપ દેખી સખી સાથે, સુજને ગ્રહવા ધાઇ.
મોહવારૂણી પી પડયો; કન્યાએ ગ્રહ્યો આવી;
ભુજ અંબુજ મેં પણ ભેઘાં, તોએ મન નવ ભાવી.
નાત ગામ ને નામ પૂછ્યું, સ્વામી તારો કૃણ;
રટણ રસનાયે કરે બાંધી, એવો વરણ નિપુણ.
સ્વામી નળ ને વર્ણન નળનું, દૂત નળનો છુંય;
ગિરિ તરૂવર કે ધાતુ ફળ કે, કુસુમ નળ તે શુંય.
પ્રાણનળ કે ઉદરનળ, કે જળનળ ગ્રેહનો;
રહે તુજ મળ્યો કાંતિ કમળે, એ વરણ તેની દેહનો.
પરગ્રય વૃશ્ચિક આંકડો, ભેવું નિજ ભુજતળ;
શકે તારા નાથની એની, કાયા છે કોમળ.
શબ્દ શુણી શ્યામા તણો, હું સહી રહ્યો તે કાળ;
તમ પ્રતાપે તારૂણીને, મેં નાંખી મોહ જાળ.
અમૃતઘટ થાયે જો ઉણો, અમર પાન જ્યારે કરે;
વૈદર્ભીની વાણી સુધા જાણી, લેઇ કુંભ પુરો ભરે.

વિનતાવદન વિધિયેં કીધું, સાર શશીનું લીધું;
નક્ષત્રનાયને લાંછન ભાસે, કલંક લાગટ કીધું.
ગ્રહેશ ને શર્વરીપતિ તે, ગોપ્ય ઉભા ફરે;
વૈદર્ભીના વક્ત્ર આગળ, અમર તે આરતી કરે.
કચસમૂહની રાવ કરવા, વિધિ કને કળાધર ગયો;
કર અધર ચંદ્ર કાઢયો ઠેશે, તે અદ્યાપિ અંતરિક્ષ રહ્યો.
સંસાર સર્વનું સાર લીધું, દિવ્ય દેહડી થવા;
ઘડી દમયંતી ને ભુજ ખંખેર્યા, તેના તો તારા હવા.
જપ જાગ ને ધર્મ ધ્યાન તીરથ, કીધાં હશે સમસ્ત;
તેને પુણ્યે પુણ્યશ્લોકજી, ગ્રહશો દમયંતીનો હસ્ત.
ભાગ્ય ભૂપ એ તમ તણું, જે વશ વૈદર્ભી વળી;
વેવિશાળ મળ્યું ને દૂત ફળ્યું, નવ શકે તેનું મન ચળી.
કાલ આમંત્રણ આવશે, તમે કરો તત્પર જન;
એ વાત નિશ્ચે જાણજો, તેના સાક્ષી શ્રી ભગવાન.
આનંદ નળ પામ્યો ઘણો, પણ સ્વપ્ના સરખું ભાસે;
વિશ્વાસ મન નથી આવતો, જે વિવાહ કેઇ પેર થાશે.

( વલણ. )

થાશે સંબંધ ભિમકસુતાનો, એ આશ્ચર્ય મોટું સર્વથા;
કહે પ્રેમાનંદ કડું હવે, દમયંતીની કથા.

## ૮૭. દમયંતિનો વિલાપ.

( રાગ રામગ્રી )

ભૂલી ભમે છે ભામિની, નૈષધનાથની નાર રે;
હો નળ હો નળ બોલતી, ભીમકરાજ કુમાર રે. ભૂલી.
ધોવાયું કાજળ આંસુએ કરી, વેદનાએ વ્યાકુળ રે,
અર્ધ ઉઘાડી દેહડી, નાથે ફાડયું છે પટકૂળ રે. ભૂલી.
એવે દીઠો એક ચીતરો, ધાઇ દમયંતી ઉલટરે,
પૂછે ભાળ નળ ભૂપાળની, છે તારા જેવી કટરે. ભૂલી
શાર્દૂલ દીઠો વાટમા, વૈદર્ભી પૂછે ધરી વહાલ રે;
નૈષધનરેશ વાટે મળ્યા, છે તારા જેવી ચાલ રે. ભૂલી
સાવજ થાયે ગાભરા, ભય પામી નાશી જાય રે;
રખે વનદેવી અમને ઝાલતી, પશુ અરિ કપાય રે. ભૂલી
પૂછે ઉંચા દ્રુમને, તારી ગગને ગઇ ડાળ રે;
તરૂવર જો મોરી વતી, કહીં દીસે ભૂપાળ રે. ભૂલી.
પર ઉપકારી સદા તમો, વળી શીતળ તારી છાંય રે.
નૈષધનાથ કહ્યું દીઠડા, જેઉં છો વન માંય રે. ભૂલી.
તરૂ ઉત્તર આપે નહિ, તેમ તેમ રાણી રોય રે,
પુણ્યશ્લોકે જ્યારે પરહર્યાં, શત્રુ થયા સર્વ કોય રે ભૂલી.
અજગર પડ્યો છે વાટમા, વીકાશી સુખ ભાગ રે,
દમયતીએ જાણ્યું નહિ, તેના મુખમા મુક્યો પાગ રે ભૂલી.
ચરણ ગળ્યો જાતુ લગે, વિષ ચઢી ગયું શરીર રે.
પડી બોમ સાદ નળને કરે, મુખે પાડે રીર રે ભૂલી
અજગર આનંદ પામીઓ, ભલું જડયું ભક્ષ રે;
વૈદર્ભી ઘણું વલવલે, ઉંચા ચઢી ગયા ચક્ષ રે. ભૂલી.

કંઠે બંધાઇ કાચળી, મુખે પડીઓ શોષ રે;
મરણ સમે મુકે નહિ, હદે રસના પુણ્યશ્લોક રે. ભૂલી.
રોતી રાણી સાંભળી, પારધી આવ્યો ધાઇ રે:
પગ દીઠો અજગર મૂખમાં, તેણે શ્યામાને સાહી રે. ભૂલી.
પારધીએ અજગર મારીઓ, કોહોવાડાને ધાય રે;
જતન કરીને મૂકાવીઓ, નળપત્નીનો પાય રે. ભૂલી.
વૈદર્ભીને વિષ ચઢ્યું નહિ, છે વાસવનું વરદાન રે;
કરતળ વાસ સુધા તણો, દેહી રહી પરમ નિધાન રે. ભૂલી.

( વલણ. )

દેહી રહી પરમ નિધાન, હળાહળ ગયું ઉતરી રે;
કહે ભટ પ્રેમાનંદ પછે, શું દુઃખ પામી સુંદરી રે.

---

## ૪૮. હંસ ને દમયંતી.

( રાગ મારૂ. )

ચતુર ભીમકની કુમારી, તેણે અકળિત વાત વિચારી;
નથી હંસ દેતો મુને સંહાવા, પણ નવ દેઉં એહને જાવા.
પંખી ધીરે કમળને કાજે, હાથ આપ્યા મને મહારાજે;
જોગવાઇ જગદીશે મેલી, મ્હારી કમળ જેવી હયેલી.
શરીર સઘળું કહીંને સંતાડું, પાણપંકજ એહને દેખાડું;
પોતાના વસ્ત્ર દાસીને પેહેરાવી, બેઠી ચેહેબચામાં આવી.
મસ્તક મુક્યું પલાશનું પાન, વિકાસી હયેલી કમળ સમાન;
મધ્ય મુક્યું જાંબુનું ફળ, જાણે ભ્રમર બેસે છે પીગળ.

પોતે નાસિકાએ ગગુગણુતી, ભામા ભમગની પેરે ભણુતી;
હંસે હરિવદની જાણી, ન હોય પંકજ પ્રેમદાનો પાણિ.
એસું જાઇ થઇ અજ્ઞાન, પરણાવવો છે નળ રાજાન;
આનંદ આણી અંબુજ ભણી ચાલ્યો, બેસતા અબળાએ ઝાલ્યો.
દમયંતી કહે શે નાઠો, હલ્યા ગાડૂઓ થઇને ગાડો;
મને દ્રોડાવી કીધી દુઃખી, મુવા પેહેલા હું ન ઓળખી.
તારા અવગુણ નહિ સંભારૂં, મને બાપના સમ જો મારૂં;
હંસ કહે શું જાઓ છો ફુલી, નથી બેઠો હું ભમે ભૂલી.
હુંમાં પ્રાક્રમ છે અતિઘણું, ચંચપ્રહારે તારા હસ્ત હણું;
દમયંતી કહે હંસ ભાઇ, તારે મારે થઇ મિત્રાઇ.
અન્યોન્યે તે બોલજ દીધો, હાથેથી મુકીને ખોળે લીધો;
તમો વિખાણ કીધું સબળ, તે બીઆ કોણ છે નળ ?
તેહેનાં કોણ માત ને તાત, મુને વિખાણી કહો વાત;
હંસ બોલ્યો મુખે તત હસી, અબળા દીસે ઘેલી કશી.
તેના ગુણ બ્રહ્મસભામાં ગવાય, નળ તે વિષ્ણુ આગળ વખણાય;
એ બીઆ મોટા ચતુરસુજાણ, જો હું નળની કરૂં રે વિખાણ.
નળ દીઠો નહિ તે નર રોઝ, સાંભળ્યો નહિ તે વખોડાજ;
જોયો નહિ તેનાં લોચન કેવા, મોરપીછ ચાદલીઆ જેવા.
એટલામાં મન વિહ્વળ કીધું, ચિત્ત મહિલાનું આકર્ષી લીધું;
બેહુ કરજોડીને નમયંતી, હંસ પ્રત્યે કહે દમયંતી.
હું પૂછું છઉં બીહીતી બીહીતી, નળની કથા કહો અથઇતિ;
છે બાળક વૃદ્ધ જોબનવામ, શે અર્થે નળ ધરાવ્યું નામ.
તમે આવડો ભુજે વરણ્યો, છે કુંવારો કે પરણ્યો;
એવાં વચનને સાંભળી, ત્યારે હંસ બોલ્યો કળકળી.
નળ છે કુંવારો નથી કન્યા, છે બ્રહ્માનો મોટો અન્યા;
અમો કોટાનકોટ નારી નિરખી, ન મળે નળને પરણવા સરખી.

એકવાર બ્રહ્માએ શું કર્યું, સકળ તેજ એક પાત્રમાં ભર્યું;
તે તેજનો ઘડયો નળરાય, કાંઇએક રજ વાધી પાત્ર માય.
તેની એક થપોલી હવી, આકાશે ઉપન્યો રવિ;
વાહાણે સાંજે નળ બાહેર નીસરે, તેજવંત વનમાં ફરે.
સૂરજ ઝાંખી કાડે કોર, વહાણું સાંજ તેણે ટાહાડો પોહોર;
અદષ્ટ જ્યારે થાય રાજાન, નિશ્ચત ભાનુ તપે મધ્યાહ્ન.

( વલણ. )

મધ્યાહ્ને નળ જાય મંદિરમાં, માટે સૂરજ તપે ઘણું;
હંસ કહે હો હરિવદની, શું વિખાણ કરૂં તે નળ તણું.'

---

## ૪૯. દમયંતીની પરીક્ષા.

( રાગ મારૂ. )

મન મોહ પામ્યો મહિપતિ, ધન્ય દેવ જે વરશે સતી;
ભોગી ભૂપને ભામિનિ ભોગ્ય, ઘટે દેવને અમો અયોગ્ય.
નારિ પ્રત્યે નળ એમ કહે છે, જે તું જોગીરૂપને લહે છે;
અમો ન જાઉં વિષયાની વાટે, અહિંયાં આવ્યો હું સાધુની માટે.
હું તો દૂત છું દેવતાતણો, પાળું છું આચાર આપણો;
તારૂં પૂર્વ જન્મનું પુન્ય, ભાગ્યમાંહી કાંઇ નથી ન્યૂન.
જે દેવદૂત ઘેર આવ્યો, મોહવર્ધન વાર્તા લાવ્યો;
આળગું કરોને અંતરપટ, કરૂં વાત આણીને ઉલટ.
અમો રૂપ કોટાનકોટ ધરૂં, તજી સ્વાર્થ પરમાર્થ કરૂં;
સાભળીને બોલ રસાળા, પટ તજીને નીસરી બાળા.
પ્રસ્વેદ મુક્તા રહ્યા ટપકી, બહાર નીસરિ વીજળી ઝબકી;
હિંડતા હાલે જેમ દ્રુમવેલી, નળ નિકટ ગઇ ગર્વઘેલી –

તારૂણીનો પ્રતાપ ન માયો, ઝબકારે નળ ઝંખવાયો;
દીઠી મદપુરણ માતંગી, નળ તકિયે બેઠો ઉઠંગી.
ઘુઘરિ ઝાંઝરની ઝણુઝણુતી, પગને અંગુઠે પૃથ્વી ખણુતી;
કર દીધો છે ગજરથળે, એવી નારી દીઠી નળે.
પ્રેમે પ્રેમે થયાં બે ભેળાં, મોહ્યો મહિપતિ દેખી મહિલા;
સત્યવાદિયે સત્ય જ રાખ્યું, મનથી પરણુવું કાઢી નાંખ્યું.
રખે મ્રદિ નારીને નરખે, નળ મન પાછું આકર્ષે;
બેઠો આસને આસન વાળી, માંડી વાત તે સત્ય સંભાળી.
પરમાર્થે દેવની વતી, ગોષ્ઠિ માંડી છે નૈષધપતિ;
અહો લલિતા અંબુજલોચની, સુખવર્ધની દુઃખમોચની.
બેસો આસને લજ્જા છાંડી, પૂછું વાત કહો મુખ માંડી;
કન્યા કહે કહો જે કહેવું, મને ઘટે છે ઉભા રહેવું.
પર પુરૂષ બેઠાં કેમ બેસું, જાણે નળ તો કહેશે એ શું;
વારૂ થયું જે તમે મળીયા, શું નૈષધનાથે મોકલીયા.
વળી કાહોને કહાવ્યું જેહ, સાંભળવા ઇચ્છું છું તેહ;
વળતા બોલ્યા વીરસેનસુત, નહિ હું નળનો દેવનો દૂત.
નળ નળ મુખ શું ભાખે, તજી સુધા વિષ કાં ચાખે;
તજી સ્વજન શત્રુને કેમ મળીએ, સુકી ચંદન કાં વળગે બાવળીએ.
તજી રત્ન કોડી કો આણે, તજી મદગળ મહીષ પલાણે;
તજી ધેનુ અજા કો બાધે, તજી સાળ કુસકા કોણ રાંધે.
માટે હું છઉં તારો નેગીયો, દેવ તેજપુંજ નળ આગીયો;
ઘેલી નળ માનવ શા લેખે, અમરને તું કાં ઉવેખે.
વાસવ વહ્નિ ને વરૂણુરાય, જમ આદિ વર્યાની ઇચ્છાય;
મોકલ્યો છઉં મળીને ચારે, તો હું આવ્યો છઉં માનવી દ્વારે.
તું ત્રિલોચનપતિને ભજ, નળ અલ્પ જીવને તજ;
માગ અમરાવતીનો વાસ, અમર ઇંદ્ર ને નળ ધાસ.

સુર પરણે તુંને નહિ મર્ત, નળ વરે દુઃખનું નહિ નિવર્ત;
સુરસંગે ભોગવવા ભોગ, નળ અલ્પ આયુષ ભર્યો રોગ.
મનુષ્યને વ્યાધિ શત ને આંક, મરિમરિ અવતારનો ઠાક;
મનુષ્યને વિજોગ પીડે, આયુષ ઉતાવળું હીંડે.
મનુષ્યને ઘડીયે શત ઘાત, પીડે જ્વર શીત સન્નિપાત;
માનવ ભર્યાં હોય મળમૂત્ર, ઘેલી તે સાથે ઘરસૂત્ર ?
ગંગાજળ તજી કૂપનું અણુ વે, તજી કીર કો કાગ ભણાવે;
દેવ સુખસમૂહના દાતા, નવ ઓસરે અમૃત પાતા.
ઇંદ્ર મંદિર હીંડોળે હીંચ, તું થી દેવાંગના વૃંદ નીચ;
પી સુધા ભોગની વારૂણી, થા ત્રૈલોક્યપતિની તારૂણી.
થઇશ અમર સુધાને પીની, પરણ ઇંદ્રને જગ જીતી;
છાસઠ સહસ્ત્ર રંભા આદે, થઇ તૃપ્ત વાસવ સંગસ્વાદે.
ઇંદ્રાણીને છે તારી બીક, રખે દમયંતી થાતી અધિક;
પરણી ઇંદ્ર સાચવ આ તક, જેની કલ્પવૃક્ષ પારિજાતક.
રથ ઐરાવતનું સુખ લે રે, વરવા વાસવને હા કહે રે;
કરી શણગાર સર્વાંગે, ઘટે રહેવું ઇંદ્રઅર્ધાંગે.
વર વહ્નિને હો બાળી, નહિ સમો આવે વળી વળી;
સર્વ દેવતાનું એ વદન, અગ્નિરૂપ તે કોટી મદન.
વળી વરવા ઇચ્છે છે જમ, તેને ના કહેવાશે કયમ ?
છે વરૂણને ઇચ્છા ઘણી, રઢ લાગી છે તમતણી.
મુકો બાળઅવસ્થાની ટેવ, ધરી માગું ન મોકલે દેવ;
હંસ મિથ્યા કરી ગયો લવ, રૂપહીણુ છે નળ માનવ.

( વલણ. )

નળ માનવ કદરૂપ કાયા, નવ નિભ્રંછ્યો નજે રે;
પોતે પોતાનું આપ નિભ્રંછ્યું, તે દેવતાનો દૂત સાંભળે રે.

## ૫૦. દમયતીને માથે આળ.

( રાગ પરજીયા. )

ઇંદુમતી કહે બાઇ સાભળ, લોક તે કાં સભળાવો;
કહે વૈદર્ભી પણ ચોરી તે, શા માટે અકળાવો.
હાથ માહેથી હાર લઇને, ના કહે કેમ ચાલે;
તસ્કર કોને તો બાધે જો, વસ્તુ હાથે ઝાલે
મિથ્યા હું કહેતી નથી, કોણ માગી લે તુજ પાખે,
એવી ચોરટી હું હોઉં તો, મુજ માતા કેમ રાખે.
માતા મારીએ માન દીધું, સતી સરખી જાણી;
અસાધ્વી મને કેમ ઓળખી, શુ લેતા ચલો છે પાણિ
અમે પરીક્ષા તારી કરી જો, ભરતારે પરહરી,
બાઇ હું મેહેણા જોગ થઇ, તમારા ઘરની પેટભરી.
ચોરી કરવી આંખ ભરવી, એ તે ક્યાનો ન્યાય,
એવે રાજમાતા પધાર્યા, રોઇ બને કન્યાય
આપ આપણું દુખ કહે માતાને, નયણે ઢાળી આસુ;
એક કહે મારો હાર લીધો, એક કહે ચોરી કાસુ
ચતુરશિરોમણી રાજમાતા, અતરમા વિમાસે;
માળા ગઇ તે મોટુ અચરજ, સતીને કેમ કહેવાશે
તું તો દેવી જેવી દીસે છે, નારાયણની દાસ,
આપો હાર કલેશ નિવર્તે, જો લીધુ હોય હાસ.
સરખે સરખામા હોય કૌતક, આપો હાર મોતી તણો;
રાજકુંવર રીસાળ ઘણું છે, જાણે, થશે કલેશ ઘણો.
માળા હોય આપણા ઘરની, તો ફરી શોધ નવ કીજે;
છે શ્વશુર પક્ષની વસ્તુ જાણે, તેને શો ઉત્તર દીજે.
હૃદય ફાટતે કહે દમયતી, અપવાદ દીધો એવો,

હાં હા બાઇજી હાર તમારો, લીધો છે મેં દેલો.
ન ઘટે રાજમાતાજી તમને, દુઃખ દેવું વેર રાખી;
અમો ન હોઉં ચોરી કરનારા, છઉં જશનાં અભિલાખી.
ઇંદુમતી કહે આપે છુટશો, શો શોહોર કરવો હાલો;
માળા મારી કરમાં મુકો, જો જશ હોયે વહાલો.
સેવક સખીયો એમ કહે છે, એણીએ માળા લીધી;
મારો બાંધી તાણો પગડો, અબળા આકળી કીધી.

( વલણ. )

કીધી એ નિશ્ચે ચોંરટી, રાજમાતાએ જણાવી રીશ રે;
દમયંતી દુઃખ પામી ઘણું, પછે સમર્યા શ્રી જુગદીશ રે.

---

## ૫૧. દમયંતીની પ્રાર્થના.

( રાગ મારૂ. )

હો હરિ સત્યતણા સંઘાતી, હરિ હું કહીયે નથી સમાતી;
હરિ મારે કોણ જન્મનાં કરતુ પ્રભુ ચોરી થકી શું નરતું.
હરિ હું શા માટે દુઃખ પામું, પ્રભુ જુઓ હું રાંકડી સામું;
હરિ તમે ગ્રાહથી ગજ મુકાવ્યો, તો હું ઉપર શો રોષ આવ્યો.
હરિ હું નથી દુઃખની ધીર, તમે છો વિપત સમેના વીર;
હરિ તમે મન અપરાધ ન લાવો, હરિ તમે અનાથબંધુ કહાવો.
હરિ હું હરખે હણાઇ, હરિ હું ચોરટીમાં ગણાઇ;
હરિ હું કેહેની ને કોણતણી, હરિ જુઓ હું રાંકડી ભણી.
હરિ હું તારી સેવા ચૂકી, તો નળે વનમાં મૂકી;
હરિ મેં વિપ્ર ન પૂજ્યા હાથે, તેથી શું તરછોડી નાથે.

હરિ મેં શિવ ન પૂજ્યા જળે, તો શું રોતી મૂકી નળે;
હરિ દોહેલે ઉદર ભરવું, હરિ મુજને ઘટે છે મરવું.
હરિ હું ભરતારે છાંડી, હવે દુઃખ કહું કેને માડી;
હરિ મેં કોણ પાતક કીધાં, હરિ મેં સાધુને મેણાં દીધાં.
હરિ મેં રાખ્યું હોય સત્ય, જો વડાવા હૈયે નળપત્ય;
મારા કોટિક છે અવગુણ, પણ તમે તો છો રે નિપૂણ.
અપરાધ સર્વ વિસારી, ચઢો વિઠ્ઠલા વ્હારે મારી;
જો નહિ આવો જગદીશ, તો પ્રાણ મારો હું તજીશ.
એવું કહીને આંખે ભર્યું જળ, અમો અબળા તણું શું બળ;
એવું મનમાં ધર્યું ધ્યાન, સતીની વ્હારે ચઢયા ભગવાન.
અંતરજામીએ બુધ દીધી, સતીએ આંખ રાતડી કીધી;
કહે માથીને કરી ક્રોધ, ફરી કરો હારની શોધ.
સાક્ષી સૂરજ વિષ્ણુ ને ધાય, જો મેં કીધો હોય અન્યાય;
બાઇ હાર તમારો જડજો, લેનારો ફાટી પડજો.
એવું કહેતામાં કળિજુગ નાઠો, ત્યારે તડાક તોડલો ફાટ્યો;
નાઠે થકો પડ્યો નીસરી હાર, સતીને ત્રુઠ્યા વિશ્વાધાર.
અંતરિક્ષથી અકસ્માત, વરસ્યો હાર તણો વરસાદ;
એકએકપેં અદકાં મોતી, રાજમાતા ટમટમ જોતી.
પછે દમયંતીને પાગે, રાજમાતા ફરી ફરી લાગે;
બાઇ તું છે મોટી સાધ, મારો ક્ષમા કરો અપરાધ.
ઇંદુમતી થઇ ઓશીયાળી, મુખડું ન દેખાડે વાળી.

## પર. સુદેવની ટેહેલ.

( રાગ આશાવરી. )

સુદેવને તેડી સ્તુતિ કીધી, આંસુ નયણે ઢાળી રે;
નૈષધનાથને કોણ મેળવે, હો ગુરૂજી તમ ટાળી રે.
જન્મના તમે છો હેતસ્વી, કારજ મનથી કરવું રે;
ન ઘટે કહ્યાની વાટ જોવી, શોધવા નીસરવું રે.
ધીરજ આપી નૈષધનારને, વેશ નાનાવિધ ધરતો રે,
દમયંતીએ શીખવ્યો હીંડે, ટેહેલ સનગે કરતો રે.
રથે બેઠો ફરે મુનિવર, સેવક સેવા કરે રે;
જ્યાં ગામ આવે ત્યાં કળા પાડી, વેશ ટેહેલીયાનો ધરે રે.
દોઢ માસ ગયો અટણ કરતાં, આવ્યો અયોધ્યા મધ્ય રે;
સભામાંહે ટેહેલ નાંખી, જ્યાં બેઠો ઋતુપર્ણ રાય રે.
અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ, પરિત્યાગ તેનો કીધો રે;
ધર્મધોરિધર ધિક તુજને, ફરી તપાસ ન લીધો રે.
રંકે રત્નનું જતન ન થાયે, જાન નીવડી નેટ રે;
વિલપે છે વસ્તુ વોહોરતીઆ વિના, કાં ભરે પરઘેર પેટ રે.
કુળ લજાવ્યું કરમી માણસે, કીર્તિ કીધી ઝાંખી રે;
જ્ઞાની પુરુષ વિચારી જોજો, ટેહેલ સુદેવે નાખી રે.
સભા સહુ વિસ્મે થઇ કાંઇ, ટેહેલ છે ગર્ભાળી રે;
ગ્રહેલીયો ટેહેલીયો કરીને કહાડયો, કોઇ ઉત્તર નાપે વાળી રે.
સુદેવ ગયો હયશાળામધ્યે, ટેહેલ નાખી તેણે ઠાર રે;
મહિલાનાં કહાવ્યાં વચન સુણીને, બાહુક નિસર્યો બહાર રે.
કદ્રજ કાયા કામળ હોડી, કરમાંહે ખરેરો રે;
પ્રગટ ખારે ખંખારીને બોલ્યો, તીજો ને તેરેરો રે.

કારમો સરખો કપોળ—ચડાવે, ટુંકડા કર નચાવે રે;
નાસિકાએ સડકા તાણે ને, નયણા મચમચાવે રે.
ભારે વચન કહ્યા તે બ્રાહ્મણ, નીસર્યો મેણા દેવા રે;
વસ્તુને વિપત તો વોહોરતીઓ, કરતો હશે પરઘેર સેવા
વોહોર્યું તે કાંઇ રત્ન જાણીને, કાચ થઇ નીવડયું રે;
તત્વરહિત માટે તજ્યું છે, નથી છુટી પડ્યું રે.
તેહ મિત્રને તજીયે જેહનું, મળતું મન વિના ટાલું રે;
તે સ્ત્રીને પરહરીયે જેહનું, પિયુ કરતાં પેટ વડાલું રે.
વાંક નહિ હોયે વોહોરતીઆનો, રહ્યા હશે નિજ ધર્મે રે;
વસ્તુ વિપત પામતી હશે તે, પોતે પોતાને કર્મે રે.
ગૂઢ વચન કહી ઘોડારમાં, બાહુક જઇને બેઠો રે;
સુદેવ તો સાંસાંમાં પડયો, પ્રાણ વિચારમાં પેઠો રે.
એ બોલી તો નૈષધનાથની, હારદ અનાહુત રે;
નળ ભૂપ એને કેમ કહિ માનું, રૂપે બીજો ભૂત રે.
જહરભરણુ કો રીસનું જાણું, ફરી ન જાય બોલાવ્યો રે;
પડોશીને પૂછી કઢાડ્યું, ત્રણ વરસ થયાં આવ્યો રે.
રાજાએ પ્રીત કરીને રાખ્યો, અશ્વવિદ્યા કાંઇ જાણે રે;
પવિત્ર નૈવેદ્યને પાળે, વિજોગનું દુઃખ આણે રે.
એવું સાંભળી સુદેવ ચાલ્યો, આવ્યો વિદર્ભ દેશ રે;
વૈદર્ભી તવ આનંદ પામી, વિપ્ર પૂજ્યો વિશેષ રે.

## ૫૩ઃ દમયંતીની તાલાવેલી.

( રાગ ગોડી. )

દમયંતી કહે દાસીને, સુણ સાધવી;
છે વિપ્રનો વાયદો આજ, મહિલા માધવી.
દેઠ ઋતુપર્ણ આવશે, સુણ સાધવી;
જો હોશે નળ મહારાજ, મહિલા માધવી.
અવધ પહોંચી છે વનતણી, સુણ સાધવી;
થયા ત્રણ સંવત્સર, મહિલા માધવી.
એવડા અવિનય શા વરયા, સુણ સાધવી;
પ્રભુ ફરી ન તપાસ્યું ઘર, મહિલા માધવી.
ન સંભાર્યાં બાળક બાહુઆં, સુણ સાધવી
કઠણ પુરૂષના મન, મહિલા માધવી
હું મોહ જીવી જોઇ નહિ, સુણ સાધવી
વેઠયું હશે કેમ વન, મહિલા માધવી
આ વાયસ બોલે બારણે, સુણ સાધવી
મન ઉપજે હરખ તરંગ, મહિલા માધવી
આજ ફરકે ડાબી આંખડી, સુણ સાધવી
વળી ફરકે ડાબું અંગ, મહિલા માધવી
શું મનનો માન્યો આવશે, સુણ સાધવી
થાશે શુકન કેરાં ફળ, મહિલા માધવી
શ્રવણે વધામણી સાંભળું, સુણ સાધવી
કો કહે પધાર્યા નળ, મહિલા માધવી.
વધ થાશે વેરી વિજોગનો, સુણ સાધવી;
ગયો જડશે સંજોગ, મહિલા માધવી.
વીરસેન સુત આવશે, સુણ સાધવી;

ત્યારે ટળશે સઘળો રોગ, મહિલા માધવી.
કો કહેશે આવી વધામણી, સુણ સાધવી;
નથી આપવા સરખી વસ્ત, મહિલા માધવી.
અર્પીશ હાર હૃદયાતણો, સુણ સાધવી;
પ્રણમીશ જોડીને હસ્ત, મહિલા માધવી.
બારીયે બેસી નીહાળીયે, સુણ સાધવી;
એવે ઉડતી દીઠી રજ, મહિલા માધવી.
આ રથ આવે છે ગરજતો, સુણ સાધવી;
વળી ફરકે ગગને ધ્વજ, મહિલા માધવી.
એ પડઘી પડે અશ્વચરણની, સુણ સાધવી;
એ હાંકણીમાં છે વિચાર, મહિલા માધવી.
ઓ પરાણો ઉંચો ઉછળે, સુણ સાધવી;
હોય નળમુખનો ટચકાર, મહિલા માધવી.
રથ આવ્યો ગામને ગોવાંદરે, સુણ સાધવી;
હા હા હોય અયોધ્યાભૂપ, મહિલા માધવી.
દીસે સુદેવ મેલે લૂગડે, સુણ સાધવી;
ઘણુ હાંકણહાર કરૂપ, મહિલા માધવી.

( વલણ. )

૮૮. ખેડ્યું રથતણો, કયમ કહીએ એ નળરાય રે;
અવસ્થા જોઇ ગામની, ઋતુપર્ણ દુઃખીયો થાય રે.

## ૫૪ નળની પરીક્ષા.

( રાગ સામગ્રી. )

બાહુકે દીઠાં બાળુઆં, ઉલટયું અંતઃકર્ણ;
દામણાં મારાં બાળકાંને, દેખીને આવે મર્ણ. બાહુકે.
કળજુગે કલ્પાંત જ કીધું, બાળક વરત્યાં મોસાળ;
કોણ કુલ મેં આચર્યાં, તજી અબળા અંતરિયાળ. બાહુકે.
સંજોગસાગર ઉલટયો, નયણાં શ્રાવણ સમાન;
આલિંગન દેવા કારણે, સુતને કીધી સાન. બાહુકે.
મળવાને તેડયાં મીઠડાં, કર લાંબા કીધા પીશ;
છળ્યાં બીહીનાં બાળક તે, પાડે ચીસે ચીસ. બાહુકે.
દાસીયે ચાંપ્યાં હૃદય સાથે, કીધો બાહુકને તિરસ્કાર;
રહેવા દે તારૂં રમાડવું ભાઇ, રૂએ છે રાજકુમાર. બાહુકે.
બાહુક કહે બાળકને મને, સાંઇ દેવાનો સ્નેહ;
નારે બાપડા ભેટતાં થાયે, કાળી કુંવરની દેહ. બાહુકે.
છે છત્રપતિનાં છોકરાં, તને મળવાનું કેમ મન;
શે દુઃખે થાય છે ગળગળો, રોતાં ફુટશે લોચન. બાહુકે.
બાહુક વળતો બોલીયો મારે, એવાં બાળકની જોડ;
આ દેખીને મેં સાંભર્યાં, થયું રમાડવાનું કોડ. બાહુકે.
દાસીયે કહ્યું દમયંતીને, બોલ્યા બાહુકની વાત;
બાઇ આશ્ચર્ય દીઠું અતિઘણું, કાળો કરે આંસુપાત. બાહુકે.
દમયંતીયે પુછ્યું ભીમકને, નળની પડે છે ભ્રાંત;
આજ્ઞા હોય તો બાહુકને, પૂછું તેડી એકાંત. બાહુકે.
ભીમક કહે સતિ સુતા, તુને શું દેઉં શિક્ષા;
સુખે બોલાવો બાહુકલાને, કરો નળની પરીક્ષા. બાહુકે.

વૈદર્ભી આવ્યાં અંતઃપુરમા, જ્યાં પોતાની મેડી;
આજ્ઞા આપી દાસીને, લાવો બાહુકને તેડી. બાહુક.
શીઘ્ર આવી સાહેબડી, અંતરમાહી ઉલ્લાસ;
ઉઠો બાહુકજી ઉતાવળા, દમયંતીની પાસ. બાહુક.
રાયજી વળતો બોલિયો, હું છું દીન કંગાલ;
વરવા સાથે વૈદર્ભીને, વાત કર્યાનું શું વહાલ. બાહુક.
સોમવદની સુંદરી, સારંગનયનિ સુજાણ;
વાત કરતાં બ્રહ્મચર્ય ભાગે, વાગે મોહનાં બાણ. બાહુક.
પરઘર માંહે અમો નવ પેસું, સ્ત્રીનાં ચંચળ મન;
સાધુ પુરૂષને સદ્ય પાડે, આવીને દે આલિંગન. બાહુક.
દાસીને તવ હાસ્ય આવ્યું, દૈવના કૌતક જોય;
વિશ્વમોહિનિ દમયંતી તે, આ ભિયાને ક્યમ નહિ મોહ્ય. બાહુક.
બોર ન ખાય કો કર તણાં, વિપરિત વપુનું વાન;
એવાં ઉપર વળી કર્મ લડયા, વળી રૂપનું અભિમાન. બાહુક.
બળાત્કારે તેડયો બાહુક, દાસી થઇ બાહેધર;
નીચી નાડે નળ ચાલ્યો, જ્યાં ગૃહીણીનું ઘર. બાહુક.
જાતાં કહે છે ફિંકરીને, બ્રહ્મચર્યને છે ઘાત;
વૈદર્ભી વિકારે ભરી, મને વશ કરવાની વાત. બાહુક.
માધવી કહે બોલ્ય વિચારી, કોણ ભાગે છે ધર્મ;
વૈદર્ભી તને ક્યમ નહિ વરે, કરે અગ્નિકર્મ. બાહુક.
નથી આશરો ગયા તણો, કહી ભીડાવ્યાં કપાટ;
દાસીએ દેખાડી, આંખડી. ત્યારે ચાલ્યો પાધરી વાટ. બાહુક.
બાહુકને બારણે બેસાર્યો, ઢાળી રૂપાનો બાજઠ;
દમયંતી ઉમરા ઉપર બેઠી, આડું ધરી અંતરપટ. બાહુક.
બાહુક ખુંખારે આળસ મોડે, માંડયાં વિષયીનાં ચિહ્ન;
ચિત્ત ગયું ત્યાં ચક્ર ટકોરે, જો નથી મિન્મા મિન્ન. બાહુક.

## ૫૫. મદાલસા ને ઋતુધ્વજ.

( રાગ પરજીયાની દેશી. )

પિતાજીકેરા વચન સુણીને, પુત્ર પડિયો ભોમ;
કુંવર પાસે અશ્વ હતો, તે ઉડી ચાલ્યો વ્યોમ.
અચેતન થયો ઋતુધ્વજ, શરીરે વાધ્યું શીત,
કાષ્ટવત્ કાયા થઇ રે, બ્રહ્માણ્ડ ચઢિયું ચિત્ત.
ચિત્તભ્રમ થયો કુંવર, ભીતર જ્વાલા લાગી,
હા હા નારી કરતો ઉઠયો, મૂર્ચ્છા હતી તે ભાગી.
મુગટ વહોણા મસ્તકે, રેણુથી ભગતા કેશ,
કામની કામની કરતો ધાયે, ઘરમાં કરતો પ્રવેશ.
મેડી અટારી ને ગોખ જોયા, સૂની દીઠી સેજ;
શું હાસ્ય કરી સંતાયા નારી, બોલો માગું હેજ.
એમ ન કીજે હો એમ ન કીજે, મદાલસા મુજ સમ,
જેમ ચલાવો તેમ ચાલું, જે પડે મુજને ગમ.
કંથને કાં કકળાવો કામની, તમો મુને ઘણું વહાલા;
એમ કહીને રોવા લાગ્યો, વળી જુવે ખુણાખાંચાળા.
દાસી કહે સ્વામી શું ખોળો, એપણ રૂઠયા શ્રી ભગવાન
આપણું ઘર ઉદ્વર્ત્ત કરી, રાણીએ વસાવ્યું સ્મશાન.
તે તો હાથ કદિ ન આવે, જો ઉપાય કીજે લાખ;
કનકવરણી કાયા જેની, બાળીને કીધી રાખ.
એવો બોલ તે દાસી કેરો, સ્વામીથી કેમ સંખાય,
તેમનો તેમ ઉઘાડે મસ્તક, સ્મશાન ભણી તે જાય.
આવીને ઉભો રહ્યો જ્યાં, રામાની રાખોડી,
પ્રદક્ષિણા તે પરે કરતો પોતાના બેઉ કર જોડી.

શું ભામિનીજી ભરમ થયાં છો, સમ વિસરજો દંડ;
મારા સમ જો બોલો નહિ તો, દેહ કરીશ શત ખંડ.
દહાડી સાદ કરૂં હું તમને, તમો શેં મુને નથી કરતા;
હો કોકીલાનાદી વિચારજો, હું મુવો છઉં તું મરતાં.
એમ શું કરો છો છોકરવાદી, પાણી પાઓ પ્રેમદા;
ઉઠો વહેલા ઉઠો વહેલા, પતિની જાણી આપદા.
મન વ્યાકુળ તે કાંઇ ન જાણે, બોલે ઘેલાં ઘેલાં;
તારૂં મૃત્યુ કેમ થયું રે, હું ચયો ન તુંથી પહેલાં.
બન્યો હાથથી ઉસરડીને, રાખોડીનો ઢગલો કીધો;
પામરીમા ગાંસડો બાંધી, મસ્તક ઉપર લીધો.
પછે દેશમાં તે ફરવા લાગો, ભમયો બારેવાટ;
રખે વળી કો એને મારે, રાજા મન ઉચ્ચાટ.
માત પિતા એ પુઠે દોડયાં, કહે કુંવર પાછો આવ;
દારૂણ વનમાં પરવર્યો જોતાં, પર્વત ગુફા ને વાવ.
વિકટ વાટે ચાલતાં, પૂઠે ધાયાં રાજા રાણી;
ઋતુધ્વજ પાછો નવ દીઠો, જેનો પ્રેમદામાં છે પ્રાણી.
તટ આવ્યું ત્યાં ગંગા કેરૂં, બેઠો રાજકુમાર;
ભજન મુખે ભામિનીનું, નયણે તે જલની ધાર.

( વલણ. )

અરે નયણે અશ્રુ ઘણાં, ધ્યાન નારીનું તે ધરે રે;
પછે માત પિતા ત્યાં આવી મળ્યાં, ને દાસાવાસા કઇ પેર કરે રે.

## ૫૬. ઋતુંધ્વજનો અચળ પ્રેમ.

( રાગ મારૂ સોરઠીની ચોપાઇ. )

ઋતુધ્વજ ને બોલ્યો વાણી, આંખડીએ ભરીને પાંણી;
ઘેર આવું શું સુખ જાણી, હાય મોઇ મદાલસા રાણી.
કહેશો શી સગાઇ વખાણી, આવું અબળાને આપજો આણી;
જો દઢ હોય પુરૂષપુરાણી, તો યે ન મળે મદાલસા રાણી.
તેનું સુખ જુવે જે પ્રાણી, કેમ વિખાણું મમ ધણિયાણી;
માયા કેમ જાયે જૂનાણી, પીલાય છે દુઃખની ધાણી.
માટે આશા મેલો મારી, મારી શી સગાઈ સંભારી;
ત્યાંથી ઉઠીશ વાત નિરધારી, જ્યારે બોલે મદાલસા નારી.
મેં તો પૂજ્યા નથી મોરારી, તે વાત તો મંન વિચારી;
જો સેવ્યા હોય ઉમયાધારી, કેમ મરે ગાંધર્વકુમારી.
માત પિતા ન રાખો વારી, અમો જોગી તમો સંસારી,
જો આવે ઉઠાડવા ત્રિપુરારી, તો યે હું નવ જાઉં હારી
તમો મન માને તે કરજો, મેં તો ગૃહસ્થાશ્રમને વરજ્યો;
અભાગિયો હું તમો પેટ સરજ્યો, એવું જાણીને પાછા ફરજો.
નિશ્ચે હું થયો જોગટ, કા ખપ કરો છો ફોકટ;
જે વાટે હું લુટાયો, તે વાટનો શોધ કયમ પાયો.
સર્વે થયું મારે નિકંદન, હું તો છઉં ભાંગે નંદ;
મેં તો સગાઇ તમારી તોડી, તે માટે ચોળી મેં રાખોડી.
ત્યારે બોલ્યા છે માવડી, મુને કયા મેકે છે આવડી;
વહુઆરૂ સર્વની મરે, પણ તારી પેઠે કોઇ ના કરે.
મારૂં કહ્યું કુંવરજી કરો, મારા સમ તમે પાછા ફરો;
ભાવ સગાઇ તો કાઇ રાખો, એમ તરછોડી શેં નાખો.

કહ્યું નવ માન્યું લવલેશ, કુંવરને મન વ્યાપ્યો કલેશ;
એવો વિચાર માતતાતે કર્યો, તવ કુંવર ત્યાંથી નાસી ગયો.
વૃદ્ધ પડવા પૃથ્વીએ ટળવળી, અયોધ્યા ચાલ્યા કળકળી;
વહુ દીકરાનું દુઃખ જ છાડિયું, શત્રુજીતે રાજ્યાસન માંડિયું.
એ કથા તો એટલેથી રહી, ઋતુધ્વજની શી ગત થઇ;
માબાપની માયા તે છાડી, બેઠો ગંગાતટે તપ માંડી.
નારીની ભસ્મ હેઠે પાથરી, મુખે મદાલસા સુંદરી;
માથે જટા તડકે બળતો, નાથ નારી સારૂ ટળવળતો.
મુખ વિકાસી કરે બહુ નાદ, કરતો મદાલસાને સાદ;
રોઇ રોઇ કર્યાં રાતાં ચક્ષ, થયો દુર્બલ નવ મામે ભક્ષ.
મુખે કાઢું વાધિયું, તરૂણિ કાજે તંન સંતપિયું;
મનમાં મદાલસા તણો છે સાંસો કાયા થઇ શ્યામ જપતપ ત્યાં વાસો.

( વલણ. )

મદાલસાનું સ્મરણ હવું, એ કથા એટલેથી રહી રે;
વાર લાગી બીરને પછે, નાગને ચિંતા થઇ સહી રે.

---

## ૫૭. મદાલસાનો મેળાપ.

( રાગ રામગ્રી દેશી. )

કર જોડી કુંવર વદે, મુને વિદાય જ દીજે;
અમો જોગીને ભોગ ઘટે નહિ, તે માટે આજ્ઞા દીજે.
અરજક વળતું બોલીઆ, મનગમતી વસ્તુ માગો;
ક્ષજ્જા મનથી પરહરી, ધ્યાન માયથી જાગો.

ઋતુધ્વજ વળતું બોલીઓ, તમો સાભળોની રાય;
મારે જે કાઇ માંગવું, તે ઇંદ્રથી ન અપાય.
રાજસુખ સહુ પરહર્યું, ને થયો વિયોગે વેરાગી;
જોગીને શું માગવું રે, મેં લક્ષ્મી પરિત્યાગી
નાગ કહે એમ ના કીજે, મુજ ઘેરથી પાછા જાઓ;
ઘટિત હોય તે માગીએ, રાય જે થકી સુખી થાઓ.
ત્યારે મન માન્યું ભૂપતિનું, માગું છું હવે પ્રાણી;
ખચીત વાત એ આપશો, મદાલસા મુજ રાણી
બોલ બોલી ગજે પાછો, ખરે નયણે અશ્રુધાર;
સુવર્ણની સાંકળી જેવી, નાખવી પૂરવાર.
તે માગ કહેતા રહે નહિ, બોલ્યો તે તો વળતો;
કાણે જોયું કોણે સાભળ્યું, પછે બોલ્યો તે ગળગળતો.
અણઘટતું માગું છઉં, જો કહો છો સહુ કોઇ;
જીવતી કરી આપો મુને રે, મદાલસા જે મોઇ.
નાગ કહે શું માગિયું, એક મદાલસા નાર;
નવ નવી કન્યા કોમળી, આણી આપું હજાર.
એ પેલી ઓરડી વિષે, જઇ ભણો નૌતમ નેક;
પ્રેમ હશે તો બોલશે, મદાલસા વાયેક.
સુણી રાય આવ્યો ડગમગતો, ઓરડા લગી ચાલી
હાક મારી હો પ્રેમદા, બેઠો કમાડ તે ઝાલી.
અન્યોઅન્ય નૌતમ વિલાસે, વાણી થકી અતિ લ
અન્યોઅન્ય પ્રીત બહાર પડતા, ફાટ્યા બેહુ કમાડો
ઓરડી ઉઘડી ગઇ ને, ભરાયા લોચન્ન;
સામસામા વધ્યા બન્યો, થયા મન પ્રસન્ન.
વળગ્યો તે વછૂટે નહિ, સ્નેહની અતિ કહાણી;
નાગ સર્વે હરખિયા, પ્રીતિ સ્નેહ પરસ્પર જાણી.

( વલણ. )

વાદે વદ્યા તે વાદ સહુ, ને મળ્યાં નર ને નાર રે;
સુખ પામ્યા સંસારનું, હવે જાય અયોધ્યા કુમાર રે.

## ૫૮. નરસિંહ મહેતાની મોસાળાની તૈયારી.

( રાગ ધનાશ્રી. )

ઓખલે પંડયે પત્ર જ આપ્યું, મેહેતાજીને હાથજી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથજી.
મામેરું પુત્રીને કરવું, ઘરમાં નથી ખોટા દામજી;
ત્રીકમજી તેવડમાં રહેજો, દ્રવ્ય તણું છે કામજી.
ભોજન કરાવી દક્ષણા આપી, મેહેતો લાગ્યા પાયજી;
મોસાળું લેઇ અમો આવીશું, પંડયો કીધો વિદાયજી.
નરસિંહ મેહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી;
મોસાળું લેઇ આપણે જાવું, છે કુંવરબાઇનું સીમંતજી.
જૂની વેલ્ય ને ધુંસરી વાંકી, સાંગી સોટા ભાંગીજી;
કોના તળાવા ને કોની પિંજણીઓ, બળદ આણ્યા બે માગીજી.
મેહેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશજી;
ત્રણ સખીઓ સંઘાથે ચાલી, વેરાગી દશ વીશજી.
સંપુટ ત્રાંબાની દાબડીઓ, તેમાં બાળમુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદજી.
વેલ્યની પૂઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજીંત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળસી કાષ્ઠ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસીમાળજી;
નરસૈયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.

બળહીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
સોર પાડે ને ઢાળ ચઢાવે, જે જે વૈકુંઠનાથજી.
એક બળદ ગળિયો થઇ બેસે, આખરો તાણી જાયજી;
પડયાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતક કોટી થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે, રથ તણા બહુ વક્રજી;
સાંગીનો બહુ શબ્દ જ ઉઠે, ચૂચવે છે બહુ ચક્રજી.
ચડે બેસે ને વળી ઉતરે, લે રામકૃષ્ણનું નામજી;
મધ્યાહ્નને મેહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉંના ગામજી.
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરના લોકજી;
કોડ પોહોંતા કુંવરવહુનાં, મામેરૂં છે રોકજી

( વલણ. )

રોક મોમેરૂં મહેતો લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાત રે;
અકેકી માળા આપશે તો, પહેરશે નાગરી નાત રે.

---

## ૫૬ મહેતાજી અને કુંવરબાઇ.

( રાગ મારૂ. )

સુણી શ્રીરંગ મેહેતો આવ્યા ધાઇ, ભાવે ભેટયા બંને વેવાઇ;
મળ્યો જમાઇ જમાઇનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટી પાછા ખસે, જોઇ જોઇ સામગ્રીને હસે;
ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મચ્છર વિશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ,
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દોદશ બેવડી વળી.
ઝાઝા માકણ ઝાઝા જુઆ, ત્યાં મેહેતાનાં ઉતારા હુઆ;

વેવાઇ ગયા ઊતારો કરી, બોલે હસણી નાત્ય નાગરી.
કુંવર વહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઇએ પાપ;
મેહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી.
મન વિના મેહેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે;
માંહોમાહે કહે સુંદરી, મેહેતો દીકે દીઠા હરિ.
જુઓ સાથ કેવો રૂડો, એને પરમેશ્વર તૂઠડો;
કુંવર વહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મેહેતાજી તણા, બગાઇઓ શબ્દ કરે છે ઘણા;
વજાડશે મંડપમાં ચંગ, નાગરી નાત્યમાં રહેશે રંગ.
આ ગાંઠડી વળગાડી લટકે, તાળનાં જોડાં બાંધ્યાં પટકે;
તુળસી કાષ્ઠતણો એ ભારો, હવે માગેગનો શો ઉધારો.
છાબમાં તુળસીદળ મુકશે, ઉભો રહીને શંખ ફુંકશે;
વૈરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પૂરૂં થાશે.
એમ નાગરી કૌતક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઇએ જાણી વાત, મોસાળું લઇ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધસી, બોલી નણંદી અમે હસી;
દૂર થકી દીઠી દીકરી, મેહેતાએ સમર્યા શ્રીહરિ,
અન્યોઅન્યે નયણાં ભરી, ભેટ્યા બેઉએ આદર કરી;
મેંહેતે મસ્તક મુકી હાથ, પાસે બેસાડી પૂછી વાત.
કુંવરબાઇ કહો કુશળ ક્ષેમ, સાસરીયાં કાંઇ આણે છે પ્રેમ;
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે હરિ.
કુંવરબાઈ બોલી વિનતિ, મોસાળું કાંઈ લાવ્યા નથી;
નાગરી નાત્યે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઇ નવ ગણે, નવ રાખે ઉભો આગણે.
અણુસરતું નિર્ધનનું જેહ, વૈસાવાંહી ગણાય તેહ;

લોક બોલાવે દુર્બળ કહી, એથી મારું કાંઈ બીજું નહિ.
પિતાજી કાંઈ ઉદ્યમ ન કરો, ધનનો નવ રાખો સંઘરો;
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વિચારો એમ.
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાડાછડી;
નથી માટલી ચોળી ને ઘાટ, એમ શું આવ્યા બારિવાટ.
કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઇ મરતે માત;
માતા વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર.
જે બાળકની માતા ગઇ મરી, બાપની સગાઇ સાથે ઉતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત.
સુરભિ મરતાં જેવું વચ્છ, જળ વિણ જેવું તલપે મચ્છ;
ટોળા વછોઇ જેવી મૃગલી, મા વિના દીકરી એકલી.
લવણ વિના જેવું ફીકું અન્ન, ખાર વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ચોરો ફૂટે ગળે દીકરી, મા વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માતા વિના સુનો સંસાર.
શિદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચપચાસ;
શંખ તાળ ને ઝાંઝ ચંગ, એ મોસાળું કરવાના ઢંગ.
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહીને રોઇ દીકરી;
મેહેતે મસ્તક મુકયો હાથ, કરશે મોસાળું વૈકુંઠનાથ.

—

## ૬૦. કૃષ્ણભગવાન દામોદર દોશી.

( રાગ પ્રભાતીઉં. )

ઉઘડકી ઉઠિયો, વેગે વૈકુંઠપતિ, ગરૂડ કયાં ગરૂડ કયાં વદત વાણી;
ચાલ્ય ચતુરા, ચતુર્ભુજ ભણે ભામિની, નષ્ટ નાગરે મારી ગત જાણી. ઉ.
નરસૈંયો નાગરો, ભક્ત તે માહરો, છાબ ભરો તેહની શીઘ્ર થાઓ;
જન ઘણા હઠ કરે, ગયા વિના નવ સરે, રિદ્ધિ સિદ્ધિ લેઇ સખી જાઓ. ઉ.
હાથ હેમ સાંકળા, નંગ બહુ નિર્મળાં, શુભ શણગાર જઇ અંગ સારો·
રીત ને ભાત, રોકડ રખે વિસરો, દીન થઇ કરગરે દાસ મારો. ઉ.
ચીર ચરણાં ઘણાં, હેમ ચતુરે વણ્યા, અધિક એક એકથી અમૂલ્ય જાણો;
સ્વપ્ને કો નર પડે, નામ કો નવ જડે, અંગ આળસ તજી તેહ આણો. ઉ.
ઈંદ્ર બ્રહ્મા જેનો, પાર પામે નહિ, માગે સુખ બોલતાં વદત વાણી;
નાથ લક્ષ્મીતણો, એણી પેર આવિયો, અગણિત ગાડડી સંગ આણી. ઉ.

( રાગ મારૂ. )

ભક્ત નરસિંહનું દુઃખ જાણી રે, ઉઠી ધાયા પુરૂષપુરાણી રે;
થયા શેઠ તે સારંગપાણિ રે, સાથે લક્ષ્મી થયા શેઠાણી રે.
નંદ સુનંદ ગરૂડ સાથે રે, વસ્ત્ર ગાંઠડીઓ તેને માથે રે,
રથે બેઠા શ્રી ગોપાળ રે, ધમકે ઘોરી ને ઘુઘરમાળ રે.
લોકે ઓળખ્યા નહિ જગદીશ રે, સાથે વાણોતર દશ વીશ રે;
સર્વે જોઇ જોઇ વિસ્મય થાય રે, પ્રભુ આવ્યા મંડપ માંય રે.
છડીદારે વાડ મુકાવી રે, નાગરી નાત જોવાને આવી રે;
આ વેહેવારિયો કોઇ આવ્યો રે, સાથે ગાંઠડીઓ ઘણી લાવ્યો રે.
કોઇ જાણે ન ત્રિભુવન ભૂપ રે, વહાલે લીધું વણિકનું રૂપ રે;
રથ ઉપરથી ઉતર્યા રે, હરિ સભામાંહી સાંચર્યા રે.

ખટદર્શને ખોળ્યો ન લાધે રે, જેને ઉમયાવર આરાધે રે;
ત જડે ધ્યાને દાને બહુ જાગે રે, તે હરિ અણુવાણે પાગે રે.
જે ચૌદલોકનો મહારાજ રે, મેહેતા માટે થયા ખજાજ રે;
વાઘો શોભે કેશર છાંટે રે, બાંધી પાઘડી અવળે આંટે રે.
કાને કુંડળ હીરે જડિયાં રે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાં રે;
એક લેખણ કાને ખોશી રે, નામ ધર્યું દામોદર દોશી રે.
ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે;
ખાંધે પછેડી ઓઢી નાથે રે, બેઉ છેડા ગ્રહ્યા છે હાથે રે.
વિંટી વેઢ દશે આંગળીએ રે, સાદા મોજાં પહેર્યાં સામળિએ રે;
ઘણા વાણોતર છે સાથે રે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે.
ઘણા સેવક સેવામાં સજ રે, ઉદ્ધવના હાથમાં ગજ રે;
પ્રભુ પુંઠે કમળા રાણી રે, સભા મોહી જોઇ શેઠાણી રે.
ઉતર્યાં નાગરીઓનાં અભિમાન રે, જાણે ઉગ્યા શશિયર ભાણ રે;
ભલું ભાલ ભમર રૂડી રાજે રે, રત્નજડિત• રાખડી છાજે રે.
વિશાળ લોચન ચંચળ ચાલે રે, કે શું ખંજન પડયાં ગાલે રે;
છે અધરબિંબ પરવાળી રે, મસ્તક ઉપર વેણુ વિશાળી રે.
બાજુબંધ ગ્રજુબંધ માળ રે, નાક વેસર ઝાકઝમાળ રે;
કટિ ઘમકે ક્ષુદ્ર ઘંટાળી રે, પહેરણુ ચંપકવર્ણી સાડી રે.
ઝમકે ઝાંઝર ઉજ્જ્વળ પાગે રે, વિંછુવા અણુવટ બહુ વાગે રે;
જડાવ ચૂડો કાંકણુ ખળકાવે રે, માયા મેહેતી રૂપે આવે રે.
મોહી સભા લક્ષ્મીને નિરખી રે, દેવી દીસે ઘણિયણુ સરખી રે;
લલિતા વિશાખા બે ખવાસી રે, છે ભક્તિ મુક્તિ ચારે દાસી રે.
આવ્યા સજોડે દેવાધિદેવ રે, મેહેતે હરિ ઓળખ્યા તતખેવ રે;
ભલે આવ્યા શેઠ સામળિયા રે, મેહેતો માધવજીશું મળિયા રે.
મળતાં બોલ્યા સુંદરસ્યામ રે, મારૂં પ્રગટ ન લેશો નામ રે;
રખે વાત અમારી ચરચો રે, તમારે જે જોઇએ તે ખરચો રે.

કુંવરબાઇના પૂરા કોડ રે, એમ કહી બેઠા રણછોડ રે;
પછે સભા સહુ સાંભળતા રે, હરિ વચન બોલ્યા છે વળતા રે.
જાઓ શેઠાણી દુઃખ કાપો રે, કુંવરબાઇને હદિયારું આપો રે;
એવું કહેતામાં કમળા દોડયા રે, કુંવરબાઇને હદિયારું બીડયાં રે.
મારી બીડી ન ભરીએ આંસુ રે, તેડો કયાં છે તમારી સાસુ રે;
મળી નાગરીઓ સેં બેચાર રે, જોઇ રૂપ મેલ્યો અહંકાર રે.
વેવાણ કમળાને એમ પૂછે રે, મેહેતા સાથે સગપણ શું છે રે;
કોકિલાસ્વરે અમૃતવાણી રે, ત્યારે હસીને બોલ્યાં શેઠાણી રે.
વેવાણ તમોએ શું નવ જાણિયા રે, તમો બ્રાહ્મણ ને અમો વાણિયા રે;
વેપાર દોશીનો ઘેર કોડી રે, અમારે ઓથ નરસૈંયાની મોટી રે.
અમો ધન મેહેતાજીનું લીજે રે, વેપાર કાપડનો કીજે રે;
અમો આવ્યાં મોસાળું કરવા રે, ઠાલી છાબ સોનૈએ ભરવા રે.
મેહેતે જે જે વસ્ત્ર મંગાવ્યા રે, અમો લખ્યા પ્રમાણે લાવ્યાં રે;
એવું કહીને બેઠાં શેઠાણી રે, સહુ નાગરી શ્વાસે ભરાણી રે.
તેડયા શ્રીરંગ મેહેતો વેવાઇ રે, ભાવે ભેટયા શ્રી જદુરાય રે;
ત્યારે વિસ્મય થયા સહુ નાગર રે, છાબ ભરી તે કરૂણાસાગર રે.
મેહેતાને કહે વનમાળી રે, કરો પહેરામણી સંભાળી રે.

( વલણ. )

સંભાળી કરો પહેરામણી, એવું કહે સુંદરશ્યામ રે;
વળી ઘટે તે માગજો, અમો વાણોતર સરખું કામ રે.

## ૬૬. કૃષ્ણનું કપટ.

( રાગ જોડી મલ્હાર. )

પેટીમાંથી કહે કુંવર, શું બોલો છો વ્યંગ; ગુરૂજી.
તમને હસવું થાય છે, મને અગ્નિ લાગ્યો અંગ ગુરૂજી.
બીજે ઠામે કૌતુક કીજે, જ્યાં હોય હસ્યાનો ઠાર; ગુરૂજી.
વિલંબ થાશે એક પલકનો, મારો જીવ જાશે નિર્ધાર. ગુરૂજી.
વૃદ્ધપણું શું હવડાં આવ્યું, મુખે નથી બોલતા શુક્રાચાર્ય; ગુરૂજી.
વ્હાલા થઈને વેર વાળો છો, રખે કરતા કૃષ્ણનું કાર્ય. ગુરૂજી.
તમને સમ છે બ્રહ્મા ભૃગુના, જો ન ઉઘાડો દ્વાર; ગુરૂજી.
તમારા સમ જો અંત આવશે, હવે હું મુવો નિર્ધાર ગુરૂજી.
બહીરપણું શું હવણાં આવ્યું, જે નથી સાંભળતા વાણ; ગુરૂજી.
જો ન કાઢો મુજને આ સંકટથી, તમને માતપિતાની આણ. ગુરૂજી.
શીત વ્યાપું શરીરે મ્હારે, કંઠે પડિયો શોષ; ગુરૂજી.
મનના મનોરથ મનમાં રહ્યા, હવે જાવું પડયું જમલોક. ગુરૂજી.
અંબુજ માંહે બંધાય મધુકર, પેમે જાણી વિશ્વાસ; ગુરૂજી.
તેમ પેટીમાં હું પેઠો છું, આણી તમ પર આશ. ગુરૂજી.
ધરમાં આણી ઘાત ન કીજે, જ્યારે બોળે મુક્યું શીશ; ગુરૂજી.
જે પોતાના તેને દુઃખ દેતા, વળી દુભાશે જગદીશ. ગુરૂજી.
ભૃગુપિતામહ હું પુત્ર તમારો, હવે નિશ્ચય જાશે પ્રાણ; ગુરૂજી.
મારી માતા ટળવળીને મરશે, ભેદશે દુઃખના બાણ ગુરૂજી.

( વલણ )

ભેદશે બાણ ને પ્રાણ તજશે, માતા તે નિશ્ચય મરે રે;
અકળાયો અહિલોચન પછે, અવિનાશી વાણી ઓચરે રે.

## ૬૨. કૃષ્ણ અને અહિલોચન.

( રાગ સામેરી મારૂ. )

દુરીજનની દીનત્વ વાણી સુણી, વળતા બોલ્યા ત્રિભોવન ધણી;
મુકો બહાર નીસર્યાનો કોડ, હું તે જદુપતિ શ્રીરણછોડ.
તારી માએ રાખ્યો હતો વારી, તો ય શેં ન લહી માયા મારી;
મેં તો રૂપ ઋષિનું લીધું, તુને મારવાનું કારણ કીધું.
પેહેલાં જાણ્યો મેં તું બળીયો, માટે મારગમાં આવી મળીયો;
જો હોય પૂર્વ જન્મનું પાપ, તો મુખીએ સાંભળે સહાયો સાપ.
હવે તો તમે તે મને શું કરશો, અકળાઇ આફણીએ મરશો;
હું તો વેરી છઉં રે તારો, મેં અર્થ સાર્યો રે મારો.

( ઢાળ. )

મારો અર્થ સાર્યો સર્વથા, આશા તે મુકો જીવની;
એ વેરણ તારી હું જાણે, પેટી લાવ્યો શિવની.
હું બ્રહ્મા ને વળી ભોળો, એ ત્રણ તું જાણ એક;
એમ વરદાનવાળા વિદાર્યા, મેં તું સરખા અનેક.
એવાં વાયક સાંભળી વિશ્વંભરનાં, હૈડે લાગ્યો હુતાશન;
ક્રોધ કરી કુંવર બોલ્યો, કૃષ્ણ પ્રત્યે વચન.
ધિક્કાર જાદવ કુળને, જ્યાં તું સરખા ઉત્પન્ન;
પણ કુળનો વાંક કશો નથી, ભુંડું ભરવાડાનું અન્ન.
હાથ લાકડી ખાંધ કામળી, વૃંદાવન ચારી ગાય;
ગતિ ક્યાંથી ગોવાળીયાને, હૃદે નહિ દયા ય.
પશુપાલ જ પાપીએ, કપટ કરી વહાયો મને;
અભ્યંતરે જો હણ્યો અલ્યા, નરકવાસ હજો તને.

ગોવર્દ્ધનને કર ધર્યો, ઉતાર્યો ભૂતલ ભાર;
કેશી કંસ પછાડયો તે, તુજ બળને છે ધિક્કાર.
રૂક્મિણીનું હરણ કીધું, દીધો દુષ્ટ જનને માર,
જરાસંધને જીત્યો તે, તુજ બળને છે ધિક્કાર.
નરકાસુરને મારીને પરણ્યો, પ્રેમદા સોળ હજાર;
પારિજાતિક પુષ્પને લાવ્યો, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
પ્રહ્લાદની તે પીડા ટાળી, ધરી નૃસિંહ અવતાર;
નખે નીપાત્યો હિરણ્યકશિપુ, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
વપુ કીધું મીનનુ ને, વેદ વાળ્યા ચાર;
શંખાસુરને સમાવ્યા, તુજ પ્રાક્રમને ધિક્કાર.
વરાહરૂપ વિઠ્ઠલ થયો, ને ધર્યો ભૂતલ ભાર;
નક્ષત્રિ ભૃગુરૂપે કરી, તે બળને પડો ધિક્કાર.
પાહાણ તાર્યા પાણી વિષે, ને સેનાં ઉતારી પાર;
રાવણ રોળ્યા રણ વિષે, તે તુજ પ્રાક્રમને ધિક્કાર.
બળજો મારા હાથ તું, જો હોય દેવકી કુમાર;
સંગ્રામ કરે નહિ મુજ સાથે, તો તુજને છે ધિક્કાર.
કાઢ જાદવ જીવતો, યુદ્ધ કીજીએ એક વાર;
મલવિદ્યા એમ છે નહિ, તે તારા બળને ધિક્કાર.

( વલણ. )

ધિક્કાર જાદવના પતિ, કપટ કરી મુને માર્યો રે;
ગુરૂ થઇ આવી મળ્યો, ને પ્રાણ પોતાનો ઉગાર્યો રે.

## ૬૩. ભાભીઓની પહુડાઇ.

( રાગ દેશાખ. )

માતાને ઘેર ગયાં મુરારી રે, ત્યારે ટોળે મળી સર્વ નારી રે;
સોળસહસ્ત્રે વાત વિચારી રે, શું લાવ્યા છે ગિરિધારી રે.
આવ્યાં સુભદ્રાને આવાસ રે, જ્યાં પધાર્યા અવિનાશ રે;
ત્યારે નણંદ થયાં પ્રસન્ન રે, આપ્યાં સોળસહસ્ત્ર આસન રે.
પછે સુભદ્રા હરખે પૂછે રે, ભાભી સર્વ આવ્યાં તે શું છે રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યાં રૂક્મિણી રાણી રે.
આવવાનું સ્થાનક અમારૂં રે, તે તો બાઇ ભુવન તમારૂં રે;
અમો ભાભી સોળ હજાર રે, તેને તમારો આધાર રે.
જ્યારે તમો જાશો સાસરડે રે, ત્યારે શું અપાશે વસુદેવ ઘરડે રે;
સાસરવાસો સર્વ ભોજાઇ રે, કરવા ઇચ્છે છે બાઇ રે.
બાઇ અમ સરખું કામ કાંઇ દીજે રે, મન ગમે તે માગી લેજો રે;
જ્યારે એમ કહ્યું વડી વામા રે, ત્યારે બોલીયાં સત્યભામા રે.
આપણે એ બિયાં ઉપરૂં કો નહિ રે, એ તો દૂધને એન્તો દહીં રે:
હવે આપ્યાનો શો ઉધારો રે, આ લ્યોની હાર અમારો રે.
આપણ કયાં ખરચીશું ગર્થ રે, સાસુ નણંદ તે મોટું તીર્થ રે;
આપ્યો હાર સત્યભામા સતી રે, ત્યારે ઉઠયાં જાંબુવતી રે.
આ પેહેરો સુભદ્રા ચીર રે, તાજું એકલું છે હીર રે;
રૂક્મિણીએ કીધું મન બહોળું રે, આપ્યું પેરવાનું પટોળું રે.
એક કહે લ્યો સુભદ્રા બેહેન રે, માળા આપી મોટી મોહન રે;
કોણે આપી કંકણ ચૂડી રે, નણંદ કહે સર્વ ભાભીઓ રૂડી રે.
ધોળા સાળુ છાંટયા કેસર રે, મોટા મોતી નાકે વેસર રે;
કો જોડ આપે અણવટની રે, કો છોડે કટિ મેખળા કટની રે.

કલ્લા કાબી ને ઝાંઝરીયા રે, નણદીને અર્પણ કરીયા રે,
એમ આભ્રણ આપ્યા સર્વે રે, ત્યારે સુભદ્રા બોલ્યા ગર્વે રે.
આજ ભાભીઓ પ્રાહુણા રહીએ રે, વળી કામ અમ સરખું કહીએ રે;
સુણી સુભદ્રાની વાણી રે, ત્યારે બોલ્યા રૂકિમણી રાણી રે.
જેવા કરશો તેવા થઇએ રે, વા'લી વાત તે તમને કહીએ રે,
કહું છુ સુભદ્રા બાઇ રે, આજ આવ્યા હુતા તમારા ભાઇ રે.
પેટી હુતી તે બિયા કને રે, આવીને આપી છે તમને રે;
એ પિંજર માહે શું છે રે, ભાભી સાથ સર્વ કો પૂછે રે.
આપણે બોલવું ચાલવુ શાનું રે, તે જોઇ જાશું અમો છાનું રે;
માટે ઉઘાડો પિંજર-તાળું રે, અમો વેગળા રહીને ભાળું રે.
નણંદે ઉત્તમ કરડી દંત રે, ભાભી ક્રોધી તમારો કંથ રે,
જાણો છો સ્ત્રીજનની ટેવ રે, અગ્નિનો ભડકો શ્રી કૃષ્ણ દેવ રે.
તે તાળાની જે કુંચી રે, તે તો મોહને મુકી છે ઉચી રે;
શું જાણીએ શો કે સાપ રે, તમો દેજો હરીને જબાબ રે.
ત્યારે સત્યભામા એમ પૂછે રે, બાઇ આવડુ બીહો તે શું છે રે;
જો તમ ઉપર કોપશે શ્યામ રે, ત્યારે લેજો અમારૂં નામ રે.
જો હરિ દેખાડે મુને બળ રે, તો હું કિતારીશ ઝાકળ રે;
જ્યારે અમો લેશું હાથે રે, ત્યારે નહિ બોલાવે જદુનાથે રે.
ત્યારે બોલ્યાં જાંબુવતી રે, એક મે વિચારી છે મતિ રે;
આપણુ અવરી પ્રતિજ્ઞા કીજે રે, કો આગળ વાત ન કહીએ રે.

( વલણ. )

ન કીજે વાત વિઠ્ઠલની ચોરી, જાંબુવતી એમ ઓચરે રે;
સંજય કહે સુણો ધૃતરાષ્ટ્ર, શ્યામા સમ કેઇ પેરે કરે રે ?

## ૬૪: પહોંચેલી ભાભીઓ.

( રાગ મારૂ. )

જાંબુવંતી કહે બહાર જઇને, જે કરે પિંજરની વાત;
તેને માથે ભાર એટલો, નહિ પિતાની જાત.
પછે સુભદ્રાના હાથમાં, સર્વે આપ્યું સત્ય વચન;
વસ્ત્રાભૂષણ રહ્યા જોઇ, માન્યું માનનીનું મન.
ચાલી સુભદ્રા પિંજર પાસે, કુંચી કરમાં સાઇ;
એકલીએ તાળું ઉઘાડ્યું, વેગળી સર્વ ભોજાઇ.
દ્વાર બન્ને જુજવાં કીધાં, અળગું મુક્યું તિહીકાર;
માંહે મૃતક મોટું દીઠું, ત્યારે ડરી રાજકુમાર.
અહિલોચનનો પ્રાણ રહ્યો'તો, વળગી તે તીના પટ માંય;
હસતાં હરખે હંસ પહેલ્યો, હરિભગિનીના ઘટમાંય.
અબળાને ગર્ભ છે અર્જુન કેરો, થયા છે પંચ માસ;
તે પિંડ માંહે પાપી પ્રાણે, સદ્ય પૂર્યો વાસ
તે જીવ વિચારે અહિલોચનનો જે આવ્યો હરિને ઘેર:
ન થાઉં પ્રસવ મરે સુભદ્રા, વાળું પિતાનું વેર.
ત્યારે કૃષ્ણની કામિનીએ કૌતુક દીઠું, મરકલડે મુખ તાણ્યું;
કમાઇ જુઓ આપણા કંથની, મડદું મશાણથી આણ્યું.
તાળી દઇ સત્યભામા બોલ્યાં, સર્વ સ્ત્રીમાં હાલ્યાં;
ભાઇએ હેત કર્યું ભગિનીને, અવનિલોક અભડાવ્યાં.
પીતાંબરને પાલવે ઢાંકી, પ્રભુએ પિંજર આણ્યું;
મારે મંદિર ન આવ્યા, મેં ત્યારથી કૌતુક જાણ્યું.
મુખ મરડીને તાણે સરકા, કરવા લાગી ઠંઠોળી;
સુભદ્રાને વીંટી વળી ત્યાં, ચોળી સહસ્ત્ર ટોળી.

રૂક્મિણી કહે મારે મંદિર, ટબકાની છીંટ છે આછી;
તે તમને હું આપીશ બાઇ, એ પટોળી લાવો પાછી.
જાંબુવતી કહે બત્રીસલક્ષણો, બાઇ તમારો વીર;
તે જાણે તો મને ઠાર મારે, માટે આપો મારૂં ચીર.
સાસ્તા રહી સત્યભામા બોલ્યા, હાથ દેઇ પોતાને ગાલે;
આજ તો હાર લાવોની પાછો, જોઇએ તો આવજો કાલે.
એક કહે નહિ રાખે આપણું, શું એ બિયા છે ભિખારી;
હસ્તિનાપુરમાં કેમ જાશે, અંગુઠી લેઇ મારી.
એક કહે એ બિયાને આપતાં, આપણું હૈડું હીંસે;
પાછું લઇએ તે એટલા માટે, પિયરમાં વરણાગી દીસે.
માન દેઇ અપમાન માંડયું, જ્યારે વસ્તુ પેડીની જાણી;
મૂગટું વસ્ત્ર જે સુભદ્રાનું, તે ભાભીએ લીધું તાણી.
બડબડતાં બોલ્યાં સુભદ્રા, જે ધણીએ માની મોતી;
હવે એક સાલ્લો મોતી જવા દો, ભાભીની ભાવજ પો'તી.

( વલણ. )

પો'તી ભાવજ ભાભીઓ, નણદે ત્રમો તોડિયો રે;
લટપટ કરીને વસ્ત્ર હરી ગઇ, આપ આપણે મંદિર દોડિયો રે

## ૬૫. અભિમન્યુ ને ઉત્તરા.

( રાગ કેદારાની ચાલ. )

એમ બોલિયાં ઉત્તરા નારી, સ્વામી સાંભળોની વાત અમારી;
મારા પ્રગટયા કર્મના કૃત્ય, જે હું રાંકડી ને તમો આશ્રુત.
અવતાર નિર્ગમ્યો એળે, સમાગમ સર્જ્યો આ કાળે;
પાતળીઆ પિયુજી માગ, તમો જોગ નવી હું દારા.

આપણે કેટલેક દહાડે મળિયા, દુ:ખ આભ્યન્તરના ટળિયા;
હવે પ્રીતડી લાગી થાવા, તો હું તમને કેમ દેઉં જાવા.
નારીને તે નાથ જીવન, સુખ પાળે ને આપે અન્ન;
ભરથાર એ તે સુખ મોટું, ભરથાર વિના તે સર્વ ખોટું.
ભાઇ બાપ મામા ને જે માડી, ઘણું કરે તો પહેરાવે સાડી;
સાસુ સસરો તે સહુ ધણી માટે, બાકી નહિ કો સાસરિયાંની વાટે.
થાનાર હોશે તે દઇશું થાવા, પણ નહિ દેઉં તમને હું જાવા;
શું જુદ્ધ કરીને થાકયા, ગજ્ય કરશે પરબારા કાકા.
તો તમને શું છે વઢવું, બાધી બાકરી કૌરવ પર ચઢવું;
જ્યારે એમ કહ્યું શિર નામી, ત્યારે બોલ્યો અભિમન્યુ સ્વામી.
મિથ્યા કરવી મન અભિલાષા, નહિ ટળે હો કર્મની રેખા;
જો કદી પેસે કુંજરના દંત, તોએ જુદ્ધ ન મુકે બળવંત.
શરીર થાય તે ચૂરેચૂર, તોએ રણ નવ મુકે શૂર;
મહિલા એક વાર છે મરવું, તો રણથી પાછું શું ઓસરવું;
માટે પ્રેમદા પાલવ મુકો, તમો ચતુર થઈ કા ચૂકો.

( વલણ. )

ચૂકો મા તમે ચતુર થઇને, એમ કહી ચાલ્યો નાથ રે;
ત્યા મચ્છસુતા એમ ઉચ્ચરે, ઝાલી અભિમન્યુનો હાથ રે.

( રાગ ધનાશ્રી. )

પિયુ શું થાશે રે, મારા પીયુજી શું થાશે રે;
આજની રજની કેઇ પેરે જાશે રે, મારા પીયુજી શું થાશે રે. ટેક.
દ્રોણ સારૂ વઢવાને વકરો; ચક્રાવો ગઢ જીતવો કપરો;
તે મોટા ને તમો બાળ, માટે પડે પેટડીઆમા ફાળ. પિયુ.

વ્યુહને મોઢે ઉભા છે દ્રોણ, તમે જીતવાનું કીધું પોણ;
પ્રતિજ્ઞા પાળશે પ્રતિપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
શકુની કૈરવ પાપી કર્ણ, જેને દેખતાં પામીએ મર્ણ;
મારા સ્વામી છો સકોમળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
જયદ્રથ સરખા જોદ્ધા છે નવ, મહા ભયંકર ભુરિશ્રવ;
કૃતવર્મા કૃતાંત કાળ, માટે પડે પેટડીઆમાં ફાળ પિયુ.
કૈરવ સાથે દુર્યોધન, મનનો મેલો દુશ્શાસન;
વરવા મોટા જેવા વ્યાળ, માટે પડે પેટડીઆમા ફાળ. પિયુ.
અશ્વત્થામા જોદ્ધો મહાબળ, સિંહ સરખો સામો શલ્ય;
નાખશે તમ પર શરની જાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
બાણ કેરો વરસશે વરસાદ, અંતરિક્ષ અંધારૂં ને ઉલ્કાપાત;
અગ્નિ અસ્ત્રની ઉડશે જ્વાળ, માટે પડે પેટડીઆમા ફાળ. પિયુ.
આયુદ્ધ ધારા રહેશે વરશી, ભોગળ ગદા ને ભાલા ફરશી;
તે વેળા શી કરશો ચાળ, માટે પેટડીઆમાં ફાળે. પિયુ.
કાકા કેરી અલ્પ સગાઇ, અર્જુન હોય તો આવે ધાઇ;
નથી મામો શ્રી ગોપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
આંખલડી મારી જમણી હાલે, દુઃખ હૃદેમા ઊંડું સાલે;
કેવી દેખીશ સંધ્યાકાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.

( વલણ. )

સંધ્યાકાળ હું કેવી દેખીશ, ઘડી જુગ સરખી થશે રે;
નિમેષ નહિ મળે આંખડીએ, હું જોઈ રહીશ એણી દીશે રે.

( રાગ સામેરી. )

ઉત્તરાનાં રે વાયક સાંભળી, અભિમન્યુ બોલ્યો ત્યારે વળી;
હે પ્રિયા આંખલડી રાતી કો, મારા સમ જો આંસુડાં ભરો.

આપણે કેટલેક દહાડે મળિયા, દુ:ખ આભ્યન્તરના ટળિયા;
હવે પ્રીતડી લાગી થાવા, તો હું તમને કેમ દેઉં જાવા.
નારીને તે નાથ જીવન, સુખ પાળે ને આપે અન્ન;
ભરથાર એ તે સુખ મોટું, ભરથાર વિના તે સર્વ ખોટું.
ભાઇ બાપ મામા ને જે માડી, ઘણું કરે તો પહેરાવે સાડી;
સાસુ સસરો તે સહુ ધણી માટે, બાકી નહિ કો સાસરિયાંની વાટે.
થાનાર હોશે તે થશું થાવા, પણ નહિ દેઉં તમને હું જાવા;
શું જુદ્ધ કરીને થાક્યા, રાજ્ય કરશે પરબારા કાકા.
તો તમને શું છે વઢવું, બાધી બાકરી કૌરવ પર ચઢવું;
જ્યારે એમ કહ્યું શિર નામી, ત્યારે બોલ્યો અભિમન્યુ સ્વામી.
મિથ્યા કરવી મન અભિલાષા, નહિ ટળે હો કર્મની રેખા;
જો કદી પેસે કુંજરના દંત, તોએ જુદ્ધ ન મુકે બળવંત.
શરીર થાય તે ચૂરેચૂર, તોએ રણ નવ મુકે શૂર;
મહિલા એક વાર છે મરવું, તો રણથી પાછું શું ઓસરવું;
માટે પ્રેમદા પાલવ મુકો, તમો ચતુર થઈ કાં ચૂકો.

( વલણ. )

ચૂકો મા તમે ચતુર થઇને, એમ કહી ચાલ્યો નાથ રે;
ત્યાં મચ્છસુતા એમ ઉચ્ચરે, ઝાલી અભિમન્યુનો હાથ રે.

( રાગ ધનાશ્રી. )

પિયુ શું થાશે રે, મારા પીયુજી શું થાશે રે;
આજની રજની કેઇ પેરે જાશે રે, મારા પીયુજી શું થાશે રે. ટેક.
કોણ સારૂ વઢવાને વઢરો; ચઢાવો ગૂઢ જીતનો કપરો;
તે મોટા ને તમો બાળ, મારે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.

વ્યૂહને મોઢે ઉભા છે દ્રોણ, તમે જીતવાનું કીધું પેણ;
પ્રતિજ્ઞા પાળશે પ્રતિપાળ, માટે પડે પેટડીઆમા ફાળ. પિયુ.
શકુની કૌરવ પાપી કર્ણ, જેને દેખતા પામીએ મર્ણ;
મારા સ્વામી છે સકોમળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
જયદ્રથ સરખા જોદ્ધા છે નવ, મહા ભયંકર ભૂરિશ્રવ;
કૃતવર્મા કૃતાંત કાળ, માટે પડે પેટડીઆમા ફાળ પિયુ.
કૌરવ સાથે દુર્યોધન, મનનો મેલો દુસ્શાસન;
વરૂવા મોટા જેવા વ્યાળ, માટે પડે પેટડીઆમા ફાળ. પિયુ.
અશ્વત્થામા જોદ્ધો મુહાબળ, સિંહ સરખો સામો શલ્ય;
નાખશે તમ પર શરની જાળ, માટે પડે પેટડીઆમા ફાળ. પિયુ.
બાણ કેરો વરસશે વરસાદ, અંતરિક્ષ અધારૂં ને ઉલ્કાપાત;
અગ્નિ અસ્ત્રની ઉડશે જ્વાળ, માટે પડે પેટડીઆમા ફાળ. પિયુ.
આયુદ્ધ ધારા રહેશે વરશી, ભોગળ ગદા ને ભાલા ફરશી;
તે વેળા શી કરશો ચાળ, માટે પેટડીઆમાં ફાળે. પિયુ.
કાકા કેરી અલ્પ સગાઇ, અર્જુન હોય તો આવે ધાઇ;
નથી મામો શ્રી ગોપાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.
આંખલડી મારી જમણી હાલે, દુઃખ હૃદેમા ઊંડું સાલે;
કેવી દેખીશ સંધ્યાકાળ, માટે પડે પેટડીઆમાં ફાળ. પિયુ.

( વલણ. )

સંધ્યાકાળ હું કેવી દેખીશ, ઘડી જુગ સરખી થશે રે;
નિમેષ નહિ મળે આખડીએ, હું જોઈ રહીશ એણી દીશે રે.

( રાગ સામેરી. )

ઉત્તરાનાં રે વાયક સાભળી, અભિમન્યુ બોલ્યો ત્યારે વળી;
શું પ્રિયા આખલડી રાતી કરો, મારા સમ જો આસુડા ભરો.

અમો ચતુરા છો ક્ષત્રાણી, પ્રેમદા ચઢાવો મુને પાણી;
ગણુ થકી રે જે ઓસરવુ, તે જીવ્યાપે બહુ હોય મરવું.
તમે આજ્ઞા કરો એવુ જાણી, ત્યારે બોલ્યા ઉત્તરા રાણી,
મન છે તો કથજી પધારો, સામા શત્રુને બળ કરી મારો.
માતાજીને રે ભાગ્યે ફરજો, સામા શત્રુ હોય તે રે મરજો;
તમે જુદ્ધ કરવાને જાજો, જેવા અહિં છો તેવા થાજો.
માગ કથજી કુલ દીપાવો, જશ ઉપરાજીને લાવો;
એવુ કહીને પાયે લાગી, પિયુ ચાલ્યો તે આજ્ઞા માગી.
પતિવ્રતા પુદલ જોતી, ખરે આસુડા જાણે મોતી,
વહાલાજીનો વગસો ન ખમાય, ફરી જુએ તો વાગ રે થાય.
એમ ટળવળ ટળવળ કરતી, પછી શિબિર ભણી તે ફરતી,
નેત્ર નીર મુક્યુ છે રે રેડી, પછી સુભદ્રાએ લીધી તેડી.
બેગ્યા સુભદ્રા ને પાંચાલી, વહુજી નમ્યા છે કેડને વાળી,
હવે અભિમન્યુ જણે ચાલ્યો, રથ પ્રહારે મહિધર હાલ્યો.
ત્યાર પહેલી સેના આથડે, સામસામા કટક બે લડે;
દુન્દુભીશબ્દ બહુ ગડગડે, જેમ મેઘ અષાડો ધડહડે

( વલણુ. )

ધડહડે સેના મેઘની પેરે, રેણુ જઇ પહોતી ગગન રે,
એવે કૌરવને કંપાવતો, આવતો દીઠો અભિમન્યુ રે.

## ૬૬. તીર્થવાસી ને નાણાવટી.

( રાગ મારૂ. )

જેને વેદ પુરાણે વખાણ્યો રે, મારો વડાલોજી થયો છે વાણીઓ રે;
એના આગમની ગત છે ઉલટી રે, મારો નાથ થયો નાણાવટી રે.
વહાલો ગોમતીજીના ઘાટમા રે, મળ્યો તીરથવાસીને વાટમાં રે;
વેશ પૂરો આણ્યો મારે વડાલે રે, નાથ ચટકાની ચાલે ચાલે રે.
છે અવળા આંટાની પાઘડી રે, વાહાલાજીને કેમ બાંધતાં આવડી રે;
દીસે વાણીઓ બીને વાન રે, એક લેખણ ખોસી છે કાન રે.
હસતા ખાડા પડે બહુ ગાલ રે, મોહું કપાળ જાણીએ વેતાલ રે;
અધર એક જાણે પરવાળી રે, મોટી આખ દીસે અણીઆળી રે.
બે કાને કુંડળ ઝળકે રે, નાસિકા દીવાની સળકે રે;
દીસે દાંત રૂડા હસતા રે, હીરા તેજ કરે છે કશતા રે.
ત્રિકમજી વણિકની તોલે રે, નાથ ઉતાવળું બોબડું બોલે રે;
સોનાની સાંકળી ને કંઠે દોરો રે, કેડે પાટીઆનો કંદોરો રે.
ઝળકે ધનરેખ હથેલીમાં રે, આંગળીએ વીંટી ને વેઢીઆ રે;
સાદી એક તાઇ પહેરી છે હરજી રે, એને શીવનારો કોણ દરજી રે.
છે દુંકડા બંધન એવડા રે, ગુણ કયાથી શીખ્યા પ્રભુ એવડા રે;
કરે આડે હાથે લટકા રે, સાદી દોનીનો કેડે પટકો રે.
પટકે લટકે ફુમતડા જ્યોત રે, કેડે ખોસી પીતળની દોત રે;
કિયાં કિયાં તે કૌતુક ભાળીએ રે, ઢાલી ગાઠ વાળી બે ચાર ફાળીએ રે.
એક ઓઢી પછેડી ખાધ રે, નાથ દુંદાળા ને મોટી ફાંદ રે;
વસ્ત્ર પહેર્યાં તે પાયે સાજા રે, પાયે પહેર્યાં તે સાદા મોજાં રે.
કાઇ વાધો બીરાજે કેશર રે, બન્યા મોટા પારેખ પરમેશ્વર રે;
મારો નાથજી નીચે ખામણે રે, ભટ પ્રેમાનંદ જાયે તેને ભામણે રે.
સાથે વાણોતર છે સાત રે, ઉદ્ધવ ને અક્રર ભ્રાત રે:

હનુમાન કપિલ અર્જુન રે, ભક્ત સુદામો દીસે દીન રે.
પારખ થઇ ઉપમાન રે, આગળ જ્યેષ્ટિકાધાર હનુમાન રે,
છે લાકડી સુદામાએ ગ્રહી રે, છે વિંદુના હાથમા વહી રે
ઉદ્ધવને ખાંધે કોથળી રે, તે તો પારસી બોલે ટોટળી રે,
એમ આવ્યા શ્યામળા અવિનાશી રે, તે જોઇ ગ્યા તીરથવાસી રે.
એ તો કોઇ પારખ દીસે નવો રે, આપણો અર્થ સરસે હવો રે;
કાઇક ભારે માણુસ ભાસે રે, ભલા વાણોતર છે પાસે રે.
હીંડે સહુને શીશ નમાવતા રે, દીસે પૈસાદાર કોઇ પામતા રે,
એ તો કારણરૂપ કઇ મળિયુ રે, એને દર્શને દુ:ખડુ ટળિયુ રે.
હુંડીવાળા એમ વદે વાણીઓ રે, મળ્યુ શ્યામળે અંગે એંધાણીઓ રે;
આઘા આવીને પાછા તાણી રે, તેના મનની વારતા જાણી રે.
બોલ્યા પોતે તે સારંગપાણિ રે, કાઇક ઓછી લજ્જા આણી રે;
તીરથવાસી બોલ્યા શિર નામી રે, જુનેગઢથી આવ્યા છીએ સ્વામી ર
અમે જુનેગઢથી આવ્યા રે, નરસૈયાની હુંડી લાવ્યા રે,
જ્યારે સાભળ્યુ નરસિહનુ નામ રે, ત્યારે ધાયા શ્રી ભગવાન રે
નેત્ર ભર્યા આસુ અબુજ રે, હુંડી લીધી તે ચતુર્ભુજ રે,
જ્યારે અક્ષર ઓળખ્યા નાથે રે, હુંડી ચાપી તે હૈડા સાથ રે.
હુંડી વાચી તે વહેલી વહેલી રે, શ્રી હરીએ તે હુંડી ઉકેલી રે,
શુભ નગર દ્વારામતી રે, જ્યા વસે તે જાદવપતી રે.
પેર કરજો દીનદયાળ રે, છો ગૌબ્રાહ્મણપ્રતિપાળ રે;
સર્વે ઉપમાજોગ શ્યામ રે, નાથ નાણાવટીમા નામ રે.
પરમારથ કરો તતખેવ રે, શેઠ શ્યામળશાહ વાસુદેવ રે;
છે જુનાગઢમા વાસ રે, તે તો પ્રભુજી તમારો દાસ રે.
લખી હુંડી નરસૈયો સેવક નામ રે, હુંડી શીકારજો તમે શ્યામ રે;
એક ઘડીનો કરશો ઉધારો રે, તો જાશે કાર અમારો રે.
છે મોટા શેઠનુ ધામ રે, ગણો વાણોતરનો વિશ્રામ રે.

લખી હુંડીમા એંધાણી રે, નાથ આપીને પીજો પાણી રે.
ધનના તીરથવાસી ધણી રે, વિનતિ થોડામાં છે ઘણી રે;
એવડું લખવું પડતું શ્યાને રે, મસ્તક ધુણાવ્યું શ્રી ભગવાને રે.
અમે નરસૈયાના કહેવાઇએ રે, જ્યાં નરસૈયો વેચે ત્યાં વેચાઇએ રે;
આવું લખવું નહોતું લેશે રે, રૂપિયા આપત હું સદેશે રે;
કહે જાત્રાળુને અવિનાશ રે, રૂપિયા આવ્યા મુજ પાસ રે.
તમે શોધતા ફરો તે શુંય રે, ભાઇ શ્યામળદાસ તે હુંય રે;
નરસૈયો વાણોતર મુજ જાણો રે, આ નગરમાં રહું છું હું છાનો રે.
કરૂં વૈષ્ણવ જનની સેવા રે, મુને ઓળખે છે નરસૈયા જેવા રે.
મેં તો બીજી વિધિ છાંડી રે, મેહેતાની તે કોથળી માંડી રે;
પરિવાર જીવે શ્યામળશાહનો રે, તે તો આશરો નરસૈયાનો રે.
છોડી કોથળી કરણુ કરી રે, કાઢ્યા રૂપિયા તે મુઠી ભરી રે;
જોવા મળ્યા ચકલાના લોક રે, ગણી આપ્યા રૂપિયાના થોક રે
સો ઉપર આપ્યા મહારાજ રે, તે તો ખરચખુટણુને કાજ રે;
નરસૈયાને વિનતિ કરજો મારી રે, કાગળ લખતા કહે દેવ મોરારિ રે.

( વલણ. )

હરિએ કાગળ લખ્યો, અંતરમા છે આનંદ રે;
કેવો વિવેક કરે વકાલો, કહે વિપ્ર પ્રેમાનંદ રે.

## ૬૭. સુધન્વાને પિતાની પ્રતિજ્ઞા.

( રાગ ઢિંઢોળ. )

સ્વામી ઋષિજી રીસાવી જાય રે, કાંઇ રાજા પૂઠળ ધાય રે;
સ્વામી શા માટે કરો ક્રોધ રે, મેં મારવો સુધન્વા યોધ રે.

( ઢાળ. )

મારવો સુધન્વા સર્વથા, નહિ વિલંબ કરૂં પળ માત્ર;
તે પાપી પુત્રને શું કરૂં, જેથી રીસાયે સદ્પાત્ર.
વિપ્ર વળતું બોલિયા, અમને જવા દે રાજન;
સત્ય થયું અળખામણું, તેને વહાલો થયો છે તન.
રાય અમો સાથી સત્યનાં, ઉન્માર્ગ સાયું શાંત;
અમે અમારા સત્યનું, એક સાંભળ કહું વૃત્તાંત.
આ લિખિત બધુ માહરો, તેણે કીધો એક અન્યાય;
મુને આપ્યા વિના એકલે, બદ્રીફળ મુક્યું મુખ માંય.
ભક્ષ કીધા પૂંઠે સાંભર્યું, તે લાગ્યો મારે પાય;
ભ્રાતૃ મુજને દંડ દીજે, મેં થયો છે અન્યાય.
મિતાક્ષરા શાસ્ત્ર સર્વ જોયું, બીજાં શાસ્ત્ર સમસ્ત;
પુસ્તક પ્રમાણે ન્યાય કીધો, છેદ્યો બાધનો હસ્ત.
છેદતામાં સત્ય દીપ્યું, ત્રૂઠયા વૈકુંઠનાથ;
હરિપ્રતાપે સદ્ય સાજો, થયો બાહુ કરો હાથ.
સત્ય જ્યાં છે ત્યાં વિષ્ણુ છે, રાય રાખીએ વિશ્વાસ;
આજ તારૂં સત્ય નાઠું, અમને જવા દે વનવાસ.
ત્યારે હંસધ્વજ વિનતિ કરે, હરિ ! પધારો મહુવિદેવ;
મેં સુધન્વાનો હોમ કરવો, તેલમાં તતખેવ.

પછે ઋષીશ્વરને તેડી આવ્યા, સેન મધ્યે રાય,
આજ્ઞા આપી દાસને, નાખો પુત્ર પેણા માય
સેવક આવ્યો કુવર પાસે, નેત્ર જળની ધાર,
સ્વામી આજ્ઞા રાયની, અમને સોપ્યો છે અધિકાર
ત્યારે સુધન્વા કહે સેવક પ્રતે, ભાઇ તમારો શો વાક,
પિતા પુરોહિત શુ કરે, જો લખ્યા વિધિએ આંક
રાજસૂય જેણે યજ્ઞ કીધા, ધર્મ યુધિષ્ઠિર ભૂપ,
વેળા નીગમવા કારણે, ધર્યુ કંક ઋષિનુ રૂપ
ખાંડવ વન જેણે દહન કીધુ, કૃષ્ણ સરખા સાથ,
તે અર્જુન જંડળ થયા, કાઇ ચૂડી પહેરી હાથ.
નકુલ ઘોડા ફેરવે, સહદેવ ચારે ગાય,
વેળા નીગમવા કારણે, કાઇ ભીમ રસોઇ નીપાય
પાંચાળી દાસી થઇ, જેનુ સર્ત સતીમા નામ,
ભટ પ્રેમાનદ એમ કહે, પેલી વિધાત્રીનુ કામ

( વલણ )

જે અંક લખ્યાં લલાટપટને, તે ન્યૂનાધિક નવ કો કરે રે,
સ્નાન કરી પીતાંબર પહેર્યું, વળી ધ્યાન હરિનુ ધરે રે .

## ૬૮. કુંભકર્ણની ગાઢ નિદ્રા.

( રાગ કાલેરો. )

જાગો ભાઇ ભીડ પડી છે, કરે વિનતિ રાવણ રાય;
નર વાનરે લંકા ઘેરી, તુને નિદ્રા કેમ સોહાય. જા.
શત સેવક તેડાવ્યા રાયે, કહ્યું જગાડો કુંભકર્ણ;
લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણે શું પામ્યો મર્ણ. જા.
જળ છાંટે નવ જાગે યોધો, તાપણા કીધાં ચોફેર;
હૃદય ઉપર શિલાપડ મુકયાં, કાનમાં ફૂંકે મદન ભેર. જા.
કપાળ ઉપર દુંદુભી વાજે, શરણાઇ નફેરી ઢોલ;
કો મેઘસ્વરે સાદ કરે, પણ રાણો ન આપે બોલ. જા.
સુંઠ મરી નાસિકામાં ફૂંકયા, અજ ચલાવ્યા નાસામાંય;
પાછો શ્વાસ મુકે નિદ્રામાંહે, અજા ભીડ ઉડયા જાય. જા.
હૃદયા ઉપર અશ્વ દોડાવ્યા, વઢાવ્યા મહિષ માતંગ;
કુંભકર્ણ સૂતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યું અંગ. જા.
નાના ઔષધ અંજન કીધા, પછાડયો ડેચળી બે વાર;
પણ અઘોરીની ઉંઘ ન ઊડે, કીધો મુંટણીઆનો પ્રહાર. જા.
વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ બધાવ્યો લંકારાય;
કપોળ માંહે સર્પ અકળાયા, તે શ્રવણ માર્ગે નીકળી જાય. જા.
વાજ આવ્યો રાવણ રાજા, ન લાગ્યો એકે ઉપાય;
કુંભકર્ણની રાણી આવી, રાયને લાગી પાય. જા.
કષ્ટ દીધે મારો કંથ ન જાગે, એને વડાલા શંકર ભગવાન;
જાગશે સ્વામી મુહૂર્ત માત્રમાં, યુકતે કરાવો સંગીત ગાન. જા.
ભક્ષ ભોજન કરાવી રાખો, નહિ તો કરશે સહુનો સંહાર;
શ્રાવણે મદ્યપાન કરાવ્યાં ત તણો કીધો અંબાર. જા.

અપ્સરા પાસે નૃત્ય કરાવે, ગાનતાન વાજે વાજીંત્ર;
કુંભકર્ણ ડોલ્યો જેમ મણિધર, સાભળતાં ગોવિંદચરિત્ર. જા.
ઉઠીને સર્વે અન્ન આરોગ્યાં, પૂછ્યો પછી સમાચાર;
મને કાચી નિદ્રાએ કેમ જગાડ્યો, શા વાનરના હોકાર. જા.
રાવણે વાત કહી વિસ્તારી, જે રીતે દુભાવ્યા શ્રી રામ;
અગત્યના કામ માટે ઉઠાડ્યો, તું વિના કોણ કરે સંગ્રામ. જા.

( વલણ. )

સંગ્રામ કરો શ્રી રામ સંગાથે, કપિ પમાડો મર્ણ રે;
એ વચન સાંભળી વીરના, પછી શું બોલ્યો કુંભકર્ણ રે.

---

## ૬૭. રાવણને ઠમકો.

( રાગ પરજીઓ )

કર ઘસી કુંભકર્ણ બોલ્યો, ધુણી પોતાનું શીશ;
ઘર ઘાલ્યુ ભાઇ ઘેલડા, તેં દુભવ્યા શ્રી જગદીશ વીરા.
બળીઆ સાથે બાથ વીરા, કા દુભ્યા શ્રી રઘુનાથ વીરા.
ત્રંબક લેતા તારા રે, ચંપાણા વીશ હાથ;
કાઢી મુકયો તુને રાઘવજીએ, થયો કૃતઘ્ની લંકાનાથ વીરા. બ.
સાયર જળ જેણે બાધિયું રે, સલ્યા તારી પુષ્પ સમાન,
મેઘાડંબર સ્હેજે છેદિયું, તો ય તુને ન આવી સાન વીરા. બ.
લક્ષ તરૂણી ઘેર તારે, જેના દર્શન ઇચ્છે દેવ;
તો સીતાને શું લાવિયો રે થયો વૃદ્ધ ને ન ગઇ કુટેવ વીરા. બ
જગત જીતી તેં જેર કીધુ પણ, ન જીત્યા ક્રોધ ને કામ,
શ્યામ કેશ ઉજ્વળ થયા રે, તો ય મન રહ્યું તારૂં શ્યામ વીરા. બ

ચંદ્ર વિના જેવી જામની રે, દીપ વિના જેમ ધામ;
ત્યમ વિભીષણ બાધવ વિના, દીસે ઉજ્જડ લંકા ગામ વીરા. બ.
પરનારી જેવી પાવક જ્વાળા, સાપણું વિખની વેલ;
જીવ લેશે તારો કુટુંબ સાથે, જઇ રામચરણે શીશ મેલ વીરા. બ.
હું મર્ણ થકી બીતો નથી, પણ તું વેળાસર ચેત;
નહિ માને શીખ માહરી, જાશો જમપુર સ્વજન સમેત વીરા. બ.
જો વાડીમાં બેસાડી જાનકી તો, લઇ આવ્યો કોણ કામ;
તુંથી સીતા જીતાતી નથી તો, કેમ જીતાશે રામ વીરા. બ.
રાવણ કહે કુંભકર્ણને રે, સાભળ દુઃખની વાત;
જ્યારે દેખું સતી જાનકી, જાણે હોય આપણી માત વીરા. બ.
જો ત્યાગ કરૂં ચિત્ત સીતાથી, તો તે બળશે રામને અંગ;
હવે કેમ નમું રિપુ રામને, મુખે લાગે કાળો રંગ વીરા. બ.

( વલણ. )

લાગે કાળપ મુખ વિષે, જો નમું રિપુને પાય રે;
કુંભકર્ણ કહે ધન્ય તું, તારૂં મન જોયું મેં ભાઇ રે.

# ગદ્ય.

## ૧. નાન્દી.

સૂત્રધાર—મારિષ ! આ સુહૃજ્જન, વિદ્વજ્જન, મહાજનાદિ બિરાજેલા છે એ સર્વની આગળ કૃષ્ણસુતુ પ્રેમાનંદ ભટ ગ્રથિત રોષદર્શિકા સત્યભામાખ્યાન ગુર્જરગિરામા ભજવવાનો મે નિર્ણય કર્યો છે જા તુ વાદિત્રાદિ સાહિત્ય તૈયાર કર.

પારિપાર્શ્વક—ભાવ ! શુ ઝાડખીડ બળી જઈ ડાંગેરે હીમ કર્યાં ? ઠીક, વારૂ સાભળો, કાલિદાસ, ભવભૂતિ, બાણ, સોમિશ્ર, જયદેવાદિ કવીશ્વરોના નાટક છતા, અને તે પણ દેવગિરામા, તો પછી ગુણાદિથી હીન ગુર્જરગિરામા, અને તે પણ નવીન નામધારી પ્રેમાનંદ ગ્રથિત વસ્તુનો પ્રયોગ કરવો એ કેવી હસારત ! !

સૂત્રધાર—મારિષ ! નવીનારભ હોવાથી રસિક પ્રેક્ષકજન દોષ દર્શી થશે નહિ

પારિપાર્શ્વક—હા ! એ તો ઠીક, પણ તમે તો નાટક શબ્દને પણ નાત બહાર મુકયો છે ! આખ્યાન અને તે ભજવવુ ! ! શિવ શિવ ! આપણે તો નથી સાભળ્યુ, નથી જોયુ, કે નથી જાણ્યુ ! ગમે તેમ થાઓ, પરતુ કહો કે તમે ઉત્તમ પાત્રની જે દેવગિરા, તેનો ગોટો વાળી તેને ઠામે ગુર્જરગિરા વાપરશો, પણ સામાન્યમાત્રની બાલભાષા વિષે શું બોલો છો ?

## ૨૦ મણિ ચોર્યાનું આળ.

કૃષ્ણદેવ—શ્રીદામા ! સ્યમંતક મણિએ તો મને બાલ્યાવસ્થા પ્રાપ્ત કરાવી અને કાંચનપુરીને વેલીવાળું વ્રજ બનાવ્યું ! દૈવગતિ બલવત્તર છે ! ! સખા ! કરેલો શ્રમ પણ સિદ્ધિપ્રદ થયો નહિ !

શ્રીદામો—વ્રજને તમે વિસારો પણ વ્રજ તમને કયમ વિસારે ? વ્રજવનિતાના નિસાસા ન નડે એવો નર વિધિ નિમાર્ણ કરવાને શક્તિમાન કેમ થાય? કરો એવું પામો અને વાવો એવું લણો ! શુદ્ધ થવાને શ્રમ તો કરવો જ પડે; પણ જગત્ તો ઝવેરી છે !

કૃષ્ણદેવ—શું અલ્યા તું પણ એમ જ માને છે કે ?

શ્રીદામો—જાણે તે વિચાર કેવો આણે ? પડતીમાં તો પડતી જ !

કૃષ્ણદેવ—તારા જેવા જેના સખા છે તેને પડતી કેવી ? ચડતીમાં ચઢતી જ થવી જોઇએ.

શ્રીદામો—ત્યારે ચડતીમા ચઢતી.

કૃષ્ણદેવ—અલ્યા એમ કેમ ?

શ્રીદામો—સ્યમંતકની ચૌરિકા રૂપ નદી વ્રજવનિતાના અશ્રુપ્રભાવે ચડતીમાં ચઢતી જેવી જણાય છે અને તેમાં થી કૃષ્ણદેવ યત્ન કર્યા છતાં પણ તણાય છે.

કૃષ્ણદેવ—અલ્યા પડતીમાં પડતી શું ?

શ્રીદામો—ઉનાળાની સુકાયલી તલાવડીમાં જોઈ માછી તેને બીજી જગા જેવી જગા માને છે તો પણ સંતાઇ ગએલા દેડકા શબ્દ કરી આ સ્થલે તલાવડી હશે એમ તેને શંકાશીલ કરે છે, જેથી તે તલાવડીનું રહેલું મત્સ્યરૂપી ધન પણ હરાઇ જાય છે. એવી રીતે પૂર્વકૃત્ય સાંભળવાથી દેવની પડતીમાં પડતી મનાય છે.

કૃષ્ણદેવ—શ્રીદામા ! કોઇ જન આમ ગયું એમ મને લાગે છે; જા, જો.

શ્રીદામો—( આમ તેમ જોઇ ) દેવ ! અહીં કોઇ દીસતું નથી; હાં હાં ! હું સમજ્યો, આપના જેવાને એમ જ થાય.

કૃષ્ણદેવ—શું સખા, ત્યારે તેં મને ચૌર જ ધાર્યો કે ?

શ્રીદામો—ના મેં નહિ, પુરજને.

કૃષ્ણદેવ—તો તું કર તેમની પ્રતીતિ.

શ્રીદામો—પણ પાછલી વાત શી રીતે ભુંસી નખાય ?

કૃષ્ણદેવ—ગોપિકાનું નવનીત લેતા પિપીલિકા ઉતર્યાનું કહેતા'તા તેમ.

રૂક્મિણી—( ઉભય ન સાંભળે તેમ સખેદ ) શું લોકની શંકા સત્ય છે ? ના, ના, એમ હોય તો મણિ પાછો કેમ આપે ? વારૂ આગળ શું થાય છે તે સાંભળું. ઠીક થયું કે હું અહીં છું, તે બન્નેમાંથી એકે જાણતા નથી. જો પદ્મપ્રભાનું કહ્યું કર્યું હોત તો આ બધી વાત સાંભળવામાં આવત નહિ.

શ્રીદામો—પણ તે તો રાધિકાના કૃપાકટાક્ષે મુકાતા.

કૃષ્ણદેવ—પણ તે તો હતું સત્ય અને આ તો છે અસત્ય. એટલે તેવા કૃપાકટાક્ષની આવશ્યકતા શી ?

શ્રીદામો—મહારાજના કહેવા પર મને પૂર્ણ પ્રતીતિ છે. તેમ મણિ પણ મહારાજે આણી આપ્યો છે તે છતાં જે શંકા રહેવી એ રાધિકાના કૃપાકટાક્ષ વિના નહિ તો શું ?

કૃષ્ણદેવ—સખા ! સત્ય ! કૃપાકટાક્ષનો મહિમા એવો જ અવર્ણનીય છે.

રૂક્મિણી—( સરોષ ) અરે ! આ ગોપપુત્ર શ્રીદામો શું સમ-

જાવે છે ? અને દેવ પણ તેને મળતા થાય છે !! ખરેખાત ! જાતિ-સ્વભાવ એ જીવતા સુધી નથી જ જતો !! વારૂ આગળ શું થાય છે ?

શ્રીદામો—મહારાજ, કૃપાકટાક્ષથી મુક્તતા મળે એવું મારા વિચારમા આવ્યું છે.

કૃષ્ણદેવ—ત્યારે કહી દે; દીર્ઘસૂત્રતા કરવામાં કયા અર્થની સિદ્ધિ સ્વીકારી બેઠો છે ?

શ્રીદામો—મોટામાં મોટા અર્થની ?

રૂક્મિણી—'બાબા ઢોરાં કયાં ચારીશું તો કે ત્યાંનાં ત્યાં.' એવી જ કંઇ મોટામાં મોટી અર્થપ્રાપ્તિ હશે ! પણ મારે ઉતાવળાં થવાનો સમય નથી.

કૃષ્ણદેવ—તે અર્થ ક્યો તે કહી નાખ્યની ?

શ્રીદામો—( આમ તેમ જોઇ ) સાંભળો મહારાજ ! સત્રાજિતની સુતા સાથે સંબંધ જોડો એટલે સર્વ અર્થની સિદ્ધિની પ્રાપ્તિ અને નિંદાની સમાપ્તિ સમજવી.

રૂક્મિણી—અરે દુષ્ટ ગોપ ! દેવને અવળે માર્ગે દોરવાનું તને જ છાજે ! વારૂ ઠીક, કૃષ્ણદેવનું વેણ સાંભળવાનો પણ સારો સમય છે.

કૃષ્ણદેવ—( વિચાર કરી ) પણ તે તો જનકન્યા આપે કેમ !

શ્રીદામો—કરો રૂક્મિણી જેવું.

રૂક્મિણી—( રોષને દબાવવા જેવો ડોળ કરી ) આવાને આવું જ ઘટે; પછી એની વાત છે.

કૃષ્ણદેવ—સખા ! સ્યામાની જીજ્ઞાસા વિના તે બને નહિ.

શ્રીદામો—ત્યારે કરો કાલાવાલા.

કૃષ્ણદેવ—સખા ! કરજ ને કન્યા—( એટલું બોલતામાં )

રૂકિમણી—( મહા ક્રોધાવેશે પ્રગટ થઇ ) મહારાજ! 'કરગરે મળે નહિ.' ગોપબંધુ! ઠીક ઠાઠ મચાવ્યો છે; જાત તેવી ભાત! હંસ રાજા ને પ્રધાન કાગડો! મળી સત્રાજિતની પુત્રી અને ફેલાઇ સત્કીર્તિ!

કૃષ્ણદેવ—( ગભરાયલા જેવા વેષે ઊભા થઇ ) પ્રિયા! હાસ્ય-વિનોદ શ્રવણ કરી આમ દુઃસહ લગાડવું ઘટિત નથી.

શ્રીદામો—અમારો તો એ સ્વભાવ જ છે કે ટાઢા પહોરની લહેરો ખાવી અને ખવરાવવી.

રૂકિમણી—પ્રાસાદને શિખરે બેઠા માટે કંઇ હંસ કહેવાયા કે? ગોવાળિયા તે ગોવાળિયા જ.

શ્રીદામો—દેવી! ગોવાળે કોને ગાંડા નથી કર્યાં? હું પણ તેવાની નિંદા કરવા છાહ ધેહ પી તૈયાર છું.

રૂકિમણી—( સરોષ ) એવી વિચિત્ર વાણી અને વિચિત્ર સલા-હથી રીઝે તારા દેવ!! હવે મારી સાથે બોલ્યો તો તારી વાત તું જાણે!

કૃષ્ણદેવ—દેવિ! એનો અપરાધ શો છે!

રૂકિમણી—'કરજ ને કન્યા કરગરે મળે નહિ' એ વેણ દેવ-શ્રીને સુખેથી કહાવનાર તથા ખોટો વાલેશરી થનાર એ જ છે.

કૃષ્ણદેવ—તમે તમારું ફાવતું ગમે તેમ યુક્ત કરવા તત્પર જ છો; કિન્તુ અમારું એમ કહેવું છે જ નહિ.

રૂકિમણી—ત્યારે કરજ ને કન્યા એની આગળ શું કહેવાના હતા તે કહો જોઇએ? બીજું તો ઘણું ય છે, પણ તે કહેવું કોને?

કૃષ્ણદેવ—અન્યથા અતિશેમાં અતિશે હોય, પરંતુ મારે કહેવાનું તો આમ જ હતું:—

દેવી ! કરજ ને કન્યા, કલંકિત સદા બણું;
યથાર્થ વદવું મારે, ગમે તેમ તમે ગણ્યું !

## ૩. વિવાહ સંબંધી વિચાર.

સત્રાજિત્—પ્રિયા ! હવે લગ્ન આડા માત્ર બે જ દિવસ રહ્યા. મારે આજ કૃતવર્માના પિતા પાસે જઇ તેમને કહેવું છે કે લોક તો ગમે તેમ કહેશે પણ તમારે નક્કી સમજવું કે હું ફરૂં તેવો માણસ નથી.

ચારૂમતી—પ્રાણનાથ ! મારે તમને કંઇ કહેવું એ ઠીક નહિ તો ય બન્યું કહ્યા વગર ચાલતું નથી. જે કહેવાનું છે તે એ જ છે કે તમારૂં મન ચગડોળ જેવું ફરતું તો નહિ હોય ? ઘડીમાં તમે અક્રૂરને કન્યા દેવાનો વિચાર કરો છો અને ઘડીમાં શતધન્વા સાથે વિવાહની વાત કાઢો છો; અને આજ તો કૃતવર્મા સાથેનો નક્કી ઠરઠરાવ કરવા જવાના છો એમ કહો છો, તો એક મારૂં ગરીબડીનું કહેવું માનશો વારૂ ?

સત્રાજિત્—શું અમારૂં મન ચગડોળ જેવું ફરતું અને તમારૂં મન પાષાણ જેવું સ્થિર ! વારૂ ઠીક છે; જે બોલવું હોય તે બોલી નાખો !

ચારૂમતી—પ્રાણનાથ ! ગમે તો મને ગાંડી ગણો કે ઘેલી ગણો પણ હું તો મારા મનની વાત તમારા આગળ કહી નાખું છું; પછી તમારે પરવડે તેમ કરજો.

સત્રાજિત્—હવે કહેતી હું તો કહી નાખ્યને ?

ચારૂમતી—પ્રાણપ્રિય ! જ્યારે તમને વાત સાંભળવામાં ય આટલો બધો ભાર પડે છે ત્યારે કહેવામાં શો સાર નીકળવાનો છે ? તો ય પણ જ્યારે તમે સાંભળવાને ઇચ્છો છો ત્યારે કહી જ નાખું છું.

પ્રિયપતિ ! વારૂ જો કૃષ્ણદેવ વેરે સત્યભામાનું કરીએ તો કેમ ? એમની મરજી તો આડે અગે છે. જો તમે તે દહાડે એને કપટ કરી ન લાવ્યા હોત તો આટલે તો ક્યારના ય લગ્ન થઇ ગયા હોત. જો એ થાય તો પછી સત્યભામાના સુખની તો કાંઇ બાકી જ રહે નહિ. પણ પરમેશ્વર એ દહાડો શી રીતે લાવે ! (એમ કહી નિ:શ્વાસ નાખે છે.)

સત્રાજિત્—"દેખીતું ઇંદ્રવાયણું અને ફોડયું ત્યારે ધૂમાડો !" તું તો એ જ કે'વાની હતી તે અમે જાણ્યું હતું. શું એ મારા ભાઇને મરાવનાર અને તે મારો જમાઇ ? શિવ શિવ ! "સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ" એ વાત કંઇ ખોટી નથી. અરે ! ત્યારે શું સત્યભામાને તેં જ ચઢાવી દેખાય છે પણ જોજે હો, એ કન્યાનું ગમે તેમ થાય પણ હું એ કદાપિ તારૂં કે તેનું ધાર્યું કરનાર નથી. તું જ કહેતી હતી કની કે સત્યભામા ખાતી નથી, પીતી નથી, ત્યારે એને ખવડાવવું ય કોને છે ? ( હૃદય ઉપર નજર જવાથી ) હા ! જોજે આ મેડીની કુંચી કોઇને હાથ જતી લાવ્ય તીકર મારી કને. આવું અવળું અવળું બોલવું ને કહેશે મારૂં કહ્યું કરતા નથી ! (એમ કહી આંખ્યો ચઢાવે છે.)

ચારૂમતી—( સખેદ ) પ્રાણનાથ ! હું આટલા બધાને યોગ્ય નથી. મારા મનમાં જે આવ્યું તે મેં કહ્યું; હવે તમારે જેમ કરવું હોય તેમ કરો "ધણીનો કોઇ ધણી છે ?" તમે સત્યભામાને મેડીએ ચઢાવી, ત્યાર પછી મેં તે તેનું મોઢું ય દીઠું નથી. તેમ છતાં ય તમને વે'મ આવતો હોય તો આ તમારી કુંચી તમારી કને રાખો ( એમ કહી કુંચી કાઢી આપે છે ).

સત્રાજિત્—હવે રાખો રાખો. એમાં તે આટલું બધું શું લાગ્યું તે રાતા પીળા થઇ જાવ છો ? ( એમ કહી કુંચી પાછી તેના પર નાખે છે. )

ચારૂમતી—( સખેદ ) વારૂ ત્યારે પ્રાણનાથ ! એ હું મારી ડાટે જેમ હતી તેમ બાંધી રાખું છું, પણ જો અવિશ્વાસ આવતો હોય તો કરાગ્રે સાથે સાથે ગ્રખો મારે એમાનું શું છે ? " કે' લુંડી નવાબ, તો કે નવાબ ? "

સત્રાજિત—બહુ થયું, અમે તમારૂં ડહાપણ જાણ્યું ! હવે જાવ જે કંઇ લગ્ન સબંધી કરવાનું હોય તે કરો, હું પણ જઇ આવું છું ( એમ કહી જાય છે )

ચારૂમતી—( માથે હાથ દઇ સખેદ ) અરે સત્યભામા ! તું રતને હાથ રત્ન થઈ ક્યાં પડી કે તારે વગર અપરાધે કેદ પડવા દહાડો આવ્યો ? જેવી હરિની મરજી (એટલું બોલી ચાલી જાય છે)

### ૪. નારદજી અને કૃષ્ણ ભગવાન.

નારદ—( વિચાર કરતે વેશે ) ઓહો ? ક્યાં કારાગૃહમાં જન્મ ક્યાં ગોકુલવ્રજાદિ ગ્રામમાં વૃદ્ધિગત થવું, ક્યાં મધુપુરનો ત્યાગ, અને ક્યાં વિશ્વકર્મા નિર્મિત કાંચનપુરીમાં નિવાસ ! અવિનાશીની ગતિ અગાધ છે ! અરે હું તે બ્રહ્મસદનમાં, પુરંદરાનરે વા વૈકુંઠધામમાં છું ! આહા ! ( આમ તેમ નિહાળી ) શી આ શોભા ! જે એક ચિંતામણિ અથવા સ્પર્શમણિ જગતના જનને પ્રાપ્ત થવો કઠિન, તેની પંક્તિએ પંક્તિઓ મારી પ્રતિમાને ગ્રહણ કરી લેતી જણાય છે ! અરે ( આશ્ચર્ય પામ્યા જેવે વેશે ) ભૂલ્યો ! કૃષ્ણ-અંતઃપુરે જવાનો આ પંથ નોય ! ( એમ કહી બીજે માર્ગે જાય છે ) ના, ના, આ પણ નથી. ( વિચારવાળે વેશે ) શું હું નારદ કે જેને ત્રિલોકીનું અટન તે તૃણમાત્ર, તેને દ્વારકામાં અને તેમાં પણ અવિ

કેમ કરવું ? હાં ઠીક; લાવ્ય ધરી જોઉં ધ્યાન ( ધ્યાનીને વેશે ) ચાર્વતિ. આ જ પથે પ્રયાણ ઉચિત છે. ( આઘેથી જોઈને ) અરે ! આ ઇંદ્રઅંતઃપુરપાલક અહીં ક્યાંથી ? ના ના, નોય. આ તો જયવિજય છે ! અરે, એ પણ નોય ! ત્યારે આ કોણ ? ( એવે અંતઃપુરપાલક પાસે આવી વંદન કરે છે. )

અંતઃપુરપાલક—( સવિનય ) વિધિજ ! દેવશ્રીને આગમ વિદિત કરૂં ? અથવા બ્રહ્મર્ષિને કંઇ પણ અટકાવ છે જ નહિ.

નારદ—( સઆશ્ચર્ય ) સાધુ સાધુ ! અહો વત્સ ! શું હું વૈકુંઠ માંજ આવ્યો છું ને ! તારૂં નામાભિધાન જય કે વિજય વા કોઇ અન્ય ?

અંતઃપુરપાલક—( સવિનય ) બ્રહ્મર્ષે ! આ વૈકુંઠ જેવા દ્વારિકાપુરમા આપનું આગમ થયું છે; ત્યાં જય વા વિજય અંતઃપુરપાલક ન હોય ! અથવા છે તો તે અરિગણમાં જ રહેવું ઉચિત ધારે છે.

નારદ—( સાવધપણે ) ધન્ય ! કૃષ્ણ–અંતઃપુરપાલક ધન્ય ! જા, મારૂં આગમ દેવને વિદિત કર.

અંતઃપુરપાલક—( બે હસ્ત જોડી નમન કરી ) જેવી બ્રહ્મર્ષિની આજ્ઞા. ( એમ કહી જાય છે ).

( બાહેર જવાને વેશે કૃષ્ણ તથા શ્રીદામો પ્રવેશ કરે છે. )

કૃષ્ણદેવ—વયસ્ય ! કેમ તારે ધારેલે સમયે સર્વ તૈયારી થઇ કની ?

શ્રીદામો—દેવ ! વિઘ્ન ન આવે તો.

( એવે અંતઃપુરપાલક પ્રવેશ કરે છે ).

અંતઃપુરપાલક—( નમન કરી ) જય જય દેવશ્રીનો જય જયકાર હો. (હાથ જોડી) મહારાજ ! બ્રહ્મકુમાર દ્વારે ઉભા છે. દેવશ્રીની જેવી આજ્ઞા.

કૃષ્ણદેવ—અંતઃપુરપાલક ! એમને અંતરાય શો ? જયવિજયની કથા તો જાણીતી છે ને !

અંતઃપુરપાલક—( નમન કરી ) દેવશ્રી ! બ્રહ્મકુમારની સ્વેચ્છાનું અનુવર્તન કર્યું છે.

કૃષ્ણદેવ—વારૂ ત્યારે કહે કે પધારો.

શ્રીદામો—( સખેદ ) કાંટો વહેલો નીકળી જાય તેમ કરજે.

કૃષ્ણદેવ—અરે અંતર્ગત જાણનાર બ્રહ્મર્ષિ માટે એવું બોલીશ મા.

( એવે એક હસ્તે વીણા વગાડતા તથા બીજે હસ્ત કુંતલે ફેરવતા નારદ પ્રવેશ કરે છે. )

કૃષ્ણદેવ—( નીરખી પ્રણામપૂર્વક ) મહર્ષિ ! આજ મને પાવન કર્યો ! આપ જેવાના આશ્રય વડે હું આ સર્વ સુખ ભોગવું છું. ( ઇત્યાદિ મધુર વચન વધાવી પૂરે અર્ઘપાદ્ય ફૂલફળાદિક અર્પી મુનિ-સન્મુખ હસ્ત જોડી ઉભા રહે છે. ) બ્રહ્મનંદન ! શી આજ્ઞા છે ?

નારદ—હે અવિગત ! હે અજર ! હે અમર ! હે અવિનાશી ! આપને શું અવગત નથી ? તથાપિ હું જે કાર્યવશાત્ આવ્યો છું તે વડે દેવને વિદિત કરવા ઉચિત છે. સાંભળો ! ( વીણા વગાડી શ્લોક બોલે છે. )

સ્રગ્ધરા.

યાતુંધાને અતિશે ગરક સુર કર્યા, કષ્ટમાંહી સુરારિ,
જાતુંષે વન્હિ જેવો નરક અસુર છે, સૃષ્ટકષ્ટે વિહારી;
કાતું કે એ કટારી ફરક નવ જરી, નષ્ટ પુણ્યે વિચારી,
ધા તું જા તું હવે તો ધરક હૃદય છે, દષ્ટ કષ્ટે સુરારિ.

કૃષ્ણદેવ—પદ્મયોનિજ ! પ્રારબ્ધ અન્યથા કેમ થાય કે સુખ-દુઃખાદિનો નિર્મિત કાળ શી રીતે મિથ્યા કરાય ?

નારદ—( સખેદ ). શિવ શિવ ! માયાનિર્લેપ પણ માયામાં લેપાયા ? સોળસહસ્ર રાજકન્યા એ કષ્ટજન્યા જ રહેવાની ! તેમ તેની ઘટિકા ધન્યા, એ પણ ક્યાં ! કૃષ્ણદેવ ! એમાંનું અમારે કંઇ પણ લેવાદેવા નથી. સહસ્રાક્ષીએ મોકલેલો સંદેશો, અને તેનું સુંદર સ્યામ નિકટ નિવેદન, એટલું જ કાર્ય કરવાનું છે !

કૃષ્ણદેવ—બ્રહ્મર્ષે ! શકસૂચના મારે શિરસામાન્ય છે. મારા પ્રણામપૂર્વક તેમને કહેજો કે હું એ જ ઉદ્યોગમાં છું.

નારદ—( ઉભા થઇ ) કૃષ્ણદેવ ! સુખી રહો; હું હવે ગમન કરૂં છું.

શ્રીદામો—મુનિ મહારાજ ! એક મારૂં કામ કરશો ?

નારદ—( હિમ્મતપૂર્વક ) ગોપબંધુ ! તારૂં કાર્ય જો હું ન કરૂં તો રૂકિમણી જેવી મારી દશા ન થાય ? બોલ્ય, બોલ્ય શું કાર્ય કરાવે છે ?

શ્રીદામો—( સવિસ્મય ) મહારાજ ! એ શું ! હું કંઇ સમજ્યો નહિ, મહારાજ આપણે તો ભોળે ભાવે રામઇયા ! તમે અને તમારા મર્મ, પણ કહો મહારાજ મને મુખમાગ્યું આપશો ?

નારદ—( શ્રીદામાનો હાથ ઝાલી ) હા, તું જે પ્રચ્છીશ તે હું આપીશ.

શ્રીદામો—મહારાજ તમે માધવનું મન મનાવો છો એ ખરી વાત ?

નારદ—હા; તેમા તારે શું ?

શ્રીદામો—મારે શું તે એ જ કે જો તમે માધવનું મન રોજ મનાવો છો તો એક દિવસ મારૂં મન મનાવો કે મારૂં મન બનો, એટલું જ મારે માગવું છે !

કૃષ્ણદેવ—અલ્યા ! એમાં તે શું માગ્યું ? ન માગી વ્રજની લીલા કે ન માગી તારી પ્રથમ હતી તેવી મતિ ! વારૂ ઠીક જ છે; તું જાણે અને તારા નારદ મુનિ જાણે !

નારદ—શ્રીદામા, માયાના આવરણમાં આવવું અને અવનિને કષ્ટ દેવું, એ જો અવિનાશીને રૂચે છે તો તારે પણ તે કહે તેવું જ માગવું જોઈએ !

શ્રીદામો—નારદ મહારાજ ! તમારે જો આપવું હોય તો આપો, નીકર " તારૂં ગયું તેલ ને મારો ગયો ખેલ ! "

નારદ—જા આપ્યું ? સર્વે સુખી રહો. ( એટલું બોલી વીણા વગાડતા સ્વર્ગ પ્રતિ ગમન કરે છે. )

શ્રીદામો—કહાનજી ! હવે ચાલો આપણે જવાની વેળા થઇ છે હોં.

કૃષ્ણદેવ—ચાલ્ય સખા મારી સાથે. હું પણ રાજ્યચિહ્નવર્જિત થઇ આવું. ( એમ કહી બંને જણ જાય છે. )

---

## ૫. નાગરિકાની યુક્તિ.

જોશીણુઆ—અહો સૌભાગ્યવતી ! અમારા વિદર્ભદેશની રૂક્મિણી અહીં પરણી છે તેના પરિણયનું મુહૂર્ત આપનાર અમે જ છીએ. અમારે કંઇ ગરજ પડી માટે મળવા આવ્યા છીએ. જો તને તેના ઘરની ભાળ હોય તો બતાવી દે, તારૂં કલ્યાણ થશે.

ચારૂમતી—ભગવંત ! એ તો આ પુરનાં રાણી છે. આ એમનું ઘર દેખાય. પણ મહારાજ મારો હાથ જોતા જાવ તો મારે ઘેર આવી ગંગાસ્નાન કરાવી ગયા જેવું થાય !

જોશીણુઆ—ઠીકસ્તો; જોશી દોશી અને વટેમાર્ગુ એ ત્રણે ફેકટિયા છે જ ! પણ તેં અમારા પર ઘર બતાવવાનો ઉપકાર કર્યો તો અમારાથી જે તારૂં હિત થાય તે અમારે કરવું જોઇએ. ( પછી તેને પગથી માથા સુધી જોઇ ) બાઇ ! તમારે એક પુત્રી છે. ( ફરીથી ધ્યાન કરી ) પૈસે ટકે તમે પૂર છો. ( વળી હાથની રેખા જોઇ ) તમારે તમારા સ્વામી સાથે બિયાબારૂં છે. ( પુનઃનાસિકા ગ્રહણ કરી ) હવડાં તારૂં મન ઘણા જ ઉદ્વેગમાં છે અને કોઇ ઇષ્ટ વસ્તુનું દર્શન થતું નથી. હે સૌભાગ્યવતી ! અમે કહી તે બધી વાત સાચે-સાચી છે, અને જો તું જૂઠી છે એમ કહે તો અમે ઉઠી ચાલ્યા જઇએ.

ચારૂમતી—દૈવજ્ઞ ! સર્વ સાચેસાચું છે. પણ ભગવંત ! કહો જોઇએ મારી સુતાને ( નિઃશ્વાસ નાંખી ). મનગમતો સ્વામી મળશે કે નહિ ? મહારાજ એનું નામ સત્યભામા છે. જોજો હો; ખરેખરૂં કે'જો હું તમને ખુશી કરીશ.

જોશીણુઆ—તમારી તે સુતાને બોલાવો એટલે. તેનો સર્વ જોગ નક્કી કરી તમને સમજાવું; જોયા વગર કંઇ જણાય નહિ.

ચારૂમતી—( નિઃશ્વાસ નાખી ) ભગવંત ! તે હવડાં અહીં છે નહિ. ઋષિરાજ ! તમારા જ્ઞેવાને તો સર્વ જણાય માટે તેને સાસરૂં સારૂં મળશે કે શી રીતે ? એ બધું જો કહેવાય એવું હોય તો જોયા વગર જ કહો.

જોશીણુઆ—( વિચાર કરી ) વારૂ ત્યારે ઠીક સાંભળજો હો ! ( રાશીઓનાં નામ દઇ અને આંગળીના વેઢા ગણી ) અરે બાઇ ! તમારી પુત્રી તો કોઇ મહા ધુરંધર રાજપુરૂષની . પટરાણી થાય એમ લાગે છે. જુઓ શાસ્ત્રમાં કહ્યું છે કે જેના ગ્રહ આવા હોય તેને આવું અવશ્ય મળે.

શાર્દૂલવિક્રીડિત

જો ચોથા ભુવને કદી શની ગ્હો, તો ભાગ્ય મોટું ભણ્યું,
પ્રાસાદો વસવા મળે મણિસમા, સોનું ન જાયે ગણ્યું;
પામો કૈંક મળે ટળે દુઃખ સહુ, રાણી બને રાજની;
એવા યોગ્યવતી સુતા નૃપતણી, છે બાઈ એ કાજની !

અપિચ— સ્ત્રગ્વિણી છંદ

સાતમે સ્થાનકે શુક્ર જો આવિયો,
ભાગ્ય તેનું ભણ્યું દેવને ભાવિયો;
સ્વામી એવો મળે સરાવે શે રહું ?
કન્યકા તારી તો એ ગ્રહે છે કહું.

ચારૂમતી—દૈવજ્ઞ ! એ તો તમારૂં કહેવું જૂઠું પડે એવું જણાય છે.

જોશીબુઆ—સૂર્ય ચળે, પૃથ્વી ચળે, મેરૂ ચળે, નભ ચળે, પણ અમારૂં વચન કદાપિ ચળે નહિ. માત્ર કંઇ દોષ હોય તો તે અમારા કહેવા પ્રમાણે નિવારવો જોઇએ.

ચારૂમતી—સારે ભગવત ! કયો દોષ હશે કે મારી સુતા હવડાં મહા મહા કષ્ટને વેઠે છે અને તેનું ઇચ્છેલું છોડી જઈ અણઇચ્છેલું મળવાની તૈયારી થઇ ચૂકી છે ?

જોશીબુઆ—અહો સૌભાગ્યવતી ! તારા બેટા ગ્રહ તેને નડે છે ( કોટ.સામી નજર કરી ) તેગ તારી ગ્રહો પ્રતેની કૃતિ પણ એવી અવળી છે કે ન થતું હોય તે વિઘ્ન થાય

ચારૂમતી—ગણક ! ત્યારે મારા વસા ગણી જોઇ કહો કે મને કયા ગ્રહ નડે છે ? અને તે નડતર હું કેમ કરૂં તો અટકે ?

જોશીબુઆ—( ધ્યાન ધરી ) જો સાંભળ્ય; તારે આટલા આટલા ગ્રહ વાંકા છે.

સ્ત્રગ્ધરા.

જો ચોથી સૂર્યરાશિ જનમ તણી ગણી, વક્ર એ તો રહી છે,
આડું તેથી બને છે તન મન તુજને, કષ્ટ ચિંતા કહી છે;
અંગોઅંગે અતિશે અગનિ સળગતી, શાંત સ્વપ્ને ન લાધે,
તારા એવા બધા છે ગ્રહ નવ નરતા, કાંતિ તારી ન વાધે.

અપિચ—

અનુષ્ટુપ્.

છે શનિશ્ચર બારે જો, દુઃખ દે તુજને અતિ;
મોટી પનોતિ અર્પે એ, જેની ગેડન છે ગતિ.

ચારૂમતી—ભગવંત ? એ દોષ નિવારણ થાય એવો કંઇ ઉપાય હશે ?

જોશીબુઆ—ઉપાય ન હોય એમ તો સમજવું જ નહિ.

ચારૂમતી—ત્યારે ભૂદેવ ! બતાવો જોઇએ; જો અઘરામાં અઘરૂં હશે તો પણ હું મારી લાડસેલી કુંવરી માટે કરીશ.

જોશીબુઆ—બાઇ ! તારે જે જન્મરાશિથી સૂર્યની ચોથી દશા બેઠેલી છે તે તો તારા ઘરમા અહોરાત્ર સૂર્યનું પૂજન થાય છે એટલે બહુ બાધકારક નથી; પરંતુ જે બારમો શનિશ્ચર તારે થયો છે અને તેની સાથે સાડાસાતી પનોતિ બેઠી છે તેનો તો પરિહાર કર્યા વગર છૂટકો નથી.

ચારૂમતી—મહારાજ ! જે કરવું પડશે તે હું કરીશ. તમે કહેતાં ખંચાશો નહિ.

જોશીણુઆ—અમે શા સારૂ ખંચાઇએ? અમારે નથી લેવું કે નથી દેવું ! જો બાઇ ! સાભળ્ય, એક તો તારે લોઢાએ અડકવું નહિ; બીજું જે તારા ઘરનાં જૂનાં માણસ હોય તેને જોયા વગર ખાવું નહિ; કંઇ ખખડાટ ભભડાટ થાય તે જોવા જવું નહિ; શનિશ્ચરના જાપ કરાવવા; કાળાં વસ્ત્ર દાનમા આપવાં તથા સારો બ્રાહ્મણ જોઇ તેને નિત્ય સવાશેર અડદ આપ્યા કરવા. એટલું યથાર્થપણે કરીશ એટલે તારી જે લોઢાને પાયે પનોતિ બેઠેલી છે તે બદલાઇ રૂપાને પાયે થશે.

ચારૂમતી—( સહર્ષ ) અહો દ્વિજદેવ ? એમાં તે શું ? એટલું તો હું હાલતાં ચાલતાં કરૂં તેવી છું. હવકાંથી જ તમે કહ્યું તેમ વગર ભૂલે કરવા માંડું છું.

જોશીણુઆ—અરે બાઇ ગ્રહ તો મોટા મોટાને ભૂલાવે તેવા છે જો ( કોટ બણી આંગળી કરી ) તારે હૈડે ચઢીને જ લોઢાની પનોતિ બેઠી છે અને તું તો ભૂલ્ય ન કરવાનું કહે છે.

ચારૂમતી—હા હા મહારાજ ! ખરી વાત. ( એમ કહી કોટેથી કુંચી કાઢી ગોખલામાં મુકે છે, અને પછી દૈવજ્ઞને પાંચ મોહોરો આપવા જાય છે. ) લ્યો દ્વિજદેવ ! આ દક્ષિણા. " ફૂલ નહિ ને ફૂલની પાખડી. " ( એમ કહી પગે લાગે છે. )

જોશીણુઆ—હે સૌભાગ્યવતી ! અમારે અજાચક વ્રત છે; અમે કોઇનું દાન લેતા નથી. વારૂ અમારા કહેવા પ્રમાણે કરશો અને તે વડે તમારૂં કામ થશે એ જ અમે દક્ષિણા સમજીએ છીએ. બેસો હવે અમે જઇશું.

ચારૂમતી—( પગે લાગી ) મહારાજ ! ત્યારે તમે તો ખરેખરા

પરમાર્થ કર્યો હો; ઋષિજી પધારજો. એ પેલું (આંગળી કરી બતાવે છે) ઊંચું ઘર દેખાય ત્યાં જ રૂક્મિણી દેવી તમને મળશે.

જોશીબુઆ—શુભં ભવતુ. (એમ આશિર્વાદ દઇ ચાલ્યા જાય છે અને ચારૂમતી પણ પોતાના ઘરમાં પેસે છે.)

( શોચનીય સ્વરૂપે નાગરિકા પ્રવેશ કરે છે ).

નાગરિકા—અરે ! શ્રીદામાને શું થયું ? મુઓ પકડાઇ ગયો કે કેમ ? જો એમ કંઇ થયું હશે તો હું તો રઝળી જ મરવાની છું. જેમ "ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો," તેવી મારી દશા થવાની છે. (એવે કોઇ આવ્યાનો ખખડાટ સાંભળી કાન દે છે.)

શ્રીદામો—( સસ્મિત ) કેમ નાગરિકા ? કંઇ તારે દશાબશા જોવડાવવી છે ? અમે દાટેલાં ધન પણ કહી શકીએ એવા છીએ.

નાગરિકા—હવે કહ્યું કહ્યું ! જો જોશી થયા છો તો કહો જોઇએ ? મારી સખીને જે મેડી પર પૂરી દાદરે તાળું વાસ્યું છે તેની કુંચી હવડાં કયા છે ?

શ્રીદામો—( સહર્ષ ) દક્ષિણ દિશાના મોટા તાકા કનેના નાના ગોખલામાં છે. જા જઇ જો, અને કદાપિ ન જડે તો આવી ફટ કહેજે.

નાગરિકા—ચોરી ને ફટાક. ના જડે તો ફટ કહેજે; એમ કંઇ આપવું કે લેવું છે ?

શ્રીદામો—(નાગરિકાને બંને હાથ મુકી) જા જા ખચીત. (પછે કાનમાં વીતી વાત કહે છે.) તું જઇ આવી અને સમાચાર કહીશ ત્યારે મારાથી દેવ કને જવાશે.

નાગરિકા—જો એમ તું કુંચીનું નક્કી જ કરી આવ્યો છું તો હું પણ એક પલકમાં ખબર લઇ આવી જાઉંછું. મને પણ મારી

સખીના બાપ મનાવી ટેડી જવા આવ્યા'તા' પણ હું તારે કાજે ગઇ નહિ અને પછી જવાનો વાયદો કર્યો છે. જો જોશે તો મળીશું અને જો નહિ જુવે તો તારૂં ધાર્યું કામ કરી પાછાં વળીશું, પણ તું આ તારો વેશ કાઢી નાખી બેસજે હો. ( એમ કહી ચાલી જાય છે અને શ્રીદામો પણ પોશાક બદલવા સ્નાને થાય છે. )

---

## ૬. નારદજીના નારદવેદ.

નારદ—અરે શું આશ્ચર્ય કે વાસુદેવ નથી સત્યભામાને મંદિર કે નથી રૂકિમણીને ત્યાં ? મેં રાજસભા, વાસુદેવગૃહ અને સંકર્ષણ સદ્યમાં શોધ કરી તથાપિ ત્રિકમની ભાલ મળી નહિ. જે કાર્ય નટરૂપ ધારી સાવિત્રી, પાર્વતી, બૃહસ્પતિ, તારા, શક્ર અને યમાદિ દેવો ન કરી શકયાં તે કાર્ય કરવા હું પ્રવૃત્ત થયો ! અરે આ તે કેવા અંજન્યમાં હું અહિં આવ્યો કે દામોદરનાં દર્શન જ થતાં નથી ? ( એને આવતા દ્વારપાલકને જોઇ ) અહો દ્વારપાલક ! અધુના તમારા દેવ ક્યાં બિરાજે છે ?

દ્વારપાલક—( નમન કરી ) ભગવંત બ્રહ્મકુમાર ! દેવશ્રી વ્રજથી આવેલા અતિથિ કને અતિથિસત્કારસ્થાનમાં પધાર્યા છે. દેવર્ષિને ત્યાં જવાની ઇચ્છા હોય તો હું સાથે આવું.

નારદ—હા, મારે ત્યાં જઇ ત્રિકમને મળવાની વાચ્છના છે, માટે તું મને ત્યાં લઇ ચાલ્ય. ( પછે આશ્ચર્ય પામી દ્વારપાલક ન સાંભળે તેમ ) અહા ! શા ત્રિદ્શો ત્રિકાળદર્શી હોય છે ? મને શક્રે પ્રથમ જ કહ્યું હતું કે અમે સર્વેએ મળી અદિતિકુંડલાહરણનો કરૂણમય પ્રયોગ કરી બતાવ્યો તેમાં દયાળતું માનસ દયાર્દ્ર ભાવવાળું થયું તથાપિ અંજસા કોઇ વ્રજવાહીર આવ્યો તેણે કરી અવિનાશી પૂર્વ-

અજ્યાના આવરણમાં આવી પડયા, માટે તમે જઇ તેમને સુરકષ્ટનું સૂચન કરી જેમ ભોમાસુરનો વધ સત્વર થાય તેમ કરો. ( એવે અતિથિસત્કારસ્થાન નિકટ આવી પહોંચે છે અને ત્યાં કૃષ્ણદેવ તથા વશલા આહીરને વાતો કરતા જુએ છે. )

કૃષ્ણદેવ—( નારદને જોઇ ઉભા થઇ નમન કરે છે ) અહો ભગવંત ! પધારો ! પધારો ! ( એમ કહી આસન પર બેસાડે છે. )

દ્વારપાલક—દેવશ્રી ! આ બ્રહ્મર્ષિનું પૂજન કરવા અંતઃપુર-પાલિકાએ અર્ઘપાદ્યાદિક આપ્યા છે.

કૃષ્ણદેવ—( તે સર્વ સાહિત્ય લઈ મુનિનું પૂજન કરે છે ) ભગવંત ! આજ મારૂં ધન્યભાગ્ય કે પ્રભુએ મને પાવન કર્યો ! કહો મહારાજ ! શી આજ્ઞા છે ?

ના —( પુષ્પ બતાવી ) અહો વાસુદેવ ! આ પારિજાતક પુષ્પ હું અરુંધતિધિષ્ણ્યમાથી લાવ્યો'તો તે તમને આપવાની ઇચ્છાથી મારૂં અહીં આગમ થયું છે. ( એટલું કહી પુષ્પ આપી ચાલ્યા જાય છે અને કૃષ્ણાદિક તેમને જતા જોઇ નમન કરે છે. )

કૃષ્ણદેવ—( પુષ્પપરિમળે કામાતુર થવાથી ) અહો વૃયસ્ય ! હવે તું સુખે શયન કર્ય. આપણે અવશ્ય પ્રાતઃકાળે વહેલા ઉઠી વ્રજ ભણી સિધારીશું. ( એટલું બોલી કૃષ્ણદેવ સત્યભામાના મંદિર ભણી જાય છે અને આહીર વૈભવ જોઇ વિસ્મય થતો શયનગૃહમા જઇ સૂઇ જાય છે. )

( સત્યભામાના મંદિર ભણી જવાનો માર્ગ રોકી ઉભેલી રૂક્મિણી પ્રવેશ કરે છે. )

રૂક્મિણી—અરે આર્યપુત્રને આટલી બધી વાર કેમ લાગી હશે? પ્રભુ કોઇ બીજે માર્ગે તો નહિ ગયા હોય ? કે મને નારદ મહર્ષિ

પારિજાતક પુષ્પ આપ્યાંની ખોટી વાત તો નહિ કરી ગયા હોય ? અથવા હું, દેવર્ષિ જવાની ઉતાવળમાં જે બોલતા હતા તેથી કંઇનું કંઇ તો નહિ સમજી હોઉં ? હશે જેમ આટલું તેમ તેટલું; હવે થોડી વાર વાટ જોઇ પછે જ જઇ શયન કરૂં. આજ પ્રભુ મારે ત્યાં ક્યાં પધારવાના છે કે મારાથી મંદિર મુકી ખસાય નહિ ? ( એવે વેગળેથી કૃષ્ણદેવને આવતા જોઇ ) હા હાં ઠીક, આવ્યા તો ખરા. સાક્ષાત્ નારદ જેવા દેવર્ષિ તે મને ખોટું શા કાજે કહે ? ( એવે કૃષ્ણદેવ કને આવી પહોંચે છે અને રૂક્મિણીને જોઇ ચકિત થાય છે. )

કૃષ્ણદેવ—( સઆશ્ચર્ય ) અહો દેવી ! તમે અત્યારે અહીં કયાંથી ?

રૂક્મિણી—જ્યારે આર્યપુત્ર " નવું નવ દહાડા " એ નહિ ભૂલે ત્યારે અહીં તો શું પણ જહીં દેવ જશે તહીં તહીં ગયા વગર ક્યાં છુટકો થવાનો છે ?

કૃષ્ણદેવ—( હાથ ઝાલી ) પ્રિયા ? હું તો ઉભય ચક્ષુએ સમાન જોનાર જેવા હોય તેમાનો એક છું. તમે અત્યારે અહીં આવી

અને મારે મંદિર પધારતાં તો તે મેં જાણ્યું, જો એમ જ હોય તો ચાલો મારી સાથે જોઇએ ?

કૃષ્ણદેવ—હા હા, ત્યારે હું શું અસત્ય વદું છું ? આ શસ્ત્રાસ્ત્ર મુકી જાઉં તમારી પાછળ જ આવું છું; અથવા વિશ્વાસ ન આવતો હોય તો તમે મારી સાથે આવો એટલે આપણે બે ય જણ સાથે જઇએ.

રૂક્મિણી—આર્યપુત્ર ! આપને વિશ્વાસે તો વિદર્ભથી અહીં લગી આવ્યાં છીએ અને તે ન આવતો હોય એમ કેમ કહી શકાય ? પણ મહારાજ, એ બોલેલી વાત સાચી કરવાની ભાંજગડ પડી મુકી જેમ વારંવાર શસ્ત્રાસ્ત્ર સજી મારે મંદિર પધારો છો તેમ જ આ અવસરે પણ પધારો, એટલે હું મારૂં ધન્યભાગ્ય સમજીશ.

કૃષ્ણદેવ—વારૂ ત્યારે એમ કરો: અમારે ક્યારે કોઇએ વાતની ના છે ? ( એટલું કહી રૂક્મિણીનો હાથ ઝાલી કૃષ્ણદેવ ચાલ્યા જાય છે. )

( સત્યભામા અને નાગરિકા પ્રવેશ કરે છે. )

સત્યભામા—હલા નાગરિકે ? આજ આર્યપુત્રને આવતા કેમ વાર લાગી હશે ? કંઇ બીજે તો નહિ ચઢી ગયા હોય ? પણ સખી ! મારી તો ખાતરી છે કે પ્રિયતમની મારા પર જે પ્રીતિ છે તે બીજા કોઇ પર ક્યારે ય થવાની નથી. જા જા સખી ! તું થોડેક લગી જઇ જો. હવે તો આવવાની વેળા થઇ છે.

નાગરિકા—એમ " ઉતાવળે આંબા તે શી રીતે પાકે " ? જો તારા મનથી તને દેવ અહીં જ પધારશે એવી ખાતરી છે, તો પછી આમ અધીરી શા કાજે થાય છે ?

[ એવે વિધિ હર વિષ્ણુ, ત્રિધિ હર વિષ્ણુ, એમ બોલતા અને વીણા વગાડતા નારદ મુનિ પ્રવેશ કરે છે. ]

સત્યભામા—( નારદને જોઇ સઆશ્ચર્ય ) અહો ભગવંત ! આજ મારા પર આટલી મોડી રાતે કૃપા કરી ? પ્રભુ ! પધારો પધારો. ( એવે નાગરિકા પૂજાદિકનું સાહિત્ય લાવે છે અને સત્યભામા મુનિનું પૂજન કરે છે. )

નારદ—વત્સા, સત્યભામા ! હું પારિજાતકનું પુષ્પ કૃષ્ણદેવને આપી જતો હતો, તેવામા મેં તારા અંતરના વિચાર જાણ્યા જેથી કરી મને અતિશે અનુકંપા ઉત્પન્ન થઇ આવી, કે હું સત્વર અહીં આવ્યો.

સત્યભામા—ભગવંત ! મારે વિષે શી દયા આવી તે કહો જોઇએ ?

નારદ—ન કહેવું એ જ ઠીક. વારૂ વત્સા ! બેસ હવે હું સ્વર્ગ પ્રતિ ગમન કરૂં છું.

સત્યભામા—ના ના ભગવંત ! કહો કહો; મને મારી સખી નાગરિકાએ કહ્યું છે અને બ્રહ્મકુમારની ઓળખાણ પાડી છે કે એ તો ત્રણે કાળના જ્ઞાનવાળા છે.

નારદ—જો તને તારી સખીએ એમ સમજાવ્યું છે તો હું કહું છું તે સત્ય માન્ય કે તારા પર વાસુદેવની પ્રીતિ રૂક્મિણી જેટલી નથી.

સત્યભામા—ભગવંત ! મારી સખીએ મને એમ પણ કહ્યું છે કે બ્રહ્મકુમાર તો " સોનાં ભંગાવે અને સોનાં મંડાવે " તેવા છે. પણ પ્રભુ ! મારે વિષે તમને દયા કેમ આવી તે તો કહો. એનું તો જેમ થવાનું હશે તેમ થશે.

નારદ—તો પછે અમારે કહેવાનું શું છે ? વારૂ ગમે તેમ થાવ, અમારે શું લેવું કે દેવું છે ? પણ શ્રવણ કર્ય, જો તું વાસુ-

દેવ તારા પર પ્રેમ રાખનારા છે એમ માને છે તો સ્વર્ગનુ જે મહાસુખકર પારિજાતક પુષ્પ તે તને કેમ ન આપ્યુ ?

સત્યભામા—ભગવંત ? હમણા આર્યપુત્ર પધારી તે મને જ આપશે

નારદ—( હાસ્યપૂર્વક ) અબલાની જાતિ આવી જ ભોળી હોય છે. વાસુદેવ તો રૂક્મિણીને ત્યા પધારી તેને પારિજાતકનું પુષ્પ આપી વિહાર કરે છે, અને તું તેની આશા રાખી આમ અકળાય છે ? વાર, વત્સા ! તારૂં કલ્યાણ થાવ. ( એટલુ કહી બેસો બેસો કહ્યા સતે નારદ મુનિ ચાલ્યા જાય છે. )

## ૭ સત્યભામાનો રોષ.

શ્રીદામો—કાટા વેરે વિકૃત ને વીણવા મારે. વશલાના વેરી થઇ તેને વિદાય કર્યો. દારૂકને હુકમના તોરમા દબાવી દઇ ગ્યે જોતરેલા ઘોડા છોડી મુકાવ્યા. એવા એક તો શુ પણ અનેક કામ કરવા હુ તૈયાર છું, પણ હજુ મારે વકરાએલી વાઘણ કને જઇ મનાવાતુ બાકી રહ્યુ છે. દૈવ જાણે ત્યા તેનો શિકાર હું થઇ પડું છું કે તેને મારો શિકાર કરૂં છું. ( એમ વિચાર કરતો સત્યભામાના મદિર કને આવી પૈહોચે છે અને તેને ત્યા રીસાયલે વેશે બેઠેલી નાગરિકા સાથે જુએ છે. )

નાગરિકા—( શ્રીદામાને આવતો જોઇ ) વયસ્યા ! જો, જો, પેલો આર્યપુત્રનો સદેશો લઇ આવ્યો હોય એમ જણાય છે.

સત્યભામા—( મુખ ફેરવી ) તને ભલા સદેશા ને સાઇ સૂઝી રહ્યા છે ! તું તારે જે કરતી હોય તે કર્ય.

શ્રીદામો—( કને આવી ) કેમ લક્ષ્મિ ! તમારે તો કઇ લડાઇ

થયાનું સંભળાય છે ને શું ? તમે તમારા ભોળપણાથી જ ઉજળું એટલું દૂધ દેખી રહ્યાં'તા.

સત્યભામા—( સકોપ ) એવા અંલાવડા અને મોઢડાં મને જરાકે ગમતા નથી. તું તારે ઢંગે રહેજે. મોટી દેવી હશે તેને મારે શું... ......( એટલું બોલી અટકી જાય છે ) જા જા, અહીં તું શા કાજે આવ્યો છે ?

શ્રીદામો—આ તે શું શોકયને ખારે...(તેને બોલતો અટકાવી)

સત્યભામા—અલ્યા ગોવાળીઆ, જો તેનું નામ મારા આગળ દીધું તો મારા જેવી કોઇ નથી હોં !

શ્રીદામો—( ગાલમાં લપડાકો મારી ) ભૂલ્યો ભાઇ ભૂલ્યો.

સત્યભામા—( રૂદન કરી ) મને આ ઘરમાં છેતરપંડી કરી નખાવનારનું સત્યાનાશ જજો. હું જાણું છું જ કે તું અહીંથી મારો જીવ લીધા વગર જનારો નથી. ( એટલું બોલી ઉઠી ચાલી જાય છે, અને તેની પછાડી પછાડી નાગરિકા પણ જાય છે. )

શ્રીદામો—અરે રામ ! હવે આપણાએ ગ્રહ વાંકા થયા લાગે છે. હું કે જે જ્યાં નાખ્યો ત્યાં સોંસરો નીકળી જનાર તે આમ અપ્ટઇ પાછો જઉં છું. ( નિશ્વાસ નાખી ) “ મરતા માંદીને બાપ કહ્યો તે કંઇ જીવે ! ચાલ્ય રામ ચાલ્ય, જઇ કહાનજીને જુક્તિબંધ જણાવીએ. ( એમ કહી ચાલ્યો જાય છે. )

સત્યભામા—( શ્રી કૃષ્ણને ) તમે તમારી વાત જાણ્યા, જો મને અડકયા તો ! હું તમારૂં નામ દેતી નથી.

કૃષ્ણદેવ—પણ પ્રિયા આટલું બધું શા ઉપર ?

સત્યભામા—મારા જીવ ઉપર; કંઇ તમારા પર કે કોઇના પર નથી. તમારાથી જે થાય તે કરી નાંખજો.

કૃષ્ણદેવ—અરે પ્રિયા! આમ વાંકું શું પાડે છે? હું તો કહું છું કે તને આટલું બધું થઇ આવવાનું શું કારણ છે?

સત્યભામા—આટલું બધું થાય મારી બલારાતને! જેને થવાનું હશે તેને જ થશે, અને જો અમે એવાં કરમ કરતાં હઇશું અને અમને થશે તો તમે તમારે જોવા આવશો નહિ. પણ વેળા કવેળાએ એવો શાપ શા કાજે દો છો?

કૃષ્ણદેવ—અયિ પ્રિયે! હું શું તારો વૈરી છું કે તને શાપ દઉં?

સત્યભામા—વેરવી તો સારો કે એક જ વારકુ માથું કાપી આઘો રહે?

કૃષ્ણદેવ—પણ અમે એવું શું કર્યું છે કે આટલી બધી ગુરૂ ઉપમાને ઘટિત થઈ પડયા?

સત્યભામા—(હાથના ચાળા કરી) અરેરૈ આ તે કંઇ જાણે છે? મારે મોંઢે કઢાવવું હશે કેમ? હૈયામાં હાથ મુક્યો હોય તો કોરોકટ નીકળે? હજુ જરા વધારે અજાણ્યા થાવ એટલે ઠીક પડશે.

કૃષ્ણદેવ—શું પ્રિયા હું આટલી બધી શુભોપમાને યોગ્ય છું? (એટલું કહી હાથ ઝાલે છે.)

સત્યભામા—(ઝાલેલો હાથ તરછોડી નાખી) જેને "ઉઘાડાં ઢાંકયાં" આપતા હો તેનો જઇ હાથ ઝાલો. જો મોટા હાથ ઝાલનારા ન દીઠા હોય તો! "ભાગી રાતે આવા ભવાડા" કરી મને દુઃખ્ણીને દુઃખી શે કરો છો?

કૃષ્ણદેવ—(કેટલીક વાર સ્તબ્ધ થઇ) ત્યારે શું અમે દુઃખી કરનાર જ કે?

સત્યભામા—એક વાર નહિ, સત્તર વાર, સો વાર, સાતસેં વાર!

કૃષ્ણદેવ—કયી એક વાર દુઃખી કર્યાં તે બતાવશો ? વધારે વાર તો રહી.

સત્યભામા—સવળે હાથે ગોર પૂજ્યાં હોય તો બતાવવાનું હોય ની ! જ્યાં નર્યા જ કાકરા ત્યાં વીણામણ શું ?

કૃષ્ણદેવ—પ્રિયા, હવે અતિ થયું.

સત્યભામા—મહારાજ ! એમ મોનાં મીડાં શેનાં કરો છો ? મારે તો પ્રેમમાં " પૂળો ઉડી " ગયો છે અને પ્રેમનાં પીયુષ તો પ્રેમવાળીને ત્યાં જ ઢળે છે. જેને બોલ્યે બંધ નહિ તેની સાથે તે કયાં પાનાં પડયાં ?

કૃષ્ણદેવ—હવે થયું તે અન્યથા થવાનું છે ?

સત્યભામા—અબળાની આંતરડી કકળાવનારને આવી આવી અનેક પીડાઓ થશે ! હું તમારૂં નામ દઉં છું કે તમે મને અડકવા આવો છો ?

કૃષ્ણદેવ—( બીજે હાથે હાથને દબાવતા ) દઝ્ય થયા પર લવણ નાખતાં તો ઠીક આવડે છે !

સત્યભામા—એવું જાણ્યા છતાં જુંહલતા શે હશે ?

કૃષ્ણદેવ—( સરોષ ) અલં; હવે અતિ વિસ્તારનું પ્રયોજન નથી ! મનસ્વીપણે ગમે તેમ બોલવાનો નિરધાર કર્યો છે તો પછે જેટલું આવડે તેટલું બોલી નાખો; બેસો હવે અમે જાઇશું. ( એમ કહી ચાલવા માંડે છે અને સત્યભામા તેમને પકડી રાખી. )

સત્યભામા—( સજળ નેત્રે ) જાવ છો કયાં ! આ જીવ લઇ જવું હોય તો ક્રારે જાંવ. જ્યારે આમ કરવું'તું ત્યારે મને શા કાજે ખાંજરે નાખી ?

કૃષ્ણદેવ—( અશ્રુ લુછી નાખી ) પ્રિયા ! આ બધું કરવાનું પ્રયોજન શું છે? તારી ઇચ્છાનુરૂપ વર્તવા હું ક્યારે આરો આવું છું કે આમ ઉભયને શોકકારી કૃત્ય કરવા સજ્જ થાય છે?

સત્યભામા—આર્યપુત્ર ! તમે મારૂં કહ્યું કરનાર છો એવી વાતો કરી કોને સમજાવો છો ? સુખ ભોગવનારી શોક્ય અને સમ ખાવાને સોંઘી ને સફરી હું ? મહારાજ ! તમે બોલશો નહિ. મારાં તો અંગેઅંગ ભડકે બળી રહ્યાં છે. બળતીને વધારે બાળી તમારા હાથમાં શું આવવાનું છે ? ( એટલું કહી મોટેથી રૂદન કરે છે. )

કૃષ્ણદેવ—પ્રિયા ! આમ દીર્ઘસ્વરે રૂદન કરવું અને તે પરિજનાદિક શ્રવણ કરે એ આ સ્થિતિને ઘટિત થતું નથી. સુખ ભોગવવાને એ હોય અને સમ ખાવાને તું હોય એમ થાય જ કેમ ?

સત્યભામા—જો આમ જૂઠું જ બોલવાનું પણ લેશો તો જીવ આપવાને ય કોણ પાછી પાની કરે તેવું છે ? હું કંઇ કોઇની કહેલી વાત કરતી નથી; મેં તો કાને સાંભળ્યું છે અને આંખે જોયું છે. મેં તે કિયા જન્મના તમારા કાળા તલ ચોર્યા'તા કે તમે મને દુઃખ દેવાને જ સરજ્યા ?

કૃષ્ણદેવ—પ્રિયા ! મેં એને સુખ થવા તારા સમ તો ખાધા નથી જ તેમ એમ કરવાનું કંઇ કારણ પણ નથી; તથાપિ જો તું કહે છે તેમ થયું હોય તો પછે થઇ ગયાનો શોચ કરવામાં શો લાભ છે ?

સત્યભામા—હાય ! હાય ! પૃથ્વી મને માર્ગ ય શે નથી આપતી કે હું માંહી સમાઇ જઉં ! પ્રભુ ! જૂઠા સાથે જીવતર કાઢવાનું આયાના વાઢનારને ય આપીશ નહિ.

કૃષ્ણદેવ—કયી એક વાર દુઃખી કર્યાં તે બતાવશો ? વધારે વાર તો રહી.

સત્યભામા—સવજે હાથે ગોર પૂછ્યું હોય તો બતાવવાનું હોય ની ! જ્યા નર્યા જ કાકરા ત્યા વીણામણ શું ?

કૃષ્ણદેવ—પ્રિયા, હવે અતિ થયું.

સત્યભામા—મહારાજ ! એમ મોના મીઠડા શેના કરો છો ? મારે તો પ્રેમમા " પૂળો ઉડી " ગયો છે અને પ્રેમનાં પીયુષ તો પ્રેમવાળીને ત્યા જ ઢળે છે. જેને બોલ્યે બધ નહિ તેની સાથે તે કયાં પાના પડ્યા ?

કૃષ્ણદેવ—હવે થયું તે અન્યથા થવાનું છે ?

સત્યભામા—અબળાની આતરડી કકળાવનારને આવી આવી અનેક પીડાઓ થશે ! હું તમારૂં નામ દઉ છું કે તમે મને અડકવા આવો છો ?

કૃષ્ણદેવ—( બીજે હાથે હાથને દબાવતા ) દાઝ્યા પર લવણ નાખતા તો ઠીક આવડે છે !

સત્યભામા—એવું જાણ્યા છતા જુંહલતા શે હશે ?

કૃષ્ણદેવ—( સકોપ ) અલં; હવે અતિ વિસ્તારનું પ્રયોજન નથી ! મનસ્વીપણે ગમે તેમ બોલવાનો નિરધાર કર્યો છે તો પછે જેટલું આવડે તેટલું બોલી નાખો; બેસો હવે અમે જાઇશું. ( એમ કહી ચાલવા માડે છે અને સત્યભામા તેમને પકડી રાખી. )

સત્યભામા—( સજળ નેત્રે ) જાવ છો કયા ! આ જીવ લઇ જવું હોય તો ફુરારે જાવ. જ્યારે આમ કરવું'તું ત્યારે મને શા કાજે ખાજરે નાખી ?

કૃષ્ણદેવ—( અશ્રુ લૂઠી નાખી ) પ્રિયા ! આ બધું કરવાનું પ્રયોજન શું છે ? તારી ઇચ્છાનુરૂપ વર્તવા હું ક્યારે આડો આવું છું કે આમ ઉભયને શોકકારી કૃત્ય કરવા સજ્જ થાય છે ?

સત્યભામા—આર્યપુત્ર ! તમે મારૂં કહ્યું કરનાર છો એવી વાતો કરી કોને સમજાવો છો ? સુખ ભોગવનારી શોકય અને સમ ખાવાને સોધી ને સહૂરી હું ? મહારાજ ! તમે બોલશો નહિ. મારાં તો અંગેઅંગ ભડકે બળી રહ્યાં છે. બળતીને વધારે બાળી તમારા હાથમાં શું આવવાનું છે ? ( એટલું કહી મોટેથી રૂદન કરે છે. )

કૃષ્ણદેવ—પ્રિયા ! આમ દીર્ઘસ્વરે રૂદન કરવું અને તે પરિજનાદિક શ્રવણ કરે એ આ સ્થિતિને ઘટિત થતું નથી. સુખ ભોગવવાને એ હોય અને સમ ખાવાને તું હોય એમ થાય જ કેમ ?

સત્યભામા—જો આમ જૂઠું જ બોલવાનું પણ લેશો તો જીવ આપવાને ય કોણ પાછી પાની કરે તેવું છે ? હું કંઇ કોઇની કહેલી વાત કરતી નથી; મેં તો કાને સાભળ્યું છે અને આંખે જોયું છે. મેં તે કિયા જન્મના તમારા કાળા તલ ચોર્યા'તા કે તમે મને દુઃખ દેવાને જ સરજ્યા ?

કૃષ્ણદેવ—પ્રિયા ! મેં એને સુખ થવા તારા સમ તો ખાધા નથી જ તેમ એમ કરવાનું કંઇ કારણ પણ નથી; તથાપિ જો તું કહે છે તેમ થયું હોય તો પછે થઇ ગયાનો શોચ કરવામા શો લાભ છે ?

સત્યભામા—હાય ! હાય ! પૃથ્વી મને માર્ગે ય શે નથી આપતી કે હું માંહી સમાઇ જઉં ! પ્રભુ ! જુઠા સાપે જીવતર કાસ્વાનું માથાના વાઢનારને ય આપીશ નહિ.

કૃષ્ણદેવ—વારૂ તું કહે છે તેમ થયું હોય તો હું હવે એવી ભૂલ ન કરવા પ્રતિજ્ઞા કરૂં તો પછી કેમ ?

સત્યભામા—સોગન ખાય તે સદાય જૂઠું હોય !

કૃષ્ણદેવ—ત્યારે તે અસત્યવાદીએ પ્રતિજ્ઞા કરેલી એ અસત્ય હોય, તો પછી અસત્ય છે એમ જાણ્યા છતાં ક્લેશ કરવો એ કોના ઘરની રીત ? ·

સત્યભામા—મારે શું ? જૂઠા થાવ કે સાચા થાવ. પણ શું સ્વર્ગનું જોવાજોગ ફૂલ એને જ આપી આવો અને તેની એક પાંખડીએ અમારે કાજે નહિ કે ? અને એ અમને ન લાગે કે ?

કૃષ્ણદેવ—વળી એ શું કઇ નવીન જાગૃત થયું કે ? જેને ક્લેશ જ કરવો છે તેને એક નહિ તો અન્ય ક્યાં નથી નીકળતું !

સત્યભામા—( દાંત પીશી માથું કૂટી ) શું ત્યારે હું ખોટું કહું છું અને હું અહીં લઢવા જ બેઠી છું ? જેની રગેરગ જૂઠી તેનો તે કિયે ભવ છૂટકો થવાનો છે ? હું તો કહું છું કે નાગરિકા અને શ્રીદામાનો દીકરીએ દીવો ય ન રહેશો. બંને જણે મળી મને પોળે દહાડે કૂવામાં ઉતારી.

કૃષ્ણદેવ—( નિ:શ્વાસ નાખી ) હવે પછી એવા અધમ શબ્દો શ્રવણ કરવાની મારી ઇચ્છા નથી.

સત્યભામા—શેની હોય ? એમ તમને તમાગં માટે મરચાં લાગે છે, તો અમને કેમ કંઇ ન થાય ? મેં તો તમારે કાજે મારા સહુએ ટાળ્યાં અને એકલી બાવળિયા જેવી થઇ, તેનો તમને કંઇએ ગુણ કે પાડ છે ?

કૃષ્ણદેવ—( વિચાર કરી ) ઓહો એક પુષ્પને કાજે તે આટલું બધું હોય ? લે એને એક આપ્યું તો તને બે ત્રણ ચાર કે તું કહે

તેટલાં આપું. ( એટલું કહી સત્યભામા ન દેખે તેમ વનમાળા મધ્યેથી બે ત્રણ કુસુમ કાઢી તેને આપવા જાય છે. )

સત્યભામા—( પુષ્પને જોઇ ) એને ચૂલામાં નાખો. એવાં ફૂલ તો મેં મારા બાપને ત્યાં ઘણાં ય પગે પીલી નાખ્યાં છે. શું નાનાં છોકરાંને સમજાવો છો ? તે ય પીટયું પૈસો અને ફૂકો પરખી કાઢે છે ! આર્યપુત્ર ! તમારી ઠગાઇથી ઠગાનારી હું નો'ય !

કૃષ્ણદેવ—તું તો ઘૂઘરીઓવાળું પુષ્પ લે એવી છે ! જેને લઢવું જ, તેને શું ? કેમ તે કુસુમ કંચને મઢેલું હતું અને આ કથીરે મઢેલું છે ? 'જાત તેવી ભાત,' જ્યાં ત્યા કલેશ વધારી હૃદય શેકવાની દાનત છે ! તો પછી હવે તારે જે કરવું હોય તે કરારે કર.

સત્યભામા—( માથાના વાળ તોડતી અને છાતીઓ કૂટતી ઉભી થાય છે ) હાય ! હાય ! હાડોહાડ જૂઠી વાત કરવી અને ખરૂં કહેનારની હેરે આવવું. એવાની સાથે જીવતર ગાળવામાં ય શો માલ છે. મહારાજ તમે મારા જીવના તરસ્યા છો તો તે લીધા પછી નીરાંતે સુખ ભોગવજો. હવડા જ હું જઇ ગોમતીમાં પડું છું, એટલે તમારે 'અંતરીએ કોડે દીવા ' થશે. ( એટલું બોલી ત્યાંથી ઉતાવળી દોડી જાય છે. )

કૃષ્ણદેવ—( પાછળ દોડતા દોડતા ) હાં હાં, આ તે શું, એમ તે થાય ? વિનોદાર્થે થતા હાસ્યમાં ય સમજે છે કે નહિ ? લે હું તને એવાં જ પુષ્પ આપું છું, આપુ છું. ( એમ બોલતા પાછળ પકડવા દોડે છે. )

( વાસુદેવ વિઠ્ઠલ, વાસુદેવ વિઠ્ઠલ, એમ બોલતા અને વીણા વગાડતા નારદ પ્રવેશ કરે છે. )

નારદ—( સખેદ ) અરેરે ! વિઠ્ઠલ વનિતાને વાંશે. એ સ્ત્રીએ પારિજાતક પુષ્પ નિહાળી જોયું ! નથી, કે મારાથી તે પૃથ્વીમાં થતું નથી એમ સમજાવાયું નથી. મેં એને પ્રથમ એ પુષ્પ બતાવ્યું હોત તો કેવું સારૂં થાત ? સુરે મને કાર્ય સોપ્યું અને તેમાં—હું નારદ નિષ્ફળ થયો !! નારાયણ આગળ નારદ તે શા લેખામાં ? અરે ! પણ જો હું એમ દૃઢતાનો ત્યાગ કરીશ તો પછી મને નારદ કહી કોણ બોલાવશે ? નારદવેડા એ મારા જ નામથી અંકિત થયલું છે, તો પછી ( વિચાર કરી ) હાં હાં, જો હું આમ કરૂં તો યોગ આવી જાય ખરો. અરે પણ અર્ધરાત્રિ થઇ ગઇ છે; તેની ચિંતા આપણે શી પડી છે ? બ્રહ્મકુમારને પ્રત્યવાય શો ! ( એમ વિચાર કરતા રૂક્મિણીના મંદિર કને આવે છે. તેમને જોઇ ઉભી થઇ દ્વારપાલિકા નમન કરે છે. )

દ્વારપાલિકા—ભગવંત શી આજ્ઞા છે ? દેવ.શ્રી સત્યભામા દેવીને મંદિર પધાર્યા છે, અને અમારાં દેવી સુઇ રહ્યાં છે.

નારદ—દ્વારપાલિકે ! ભદ્રં ભવતુ ભદ્રં. અમારે અધુના ભીષ્મક-નંદિનીને દર્શન થઇ પૂજા ગ્રહણ કરવી છે.

દ્વારપાલિકા—ભગવંતની જેવી ઇચ્છા. દેવર્ષિ ! હું જઇ દેવીને બ્રહ્મકુમારનું આગમ વિદિત કરી આવું ત્યાં સુધી આ આસન પર બિરાજો.

નારદ—દ્વારપાલિકે ! જા તું જઇ તેમ કર.

દ્વારપાલિકા—વારૂ મહારાજ ! ( કહી જાય છે અને ઉતાવળી કનકમાલિકાને મુનિ કને મોકલે છે. )

કનકમાલિકા—( નમન કરી ) ભગવંત બ્રહ્મકુમાર ! પધારો પધારો.

**નારદ**—અહો કનકમાલિકા ! તમારી દેવી પર વાસુદેવની અમીદ્દષ્ટિ તો છે ને ?

કનકમાલિકા—ભગવંત ! આપ જેવા મહર્ષિની કૃપાથી દેવી નિરંતર સ્વામીસેવામાં આસક્ત રહે છે. ( એવે દ્વારપાલિકા દોડી આવે છે. )

દ્વારપાલિકા—ભગવંત ! દેવી આપના દર્શન કરવા આ આવ્યા. ( એવે પૂજાનું સાહિત્ય લઇ રૂકિમણી આવતી દેખાય છે અને **નારદ** મુનિ સામા જઇ આશિર્વાદ દે છે. )

રૂકિમણી—( નમન કરી અર્ઘ્યપાદાદિ વડે પૂજન કરે છે. ) ભગવંત આજ મોરા પર કૃપા કરી મને કૃતકૃત્ય કરી.

**નારદ**—અહો ભીષ્મકનદિની ! ( અંગુલીવડે બતાવી ) આ પુષ્પ કાજે વાસુદેવ મહા કષ્ટમા આવી પડયા છે અને એ માટે સત્રાજિતસુતા તેમને વિવિધ દુઃખ દે છે તે અમારાથી સહન ન થયું, ત્યારે અમે અહીં આવ્યા છીએઃ—

દ્રુતવિલમ્બિત.

પતિ સુખી કરવા હરવા પીડા,
રતિવતી ! જઇ તું કર ત્યા ક્રીડા;
અતિ કુડી ગતી તો થઇ છે તહીં,
મતિવરે ! નિરખી દુઃખ લે અહી.

અપિચ—

સ્ત્રગ્ધરા

સ્વામીનું સ્વામિનીએ અહિત સુણી કદી, સુખથી ના સુવાએ,
ચંદ્રિકા ચંદ્ર સાથે દિનકર નિરખી, તેજથી ભ્રષ્ટ થાએ;

તે રીતે જો ચકોરી પતિગતિ શિથિલે, કષ્ટ અંગે સહે છે,
નિશ્ચ આ શી નિરાંતે ધવ દુઃખ દૂખતા, પુષ્પ શીર્ષે રહે છે !

( એટલું કહી નારદ મુનિ સ્વર્ગ પ્રતિ ગમન કરે છે. )

રૂક્મિણી—(સખેદ) સખી કનકમાલિકા ! આ બ્રહ્મકુમારનું વચન સત્ય હશે. મેં કયા પુષ્પ લઇ દેવને દુઃખી કર્યા ! કોણ જાણે એણે શું કર્યું હશે ! !

કનકમાલિકા—વયસ્યા ! એ તો મહા રીસનું જાળું છે, એમનું તો મ્હોં ઉઘડાવ્યામાં માલ જ નથી.

રૂક્મિણી—સખિ ! મારો જીવ અતિ ઉંચો થયો છે. મન કચવાય છે, અને જંપ વળતો નથી, માટે ચાલ જઇ દેવને જોઇ આવીએ.

કનકમાલિકા—તમે તહીં જશો તો દેવને પડ્યા મુકી તમારા ઉપર જ ઉતરી પડશે.

રૂક્મિણી—ગમે તે થાય પણ હવે તો દેવનાં દર્શન કર્યા વગર મારાથી રહેવાશે નહિ; જે થવાનું હશે તે થશે માટે ચાલ ઉતાવળી. ( હાથ વડે જોઇ ) જો મારા હાથમાં પેલું ફૂલ તો છે કેની ?

કનકમાલિકા—હા છે. વયસ્યા એ ફૂલે જ આટલો ધારકો પકડ્યો, ખરુંની ?

રૂક્મિણી—હાસ્તો. ચાલ ચાલ ઉતાવળી. ( એમ વાતચીત કરતાં બન્ને જણ ચાલ્યાં જાય છે. )

( પ્રિયાને પુષ્પ બતાવવા કૃષ્ણદેવ પ્રવેશ કરે છે. )

કૃષ્ણદેવ—પ્રિયા ! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે નારદ મહર્ષિએ મને બે પુષ્પ આપ્યાં હતાં તેમાંનું એક મેં એને આપ્યું અને બીજું

તારે કાજે રાખી મુકયું હતું. આવા ક્ષુલ્લક કુસુમને કાજે તે આવા ચંપકસુમન જેવા દેહને તારા વિના કોણ કસ્માવી દે ?

સત્યભામા—આર્યપુત્ર ! જોજો મને ઠગતા હો ! મેં એવું સાંભળ્યું હતું કે નારદ મુનિએ એક જ પુષ્પ તમને આપ્યું હતું. બળ્યો વર ને બળી જાન, પ્રભુ ! મને તો મરવા જ ઘો, મારે શા સુખ ઉપર જીવવું ! પણ હાં હાં, જો તમારી કને ફૂલ હતું તો તમે મને આટલો કંકાસ શા કાજે કરાવ્યો ? તમારી વહાલીને તમે ખુશીથી આપો અને અમને આટલો કંકાસ કરાવો ! મહારાજ ! મારે તો એ ફૂલ નથી જોઇતું.

કૃષ્ણદેવ—પ્રિયા ! હું આવ્યો એવો જ એ પુષ્પ તને આપવાનો હતો, કિંતુ કલેશમાં તે તને આપવાનું મને સાંભર્યું નહિ.

સત્યભામા—( સજળ નેત્રે ) પણ તહીં જઇ દોડયા દોડયા પહેલું આપી આવ્યા તેનું કેમ ? અમે તો બીજા દહાડાનું વાશી જ લેનારાં કે ! તમારૂં ફૂલ તમને ગંધાય; મારે તો એ નથી જોઇતું !

કૃષ્ણદેવ—( અશ્રુ લોતા ) પ્રિયા ! હવે હું ત્યાં કદાપિ પ્રથમ જનાર નથી. હું આ પુષ્પ આનંદથી ગ્રહણ કર ગ્રહણ કર. અયિ પ્રિયે ! એટલું નથી જાણતી કે મધુકર તો નવલ મધુનો જ ભોગી હોય છે ? ( એવે કૃષ્ણદેવ ન દેખાવાથી રૂકિમણી ઝાંખા દીવાને પ્રકાશિત કરતી પ્રવેશ કરે છે. )

રૂકિમણી—( કૃષ્ણદેવનો શબ્દ સાંભળી ) એમ કહેવાથી આર્યપુત્રને સુખ થતું હોય તો ભેદવચન કંઇ ભુંડું નથી. માત્ર દેવે એવું અંતરમાં ન રાખવું એટલી જ મારી વિનંતિ છે.

કૃષ્ણદેવ—( ચકિત થઇ ) ના ના દેવી ! એમ તે કયા અંતરમાં ઠરે ? આવો અહિં બેસો.

સત્યભામા—( વસ્ત્રાદિ સજ કરી અશ્રુ આદિક લોહી સકોપ ) સાયર જેવાં મોટાં કહેવાઇ મરજાદા મુકે તો પછી તેને સાયર શેનો આનવો ? વગર નોતરિયા જમનારથી કયો વરો કરનાર દુઃખી થતો નથી ? અમે તો કોઇના ય સુખમાં આડાં આવતાં નથી !

રૂકિમણી—એન ! આવડે તેટલું બોલીએ નહિ ને ભાવે તેટલું જમીએ નહિ. પ્રલયકાળ જોઇ સાગર મર્યાદા મુકે જ અને જો ન મુકે તો તે સાગર શેનો ? ધણીને ઘેર ધણીઆણી થઇ નોતરાની વાટ જુએ તેને સુખના શમણાં ય શેનાં આવે ? 'કોઇ વેંત નમે તો કોઇ ગજ નમે'.

સત્યભામા—(મુખ ફેરવી) અમારે તો વેંત નમવુંએ નથી ને ગજ નમાવવાંએ નથી. અમે તો કોઇ દહાડાએ આવું કર્યું નથી અને કરનારનું ભલુંએ થનાર નથી !

રૂકિમણી—નમીશ નહિ, નમીશ નહિ; જોજે નમવું સાંભળી નીચા માબાપની થઇ જતી ! ચોરની પેઠે છાની માની ઉભી રહી હેરિયાં હેરનાર તું જ કે બીજી ? (મુઠી વાળી હાથ હલાવી) મારી તો દૈવરાત એમ કરે છે ! છાતી પર આવી ઉભાં રહેતાં કોણ ના કે' તેવું છે ?

સત્યભામા—(ભૃકુટી ચઢાવી સામું જોઇ) તમે તમારા ઓરમાં રહેજો. જેને તમારી ગરજ હશે તે તમારા બોલ સાંખી રે'શે. હું તો કાળજું કપાઇ જાય એવા મો'ર મો'રના ઉત્તર આપીશ. (એટલું કહી નીચું જોતા રૂકિમણીની વેણી મધ્યે ઘાલેલું અલૌકિક પુષ્પ જુએ છે અને તરત જ કૃષ્ણદેવના સામું જોઇ જોરથી માથું કૂટે છે. )

રૂકિમણી—(સકોપ) લે 'આ પથરો લે. ( કૃષ્ણનો હાથ ઝાલી ) મહારાજ ! ચાલો મારે મંદિર. જ્યારે લટકતી મુકશો ત્યારે જ એ પાંસરી થશે.'

કૃષ્ણદેવ—અહો દેવી! તમારૂં કહેવું સત્ય છે. કિંતુ સજળ ઘનને વેરી નાખતા સુધી વાયુએ વાવું એ ઘનની શોભાને ઘટાડનારૂં છે. ચપળાની ચપળતા એ જ એની શોભા છે.

રૂકિમણી—આર્યપુત્ર ! એ હું સારી રીતે સમજું છું, અને સમજી પણ ખરી, એમ છતાં અહીં આવવાનું પ્રયોજન દેવનું દુઃખ ટાળવાનું જ છે. હું જાણું છું કે નારદજી પારિજાતકનું એક પુષ્પ આપી ગયા છે, અને તેને કાજે આ હઠ લઇ બેઠી છે તો તે દેવ કયાથી લાવી આપવાના હતા ? મહારાજ ! જો તમારા જીવને સુખ થતું હોય તો હું આ મારૂં પુષ્પ એને આપું. મેં તો એવા ઘણાં ય દીઠાં છે અને ધાર્યા છે. ( એમ કહી ફૂલ છોડવાનું કરે છે. )

સત્યભામા—( લાંબો હાથ કરી ) હું તો એ ફૂલની સામુંએ જોનાર નથી. હું શું કોઇનું ઉતરેલું પહેરનારી કે ! મારા કરમમાં હશે તો હું આવા ફૂલ લઇ અનેક વાર આમને આમ આપવા જઇશ. શું આ ધા મને રૂઝાય એવો પડે છે કે ?

રૂકિમણી—તારા કરમમા તો કંકાસ જ છે તે કર્યા કરજે, (ભોંયને પગની ઠેકર મારી) મારી તો બલાગત તારા સામું જુવે છે.

સત્યભામા—(દાત પીસી) તારા કરમમા ભવોભવ કંકાસ રો'; મારી લાંડ......( એટલેથી જ બોલતાં અટકાવી કૃષ્ણદેવ બન્નેની વચ્ચે ઉભા રહે છે. )

કૃષ્ણદેવ—દેવી ! એકે કાળે પૂર્વોત્તર ચપળાનો ચમકારો એ પ્રલય પાસે લાવનાર કહેવાય છે.

રૂકિમણી—શું આર્યપુત્રની અંતરવૃત્તિ એવી છે કે મારે વગર બોલે ચાલ્યાં જવું ? તો ઠીક, દેવ ! હું તેમ કરૂં છું. પણ આ પુષ્પથી જો સુખ થતું હોય તો તે આપતી જાઉં.

કૃષ્ણદેવ—ક્ષત્રીયથી આપીશ કહી ન - આપનાર ન થવાય, તો પછી આપેલું તો કેમ જ લેવાય ?

રૂક્મિણી—દેવશ્રી ક્ષત્રીધર્મને ધારી જ આ કરતા હશે ! ! વારૂ મહારાજ ! અમને દાઢી મુકી સુખી થાવ. ( એટલું કહી સત્યભામા સામું જોતી જોતી ચાલી જાય છે. )

સત્યભામા—ટગર ટગર જોઇ રહ્યા છો ત્યારે પાછળ જ જાઓ કે સુખીઆરા થવાય ! ( કૃષ્ણનો ખભો ઝાલી હલાવી ) સોગન ખાઇ કયે મોઢે બોલતા'તા કે નારદ મને એ પુષ્પ આપી ગયા છે ! ! જુઠાનો આવરદા બે ઘડી, તે જાદવજીનાં કયાં જાણવામાં છે ? જો હું આવા જ ગરજમતલબી તમને જાણત, તો સો ભવ કુંવારી રે'ત, પણ તમને ના પરણત ! અરે રે પ્રભુ ! મારો તો ભવ જ છૂટી પડયો ! ! નીચેથી ઉંચું જુએ કોણ ? " પેટ ભરાયું એટલે પાટણ ભરાયું ! "

કૃષ્ણદેવ—શું ત્યારે મારે એના સામું ન જ જોવું ? જેણે મારે કાજે માબાપ, ભાઇભાંડુ, સર્વે તજ્યાં અને એક મારાપર દૃઢ શ્રદ્ધા રાખી. તેં તારી જાતે જ જોયું કેની કે એ મારૂં વચન કેવું પાળે છે ?

સત્યભામા—કોણ તમને ના કહે છે ? જાવને તેને તહીં જઇ સત્તર દહાડા પડયા રો'. તમને કોણ ચોખા મુકી બોલા'વા આવ્યું'તું ? એણે તો માબાપને તજ્યાં છે અને મેં તો માબાપ તમારે કાજે જ મરાવ્યાં છે ! મારા જેવી ભરોસો રાખનારી તો કોઇએ મળનારી નથી ! મારૂંએ મનમાન્યું થયું હોય તો એક વાર તો શું પણ સોવાર વચન પાળનારી થાઉં. પણ હાય હાય ! આ અક્રૂર-મણુના કરમમાં એ ક્યાંથી ?

કૃષ્ણદેવ—કંકાસ જ કરવો તેને શું લેવા જવું પડે તેવું છે ? જ્યાં ત્યાં બોલ્યું.

સત્યભામા—( પર્યંકના પાયામાં માથું પછાડી ) શું ત્યારે મારૂં જૂઠું અને એનું સાચું ? ( મોટેથી રૂદન કરી ) માડી ! તેં ગળથુથીમા વખે ઘોળી શે ન પાયું ! હાય હાય ! શું આ કસાઇવાડેથી ગાયને છોડાવનાર કોઇએ નથી ! ! ઓ માડી ! મેં તે પૂર્વજન્મે શા પાપ કર્યાં હશે કે આ સકર્મીને પાલે પડી ! ! !

કૃષ્ણદેવ—અકર્મીને પાલે પડયા હોત તો ચોદમું રત્ન કયારનુંએ અંગોઅંગે ઓપી રહ્યું હોત ! !

સત્યભામા—મુઓ મારવાનો હોત તો મારી નાખત પણ આમ રીબાવી રીબાવી તો હાડ ગાળત નહિ. મારવી હોય તો મારો, પણ વેરવી થઇ વેણબાણ મારતા રો'તો પ્રભુ તમારૂં ભલું કરશે !

કૃષ્ણદેવ—અમારા ઉપર તો ફુલ વરસતાં હશે !

સત્યભામા—( દાત પીસી માથું અને છાતીઓ કૂટતી પૃથ્વી ઉપર પડે છે ) હાય મુઓ જીવે વેરવી થઇ લાગ્યો છે કે ઝટ લઇ જતો નથી. ( એટલું બોલી મોટેથી રૂદન કરે છે. )

કૃષ્ણદેવ—( નિઃશ્વાસ નાખી ) હવે હું કેમ કરૂં ?

શાર્દૂલવિક્રીડિત.

માયાએ કરિયો મને કયમ કરી, આ દ્વૈતવાદી અહા,
રે અદ્વૈત ગયું થયું દુ:ખ મને, માયા! ન કાયા વહા !
જાણી જા જીવ ! તો જરૂર સુખ છે, અદ્વૈત ધર્મે નહા,
વે'લો યા વચલે ચસે ચપવતા, કામે ન કાચું સહા.

સત્યભામા—શું હજુએ તમે મને શા'પો જ કરો છો કે ? હવે તો તમારા દેખતા જ જીભ કરડીને મરૂં છું. ( એટલું બોલી બે દાંત વચ્ચે જીભ કાઢી દાબે છે. )

કૃષ્ણદેવ—( ગાભરા ગાભરા કને જઇ ) હાં હા પ્રિયા ! આમ તે થાય ! જા તું કહે તે મારે કરવું અને તું જે માગે તે આણી આપવું. ઉઠ ઉઠ અને કલેશ તજી જે જોઇએ તે માગી લે. ( એટલું કહી સત્યભામાને બેઠી કરે છે. )

સત્યભામા—જાઓ જાઓ તમે શું આપનાર છો ? જેને બોલે બંધ નહિ તેની સામે જીવતર ગાળવામાં શો માલ છે ! કયી નખોદણે આ સંસાર માંડ્યો હશે કે આવાના ફુંસલા ખાઇ પેટ ભરવું પડે છે ! પેટમાં પૂળો ય ઉઠતો નથી કે કોઇના ઓશિયાળા ન થવું પડે '

કૃષ્ણદેવ—અયિ પ્રિયે ! હું તને સત્ય કહું છું કે જા તું જે માગીશ તે તને આપીશ; કિંતુ હવે પ્રાતઃકાળ થવા આવ્યો માટે કલેશ તજી શાંતિ ધારણ કર. જો આ—

સ્ત્રગ્ધરા.

જો વાયે છે વનિતા સમીર શિતળ આ, પક્ષી બોલે રસાળા,
જો મોતી આ થયાં છે હિમકણ જળનાં, ભક્ષશે શું મરાળા;
જો રોતી રે' પ્રિયા તું નિકર નયનથી, અશ્રુ ગ્રે'શે ચરાળા,
માગો માગો મરાળે ! મુખ વદું અરપું, કલેશ ત્યાગો કરાળા.

સત્યભામા—(સવાર થવા આવ્યું જોઇ) આર્યપુત્ર ! ભોળી તો હું જ છું; જેમ ઠગશો તેમ ઠગાઇશ.

કૃષ્ણદેવ—અયિ પ્રિયે ! જા તું જે માગીશ તે હું તને આપીશ.

સત્યભામા—જોજો આર્યપુત્ર ! હવે કંઇ કપટ કરશો તો હું મારો જીવ આપ્યા વગર રહેનારી નથી. તમે જ્યારે માગ માગ કહ્યું ત્યારે હું જે માગીશ તે આપવું પડશે.

કૃષ્ણદેવ--પ્રિયા! જે માગવું હોય તે માગી લે.

(એમ કહી સત્યભામાના શરીરની ચોટેલી રજ ખંખેરી નાખે છે.)

સત્યભામા—જો મારા મન માન્યું આપતા હો તો આપો. મારે તો પારિજાતકનું ફૂલવાળું ઝાડ જોઇએ છીએ અને તે લાવી મારે મારા ચોકમાં રોપવું છે. ( કૃષ્ણદેવ સામું જોઇ ) કેમ તોબરો ચઢયો?

કૃષ્ણદેવ—પ્રિયા! તું તો કહીશ કે સવિતાને લાવી મારી સોડમાં ઉગાડો. કંઇ મોંમાં માય એવું બોલે તો જ માગ્યું અપાય. મેં કહ્યું માગો ત્યારે માગી માગીને માગ્યું તો ઠીક!

સત્યભામા--શું ત્યારે નહિ આણી આપો? જો એ આણી આપવાનું ના કહો તો સૂરજ ઉગે આ સત્યભામાનું મોઢું તમે જુઓ એ વાતના તો છેટા જ સમજવા. કેમ આણી આપો છો કે નહિ?

કૃષ્ણદેવ—આ બધું નભ નીચે લાવવાનું કેમ ન માગ્યું? ભૂલ થઇ હોય તો સુધારી ફરી માગી લે.

સત્યભામા—( કેશપાશ છોડી ) મુખ માગ્યું આપીશ કહી હવે નહિ અપાય એમ કહો એટલે તમારા દેખતાં જ હું દાન દેનારી થઇ મારા પ્રાણ તમને અર્પણ કરું.

કૃષ્ણદેવ—પ્રિયા! આમ સ્ત્રી હઠ કરવી તે શા કામની? પારિજાતક દ્રુમ સ્વર્ગમાં છે, એ તે હું તને અહીં શી રીતે લાવી આપું?

સત્યભામા—ગોપીઓનાં મન ગમતા અને ગુરૂપત્નીનાં છોકરાં જેમ આણી આપ્યા હતાં, તેમ મને આણી આપો. મેં કંઇ એથી વધારે માગ્યું નથી!

કૃષ્ણદેવ—( સસ્મિત ) વારૂ ત્યારે આણી આપીશ.

સત્યભામા—તમને અહીંથી જવા દેનાર કોણ છે? અહીં બેઠા બેઠાં જ આણી આપો!

કૃષ્ણદેવ—ગયા વખત તે કંઇ આવે ? એ લેવા તો મારે સ્વર્ગ સુધી જવું પડશે.

---

## ૮. ભાષાભિમાન.

સૂત્રધાર—પ્રેમી પ્રેક્ષકજને મને આજ્ઞા કરી છે કે કોઇ સારો અને પ્રાચીન પ્રયોગ કરી બતાવો ત્યારે અમે દોડડાહ્યા થઈ અર્વાચીન અને પ્રેમાનંદભટગ્રથિત **પાંચાલીપ્રસન્નાખ્યાન** ભજવવા સજ્જ થયા છીએ. " **ईश्वरेच्छा बलीयसी.** " મારિષ ! જા તું જઇ ચંગ-મૃદંગ વીણાદિ સજ્જ કરી તૈયાર રહે.

પારિપાર્શ્વક—એવું સાહસ વ્હો'રી લઇ હાસ્ય કરવાથી કયા અર્થની પ્રાપ્તિ થાય તેવી છે ? પ્રેમાનંદભટગ્રથિત પ્રયોગ કરવાનો ભાવ ભાવના મનોભાવમાં ભરાયો છે એટલે ભાષા પણ ગૂજરાતી જ હશે તો ! " ધણીનોં કોઇ ધણી છે ! "

સૂત્રધાર—મારિષ ! મા રીસ કર્ય. વિધાતાએ શું આ રંગભૂમિ ભાળી સ્વભાષા પર ભાવ ધરે એવો એકકે ય રસજ્ઞ નહિ નિપજાવ્યો હોય ! અને કદાચિત્ તેમ હશે તો " જ્યારે જેવા ચાલે ત્યારે તેવા દેવા. " ( નટીને આવતી જોઇ ) મારિષ ! જો મારી પ્રિયા શૃંગાર સજી કેવી ઉતાવળી આવે છે ! માટે તું પણ જઇ જોઇતી તૈયારી કર.

પારિપાર્શ્વક—જેવો ભાવનો મનોભાવ ! ( નમન કરી ) હું આજ્ઞાનુવર્તી રજા માગું છું. ( જાય છે. )

નટી—( પ્રવેશ કરી ) આર્યપુત્ર ! આપની આજ્ઞાનુસાર સર્વ સાહિત્ય સજ્જ કરી ' **गुर्जराणाम् सुखं भ्रष्टं** ' એ પદ લખનારના મુખમા ધૂળ નાંખવા એકે પદે થંભ રહી છું.

સૂત્રધાર—અયિ પ્રિયે ! ધન્ય છે ધન્ય છે ! હવે તારો જન્મ ગુર્જરભૂમિમાં થયો છે એમ હું ગણીશ. બાકી બીજા માટે તો હું આમ માનું છું અથવા " मौनं सर्वार्थसाधनम् ". પ્રિયા, આ વસંતઋતુથી પણ મને તો ગુર્જરગિરા વિશેષ આહ્લાદજનક લાગે છે માટે તું તે જ ગિરામાં વસંતવર્ણન કરી મને તથા સભાસદોને ઉભય અર્થની પ્રાપ્તિ કરાવ્ય.

નટી—આર્યપુત્રની આજ્ઞાનુરૂપ વર્તવા તૈયાર છું. સહૃદયજનો એકાગ્રચિત્તે શ્રવણ કરશો જ. ( નમન કરી અભિનયપૂર્વક ગાય છે. )

ધ્રુપદ.

આ તે લલિત સુમન મધુકણ સ્ત્રવે શકે;  
વા મધુરી ગુર્જરીની મિઠાશ મોઘી ઘણી. આ તે.

કિંશુક કુસુમ રક્ત પીતવર્ણ વાસવનું;  
અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણિ. આ તે.

ઉપવન કુસુમિત જોઇ મત્ત ભૃંગ ગુંજે;  
અકલ પરભૃત આ વાણી કે પ્રેમીતણી. આ તે.

સુરભિએ સહકાર પ્રફુલ્લિત પૂર્ણ કર્યાં;  
પ્રમુદિત દ્વિજગિરા સુરભિ સુહામણી આ તે.

સૂત્રધાર—પ્રાણપ્રિયા સુભજન્યા ! ધન્યા ! ધન્ય છે ધન્ય છે ! તેં ગાનકળામાં આટલી બધી નિપુણતા ક્યારે સંપાદન કરી ? શું હું આરંભેલું કાર્ય કરી ચૂક્યો ! હા હા, એમ જ, નીકર આ રસિક પ્રેક્ષકો આગળ સ્તબ્ધ થઇ કેમ ઉભો રહું ? ( અધરે અંગુલિ અરાડી ) અથવા આમ તો થયું નહિ હોય ?

ગીતિ.

ગાયનમા ગુંચાયું, મારૂં મન શું ચકે દ્વિજની પેરે;
વાયનદાને વાંચે, લેવા લલના ચકે ભૂમિ સેરે.

નટી—પ્રાણનાથ ! મારી કુશળતાને ધન્યવાદ આપ્યા કરતાં ગુર્જરીગિરાના માધુર્યને જ માન આપવું વધારે સુઘટિત છે. પણ પ્રાણપ્રિય ! પણે પેલાં કોણ બે દીનતા અને પ્રેમનાં વચન બોલતાં સંભળાય છે ?

સૂત્રધાર—( નેપથ્યાભિમુખ નિહાળી ) હાં હાં પ્રાણપ્રિયા ! એ તો એ જ; ( અંગુલિ વડે બતાવી ) જો પેલો કપટી દ્વિજ કૃષ્ણાની કૃપા મેળવવા કાલાવાલા કરી રહ્યો છે. અરે પ્રભુ શું આ શક્રપ્રસ્થમાં નિવાસ કરનારી અને પાંડવની પટરાણી પાંચાલી પર્ણકુટીમાંથી નીકળી દ્વિજનું મન મનાવતી આ તરફ આવે છે ! પ્રિયા, ચાલ્ય ચાલ્ય જતા રહીએ. જો એવાં આગમ માટે આમ કહે છે.

વસંતતિલકા.

આપે સુખી સુજન તો, દુઃખી દુઃખ કાપે,
કાપે ન કષ્ટ કદિ જો, દુઃખ દિલ વ્યાપે;
વ્યાપે ન દુઃખ વપુમાં, સ્વય સુખ શાપે,
શાપે ન તો સુખી ભલે, ભરપૂર પાપે.

## ૯. દ્રૌપદી ને દ્વિજ.

( પર્ણકુટીમાં ઉભેલી પાંચાલી ને તેને વિનવતો વિપ્ર પ્રવેશ કરે છે. )

પાંચાલી—(ગભરાટથી) હાં હા દ્વિજદેવ ! આમ અમને પ્રણામ કરી પાપમા નાખો છો એ ઠીક નથી. ભૂદેવ ! ભૂલથી પ્રણામ કર્યા હોય તો તેનો દોષ તમને તથા અમને નથી, પણ હવે વિનવું છું કે, પાંડવની પટરાણી, ના ના દાસી પાંચાલી છું, વિપ્રર્ષિ ! આપનો કંઇ દોષ નથી પણ અમારા જ કર્મના કૂડા જોગે આ વનફળ પહેરવા મળ્યું છે અને આ પર્ણકુટીમા રહેવાતું છે ( નિશ્વાસ નાખી ) એટલે એમ જ થાય ! શિવં શિવ ઋષિરાજ ! આપની શી ઇચ્છા છે ?

મંત્રાનંદ—(સખેદ) વત્સા ! હું તમારી દુર્દશાને મંત્રબળથી જાણી ગયો. ભામિની ! તમારૂં ભગવંત ભદ્ર કરો. તમે જેના દોષથી દુઃખી થયાં છો તેની અવકૃપા મારા પર થવાથી હું તમને યાચવા આવ્યો છું.

પાંચાલી—(સત્વર) શું મહર્ષિ ! આર્યપુત્ર યુધિષ્ઠિર અને તેમની દ્વિજ પર અવકૃપા !! (સૂર્ય ભણી જોઇ સઆશ્ચર્ય) રે નભમાથી સૂરજ ચળ્યો નથી અને કદિ ચળ્યો હોય તો ય પણ આર્યપુત્રની દ્વિજ પર અવકૃપા થઇ હશે એમ કેમ જ કહેવાય ? તેમ તમારા જેવા મહર્ષિના બોલ્યામાં શંકા પણ શી રીતે લેવાય ? (એટલું કહી નિઃશ્વાસ નાખી હાથ જોડી ઉભી રહે છે. )

મંત્રાનંદ—( વિચાર કરીને ) યુધિષ્ઠિરની માયા પર અવકૃપા છે એવું બીજા કોઇના જાણ્યામા આવવું કઠિન છે.

પાંચાલી—( નમન કરી ) ત્યારે ભૂદેવ !.તમારા પ્રત્યેની તેમની તેવી દૃષ્ટિ તમે મંત્રબળે સમજી ગયા કે કોઇ બીજી રીતે ?

મંત્રાનંદ—હા. અમે એમજ જાણી ગયા; વિશેષમા આમ પણ થયું—

ઇંદ્રવિજય.

ભૂસુર પાર વિના મળિયા, યશ ગાય ઘણા મન આશ વધારી,
દાન સુમાન સમાન ગણી કરી, દે મતિમાન સુકીર્તિ પસારી;
(હું) માન્ત્રિક માનિનિ ! તે થકી મેં નત્ર, પાંડવઅસ્ત્રથી દૃષ્ટિ નિવારી,
વે'મ પડયો નૃપના મનમાં અતિ, તે ભૂલ ભામિનિ ! છે જ અમારી.

પાંચાલી—( વિચાર કરીને ) શું મહારાજ ! એટલા પરથી જ તમને જાવ એમ કહ્યું ! તમે ગમે તે હો તો પણ દ્વિજરૂપ ધર્યું એટલે આર્યપુત્રે તમારો અનાદર કર્યો હશે એ માનતાં મન કચવાય છે. શું મારા પ્રાણનાથ ભીમે તમને જાવ કહ્યું કે વત્સ ઘટોત્કચે એવી ભૂલ કરી ? ( નમન કરી ) ભૂસુર, જેમ થયું હોય તેમ મને યથાર્થ કહી બતાવવા કૃપા કરો એટલે હું આર્યપુત્રને મળી જેવી રીતે ધર્મનો લોપ ન થાય તેવી રીતે આચારવા વિનવુ.

મંત્રાનંદ—( દ્રૌપદીને માથે હાથ મુકી ) વત્સા ! તારૂં કલ્યાણ થાવ. શ્રવણ કર; એમ થયું કે મારી દૃષ્ટિ ઘણી વાર શસ્ત્ર ભણી જતી જોઇ મહર્ષિ લોમેશને રાજર્ષિ અજાતશત્રુએ નેત્રપલ્લવી વડે મને ઓળખાવ્યો, કે તે મહાતપસીએ-તપ-તપ-તપસ્વીએ મારા ગોત્રાદિનો સૂક્ષ્મપણે તપાસ કર્યો અને તેમાં તે નિષ્ફળ થયા. તથાપિ ભીમે કહ્યું કે શંકાસ્પદસ્થાન જાણ્યું એટલે ઉંડા પાણીમાં પેસવાનો આ અવસર નથી. એ વાક્ય શ્રવણ કરી ઘટોત્કચ મને પકડવા આવ્યો, કિન્તુ ધર્માત્મા ધર્મપુત્રે તેને અટકાવી મને કહ્યું કે દ્વિજદેવ ! તમે બીજા વિપ્રર્ષિની પેઠે અમારી સાથે સુખેથી નિવાસ કરો.

પાંચાલી—(સહર્ષ) ધન્ય છે આર્યપુત્ર ધન્ય છે. વાહ મહારાજ !

એમણે તમારે વિષેની આશંકા તજી તમને નિવાસ કરવા કહ્યું એમ છતાં તમે મારા ઉપર કૃપા કરી એનું કાંઇ કારણ હોય તો આ કિંકરીને કહેશો.

મંત્રાનંદ—વત્સા, અમે વાડવ ક્ષમા સ્વરૂપી કહેવાઇએ તેથી કોઇના પર પણ કોપ ન કરતા રાજર્ષિ યુધિષ્ઠિરનું કહેવું અમે સ્વીકાર્યું; તથાપિ અમારે વિષેની આશંકા ઉભી જ રહી, તે ટાળવાને અમે તારી કને આવ્યા છીએ.

પાંચાલી—( નમન કરી ) દ્વિજદેવ, આશંકા વિનાના પુરૂષે પોતા વિષેની આશંકા ટાળવાનો યત્ન શા કાજે કરવો ? અથવા મહર્ષિ તમે ક્ષમા કરી મારા પતિઓનું શુભ વાચ્છયું છે, તો ચાલો હું આર્યપુત્ર કને આવી તમને જેમ સુખ થાય તેમ કરૂં.

મંત્રાનંદ—( મનમા ) જો હું એની શંકાનું સમાધાન નહિ કરૂં તો એ સમજી જશે. ( પ્રકાશ ) વત્સા ! આશંકાવાળા નરનું જીવ્યું મૃગજળ જેવું છે. જો હું અહીં તારી કને આવ્યો છુ તેમા ય પણ મારે વિષે શંકાશીલ થઇ ઘટોત્કચ મને જોયા કરે છે. એવા નિવાસને અમારે આવો જ માનવો જોઇએ

નારાચ છંદ.

નિવાસ પાવકે ભલો ભણ્યો ભલા જને સદા,
કલંકી શંકી જીવવું ન ઠીક તે વદો કદા;
વિચાર વામલોચના કુવાસ નર્ક સર્વદા,
અધિક ધિક ધિક માનું શંકી જીવ્યું હું. યદા.

પાંચાલી—( નમન કરી ) ભગવંતનું કહેવું ખરૂં છે, અને મારૂં મન પણ તમારે વિષે શંકા ધરાવતું નથી. પ્રભુ, મારાથી બનતા

ઉપાય યોજી હું આર્યપુત્રને તમારા પ્રતિ નિઃશંક જોનારા કરીશ. ( એવે સ્મરવર્ધક પ્રવેશ કરે છે. )

સ્મરવર્ધક—દેવીનો જય થાવ. તમને તે મહાદેવી કે મહાલક્ષ્મી કહી મારે બોલાવવા. પુરના દેવી, ઉપવનનાં દેવી અને વનનાં દેવી તમે જ કે ? ભક્તિવાળાં શક્તિજી ! તમે સ્વરૂપ બદલવાને સમર્થ છો એમ જાણ્યા છતા, હા કહ્યું તે કહ્યું ( દ્વિજ સામું જોઇ ) કેમ મોદકભટજી ! અહીં આવ્યા છો કે ! જો જો ઘડો લાડવો ન થઈ જાય ! યાજ્ઞસેની ચાલો યજ્ઞારંભ તમારા વિના અટકી પડયો છે.

પાંચાલી—ભગવંત તમે પણ ત્યાં ચાલો.

સ્મરવર્ધક—એ આવા યજ્ઞમાં આવી શું ખાટી જવાના છે ?

પાંચાલી—( સરોષ ) " વગર બોલાવ્યો બોલે તે તરખલાની તોલે ". શું તું એટલું ય નથી જાણતો કે ? ( એવે વિદ્યાધર પ્રવેશ કરે છે. )

વિદ્યાધર—દેવી કલ્યાણ થાવ. યજ્ઞનો આરંભ થવામાં પધારો તેટલી જ વાર છે.

પાંચાલી—શું એમ છે ? ત્યારે તો ચાલો હું આ આવી.

## ૧૦. યજ્ઞ.

નકુલ—( સખેદ ) ભલે યોગીશ્વરો પુરૂષાર્થને પૂર્ણ માની દૈવને દુર્બળ ગણે તથાપિ મારે સ્વાનુભવથી સિદ્ધ થયલોં સિદ્ધાંત કયે પ્રકારે ખોટો માનવો ? આહા ! શું આ ધનુષ્ય અને બાણ કે જેથી આખો ભરતખંડ વશવર્તી કર્યો હતો, તે આજ ઉદરનિર્વાહ માટે યથાર્થ ઉપયોગી થતાં જણાતાં નથી ! દૈવ, તેં આટલું કર્યું તથાપિ શું તારૂં મન સંતુષ્ટ નથી થતું !! ( નિઃશ્વાસ નાખી ) દુર્દૈવ ? શ્રવણ કર.

લલિત છંદ.

કરમ નામ છે, કર્મી તાહરૂં,
શરમ શે હર્યું, ધર્મી માહરૂં;
લલિત લક્ષણા, દક્ષણા સમી,
ગલિત ગર્વિણી, વર્ણિની દમી.

અપિચ—

પ્રિયંવદાંવૃત્ત.

ઉપવને સુખ અમો ન માનતા,
અરર આ દુઃખ કશું અદાનતા !
ભટકતાં વનવને કર્યા ભલા,
બહુ થયું બહુ રૂપી રૂપી બલા !

( એવે આમ તેમ જોતા સહદેવ પ્રવેશ કરે છે. )

સહદેવ—( નિઃશ્વાસ નાખી ) આ તે કિયા પાપનાં ફળ ઉદે પામ્યાં કહેવાય ! ( ઉદર સામે જોઇ ) અરે તું ય પણ પૃષ્ઠ સાથે એકત્ર થઇ જવાનો વિચાર કરતું દેખાય છે કે શું ? ભલે, હવે આ

કરતાં ય કંઇ તારાથી વધારે થાય તેમ છે કે ? કિંતુ અલ્યા દુર્દૈવ ! તું એટલું ય નથી જાણતો, કે આ અડગ ક્ષત્રિય સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ વારંવાર લાવ્યા કરે છે ?

નકુલ—(સહદેવને જોઇ સઆશ્ચર્ય) કે' ભાઇ ! યજ્ઞદેવનૈવેધના મૃગ ક્યા છે ?

સહદેવ—( નમન કરી ) જુઓ પેલા પારધી લઇ બારોબર જતા જણાય છે, માટે હવે ચાલો સત્વર જઇ એની વ્યવસ્થા કરીએ.

( યજ્ઞ કરતા યુધિષ્ઠિર, પાંચાલી અને યજ્ઞ કરાવતા ધૌમ્ય લોમેશ પ્રવેશ કરે છે. )

ધૌમ્ય—( વિદ્યાધરને આવતો જોઇ ) અલ્યા વિદ્યાધર! જોને પેલા સ્મરવર્ધકને દર્ભ લેવા મોકલ્યો છે તે ત્યાંનો ત્યાં જ રહ્યો કે શું ?

લોમશ—વાહ વાહ ! તમને ય ઠીક મોભાગ્રમતિનો માણસ કુશાગ્ર લાવનાર નજરમાં આવ્યો. એ રાજપ્રિય વિપ્રને આપણા કામમાં યોજવો એ યથાર્થ નથી. सुज्ञेषु किम् बहुना किन्तु भभमुहूर्त्त વહી જશે તેનીએ એને શી પડી છે ? ( એવે " स्वस्तिना इन्द्रो " ઇત્યાદિ બોલતા દશ બાર બ્રાહ્મણો પ્રવેશ કરે છે. ) "

યુધિષ્ઠિર—( આવેલા સર્વ દ્વિજને નમન કરી ) ભગવંત આ પાટ પર સર્વ ભૂદેવો બિરાજો.

બ્રાહ્મણો—( ઉચા હાથ કરી ) शुभं भवतु. कल्याणमस्तु. पुत्रपरिवारादिवृद्धिरस्तु. ( એમ આશિર્વાદ દેતા ઘણા ઋષિઓ આવી બેસે છે. )

સ્મરવર્ધક—( હાથમા દર્ભ લેઇ પ્રવેશ કરી -સ્વગત -) અરે પ્રભુ! મોદક મારવા વિના બીજું કાંઇ ન જાણનારને આ દાભના તૈણાં વેણી લાવવાનો સમય આવી પડ્યો ! આથી હરિશ્ચંદ્ર, રામચંદ્ર

અને નગાદિ નૃપાળોનું દુઃખ શી રીતે મારે વિશેષ ગણવું ? ( સવિસ્મય ) અરે ! આટલાં બધાં તુમડાં એકદમ ક્યાંથી સજીવન થયાં અને જીવન વિના તરતાં કેમ જણાયાં ?

ધૌમ્ય—( સ્મરવર્ધકને આવતો જોઇ ) રે બટુક ! લાવ્ય લાવ્ય. દર્ભ સત્તર લાવ્ય. મૂર્ખ ! મખમુહૂર્ત્ત વીતી ગયાનીએ ચિંતા નથી ધરાવતો, એ શું ?

સ્મરવર્ધક—( નમન કરી દર્ભ આપી ) ગોળ, ખાંડ ને મધના વાસ વગર તેમ ઋતુ વગર આ કીડાળ ઉભરાયલી જોઇ મારે સાચવીને પગ મુકતાં મુકતાં આવવું પડ્યું, જેણે કરી આવતાં વાર લાગી.

લોમશ—( સકોપ ) અરે મૂર્ખ બટુક ! અસંબદ્ધ શું ઉચ્ચર્યા કરે છે. ગુડ મધુ શર્કરાનું સ્વપ્ન સુદ્ધાં ય આવતું નથી તો તારે પિપીલિકા સંભાળતાં શી રીતે આવવું પડે ?

શ્લોક.

હોય જો હોઠ સાજા તો, ઝાઝા ઉત્તર જાણવા;
આહુતી હોમ્ય લે તું આ, મારી દે તર્ક માણવા.

સ્મરવર્ધક—શું ભગવંત ! અમે તો તમારે મન ખોટું જ બોલનાર ઠર્યા કે ? स्वाहा, आवाहयामि અને नमः એ શબ્દો સાંભળી આવા ભૂદેવો જેમ ખાંડ, ગોળ અને મધની આશાએ કીડીઓ ઉભરાયલી જણાય તેમ જણાય છે કે નહિ ?

ધૌમ્ય—( સસ્મિત ) અલં. લે આ આહુતી. વિદ્યાધર તને શોધવા ગયો છે તેના આવતા સુધી તું હોમ્ય.

સ્મરવર્ધક—( ઝોકાં ખાતો ) આ ભદ્રતિયા મહારાજને મુકી

અમારી આંખ્યો ફોડવાથી તમને શું મળવાનું છે ? ( મંત્રાનંદને બોલાવી ) મહારાજ ! લ્યો આ આહુતી હોમો.

લોમશ—( સકોપ ) અરે કંઇ સમજે છે કે નહિ, "પ્રાઘૂર્ણ્ કને સર્પ શી રીતે મરાવાય ?" ( વિદ્યાધરને આવતો જોઇ ) લ્યો આ વિદ્યાધર આવ્યો હવે એ એને આપો.

મંત્રાનંદ—( નમન કરી ) ભૂદેવ, મને એ કૃત્ય સોંપશો તો હું વિદ્યાધર જેટલું કરે તેટલું બધું કરીશ.

સ્મરવર્ધક—(ભીમને આવતો જોઇ સસ્મિત) મહર્ષિ મંત્રાનંદ ! એ ભૂદેવો અને અમારા ભૂપતિ તમને મધુતિયો માલ ખવડાવે તેવા છે. પરંતુ આ જુઓ અમારા મહારાજ આવે છે તે જ્યારે યજ્ઞ કરશે ત્યારે અમે આચાર્ય થઇશું અને તમારી આહુતીમાં ગોઠવણ કરીશું ! હવડાં તો મહાજનના સાંઢની પેઠે જે કરતા હો તે સુખેથી કર્યા કરો. (ઘટોત્કચને આવતો જોઇ ) દ્વિજદેવ ! આ અમારા યજમાનની પાસે રહેશો તો મોંમાગી દક્ષિણા મળશે. ( નકુલ સહદેવને આવતા જોઇ ) મંત્રાનંદ મહારાજ ! તમારૂં ભવિષ્ય ભળે એવી દક્ષિણા મળશે કે નહિ તે આ બે ભાઇ કહી શકે તેવા છે.

( ભીમાદિક પ્રથમ યજ્ઞનારાયણને અને પછે બેઠેલા બીજા દ્વિજને નમન કરી એક પછી એક આસન પર બેસે છે. )

ધૌમ્ય—સ્મરવર્ધક ! સ્મરવર્ધક ! જા જા, ઓ પણે આજ્ય મુકેલું છે તે લઇ સત્વર આવ્ય.

સ્મરવર્ધક—(બેઠેલા મુનિઓની આગળ પાછળ જોઇ) ભગવંત ! યજ્ઞપુરોડાશને શ્વાન સ્પર્શ કરે એ તો મહા અધમ લેખાય, પણ મહારાજ ! મખ માટે રાખી મુકેલા આજ્ય કને માર્જારી મરી ગઇ હોય તેનો કંઇ વિધિનિષેધ મનાય ? ના ના, નહિ જ. "બિલાડું પણ્યું અને કૂતરૂં અંટ્યું" એ તો કહનાર કહી જ ગયા છે.

લોમશ—(સકોપ) અરે આ મૂર્ખ બટુકને તે શ્રમસાધ્ય પ્રાપ્ત કરેલું આજ્ય શે સોપ્યું ? હવે શું કરીશું ! ! ( સખેદ ) શિવ શિવ ! સત્રની પૂર્ણાહુતિ કર્યા વિના જ ઉઠવું પડશે કે શું ?

યુધિષ્ઠિર—આપ્તજને અનુચિત વર્તન કેવળ અહિત વિચારીને કર્યું હોય એમ લાગે તથાપિ તેના વિરૂદ્ધ કંઇ પણ કરવા શાસ્ત્ર શાખ પૂરતું નથી.

ધૌમ્ય—વત્સા ! યુધિષ્ઠિરનું કહેવું સંયુક્તિક છે.

લોમશ—વત્સા ! ધૌમ્યનું કહેવું સત્ય છે. ( સ્મરવર્ધક ભણી જોઇ ) લે અલ્યા! આ આજ્ય પૂર્ણાહુતિ સમયે હોમી દેજે. (સ્મરવર્ધક હાથમાં ઘીનો પડીઓ ઝાલી ઉભો રહે છે.)

ધૌમ્ય—(યજ્ઞની ધુણી આંખમા જવાથી એકનો એક મંત્ર ફરી બોલે છે અને જોઇતી વસ્તુ ન જડવાથી આંખો મીચી ફાંફાં મારે છે) પુ (લંબાવી) : ર (વિશેષ લંબાવી) પુરન્ (એ સાંભળી સ્મરવર્ધક ઘી હોમી દે છે અને સર્વે તેના પર કોપ કરે છે.)

યુધિષ્ઠિર—( નિઃશ્વાસ નાખી ) દૈવની ગતિ બલવત્તર છે.

પાંચાલી—ભગવંત ! હું એનાં સર્વે લક્ષણ જાણું છું, આર્યપુત્ર હવે તો સમજ્યાકની કે એને ધુણી લાગી તેથી એણે યજ્ઞની પૂર્ણાહુતી કરી નાખી. (સર્વ બ્રાહ્મણો સામું જોઇ) મંત્રાનંદ મહારાજ ! ભોજને સમય થયો છે માટે હવે કંઇ જતા નહિ.

સ્મરવર્ધક—(નીચું જોઇ) ત્યારે શું અમે જઇએ અને એ ન જાય ?

યુધિષ્ઠિર—અરે બાઇ ? એવી નિરર્થક કલ્પનાઓ કાં કરે છે ?

ધૌમ્ય—(તિલકાદિ કરી રહ્યા પછી) હવે તમારે જવું હોય તો જાવ. (એટલું કહી બન્ને મુનિઓ ઉભા થાય છે.)

પાંચાલી—(ઉભી થઇ) આર્યપુત્ર! (રમરવર્ધક બતાવી) આ તમારા મહર્ષિને તેડી વહેલા આવજો. (એમ કહી જાય છે.)

લોમશ—અજાતશત્રુ! આ યજ્ઞ પુનરપિ થઇ શકે તેવો છે. તેથી શોચ કરવાનું કારણ નથી. હવે ચાલો ભોજનવિધિ આટોપી લઇએ. અલ્યા વિદ્યાધર! આ બલિ સુકી તથા દર્ભાદિ નદીમાં નાખી ભોજન સમય થયો છે માટે જા સત્વર આવ્ય. (એમ કહી સર્વ જણ જાય છે અને વિદ્યાધર પણ દર્ભાદિ લઇ રહ્યા પછી નદી ભણી જાય છે.)

( મંત્રાનંદ અને પાછળથી ભોજન કરનાર બ્રાહ્મણો પ્રવેશ કરે છે. )

મંત્રાનંદ—(એકલો)—હા હા. ઠીક ચોપટ ગોઠવી. રમનાર બેસાડયા અને દાવ નાખ્યા. હવે તો ઇષ્ટકૃપાથી પાસા સુલટા પડે એટલું જ કરવાનું બાકી છે. દાનવી માયા એ તો મોટામાં મોટી મનામલી જ છે તેને બિચારા માનવી શી રીતે જાણી શકે? હું ભલો બ્રાહ્મણ છું તે ભીમાદિક નથી. જાણતા તે જણાવી આ પ્રમાણે વૈરના અંતને પામીશ.

ઝુલણા.

ગુપ્ત જ્યમ રાખમાં વહ્નિ વશીને રહે, તે દહે દાવથી પાદ મૂકે,
સુમ કરિઅરિ સમો વેશ વસમો ગ્રહી, અસુર આ આવિયો દાવ ચૂકે!
ભીમખડ! તેં અલ્યા મિત્ર મમ મારિયો, ધારિયો નહિ તદા અંત હું કે?
જોઉં છું ખોઉં છું વૈર હું પલકમા, હલકમાં રામ રમતાં ન રૂકે.

## ૧૧. દ્રૌપદી અને ભીમ.

પાંચાલી—( કિંચિત્ ક્રોધાવેશે ) ત્યારે સખિ ? તે તને કહેનાર હજી સુધી કેમ નથી આવતા ? ( સુગંધ આવ્યા જેવો અભિનય કરી) હલા ! આ અલૌકિક પરિમલ ક્યાથી આવતો હશે ? ( સહર્ષ ) સખી, આ શેનો સુવાસ હશે ?

વસંતિકા—બેની ! એ કુબેરના સૌગંધિક વનમાના કમળનો પરિમલ છે. ( નિરાશાનો અભિનય કરી ) બેની ! એ કમળનો સુગંધ અહીં રહે રહે જ સેવાય છે અને કદી કદી કિન્નરો વિહાર કરવા આવે છે કે નભમા વિહાર કરતા જતા હોય છે, અથવા મહાવાયુ વાતો હોય ત્યારે કોક કોક અલૌકિક કોકનદ આટલામા પડેલાં જણાય છે. સખિ! આહા, શું એ કમળની શોભા અને સુગંધ હોય છે ( એવે આઘેથી દ્રૌપદીને દિવ્યામ્બર પે'રેલી જોઇ તેનું વર્ણન કરતો ભીમ પ્રવેશ કરે છે. )

ભીમ—આહા ! વસ્ત્રાલકારને પણ શોભવાનું શું રમણિય સ્થળ મળી આવ્યુ છે ! !

પાંચાલી—( સહર્ષ ) પ્રાણનાથ ! આ અલૌકિક સુગંધ હવણ જ આવવા માડયો છે. તે અવસરે આર્યપુત્રે આવી મને ખરેખર કૃતકૃત્ય કરી છે. પ્રિયતમ ! આહાહા ! કેવો તીવ્ર અને મધુર સુગધ વધારે ને વધારે આવતો જાય છે ! ! ( એટલું બોલી દૃઢાલિંગન દે છે અને એવામા અત્યત વં વાવાથી ધૂળ અને સૂકાં પાદડા આવી બન્ને પર પડે છે અને આખ્યો મીંચાઇ જાય છે, તેથી ભીમ પવન પર ક્રોધ કરી ).

ભીમ—અરે " તારે મન તો શું આ ઘાસ કાંપવા જેવું જ

ભાસે છે કે ? " ( એવે વાતા વાયુથી એક સહસ્ત્ર પાંખડીવાળું કમળ આવી દ્રૌપદી કને પડે છે તેની મધુરતા, કોમળતા, રમણિકતા, અને અલૌકિક સુગંધાદિ જોઇ પાંચાલી તે કમળ કરમાં લઇ ભીમને પ્રસન્ન કરવા તેની કને જાય છે ).

પાંચાલી—પ્રાણપ્રિય ! આપના વીર્યનો મહિમા અગાધ માની વાયુએ પોતાનું ઘોર રૂપ તજી દીધું. અહા ! જુઓ જુઓ કેવો શીતળ, મંદ અને સુવાસિત તે વાવા લાગ્યો છે. પ્રિયતમ ! એટલું જ નહિ પણ તમારા કોપ વેણુથી કંપી તેણે ( કમળ બતાવી ) આ ભેટ તમને મોકલી દીધી છે. સ્વામીનાથ ! શી આની સુંગધ છે ! ! ( એટલું કહી ભીમને પુષ્પ સુંઘાડે છે અને દ્રૌપદીના હાથમાં તે અલૌકિક કમળ જોઇ વસંતિકા ફૂલ વીણવાં મુકી દોડી આવે છે ).

વસંતિકા—વયસ્યા ! આજ કમળની સુવાસ અહોરાત્ર આ વનમાં આવ્યા કરે છે. બેની તારી ઇચ્છા હતી કે આ કમળ કેવાં હશે તે ઇચ્છા વાયુએ તરત જ પૂરી કરી. ધન્ય છે વાયુદેવ ! તમને ધન્ય છે ! ! ( એટલું બોલી વાયુને પ્રણામ કરે છે ).

પાંચાલી—( ધીમેથી ) સખિ ! હવડાં તું જરા આઘી જા; મારે એ જ સંબંધે કંઇ ઉતાવળે કામ કરી લેવા જેવું છે. ( કૃષ્ણાનું એવું બોલવું સાભળી વસંતિકા પુષ્પ વીણતી-વીણતી ચાલી જાય છે ).

ભીમ—જો પ્રિયા એમ છે તો હું તારા કહેવા પ્રમાણે કરું છું. ( એમ કહી ઉગામેલી ગદા મુકી દ્રૌપદીનો એક હાથ ઝાલી તથા બીજે પોતાનો હાથ તેને ખભે મુકી આમ તેમ ફરે છે. )

પાંચાલી—( કમળના બીડયલા ભાગને છૂટો કરતી ) પ્રાણ પતિ ! જુઓ જુઓ કઠણ કાટને કોરી નાખે એવો આ મધુકરનો

ડંખ, છતાં આ કમળની કોમળ અને સુખકર કાંતિ જોઇ એને કાચવાનું ભૂલી ગયો છે એટલું જ નહિ પણ દૃઢ સ્નેહ માની પોતાનો આત્મા પણ એણે અર્પણ કરી દીધો છે.

**ભીમ**—હા પ્રિયા ! સ્નેહ એવો જ છે. કિન્તુ જો તારી ઇચ્છા હોય તો ચાલ્ય જઇ આ સરિતામાં જળક્રીડા કરીએ.

**પાંચાલી**—( વિચાર કરી ) હા સ્વામીનાથ ! ચાલો, પણ જો. ( એટલું બોલી અટકી જાય છે ).

**ભીમ**—પ્રિયાં ' પણ જો ' કહી કેમ અટકી રહી ? કે' કે'. આગળ શું કહેવાની હતી ? ( છતાં દ્રૌપદી બોલતી નથી, તેથી તેને કહેવડાવાનો આગ્રહ કરે છે; દાઢી ઝાલી મુખ ઉંચું કરે છે અને ગલીપચી આદિક અનેક પ્રસન્ન કરવાના ઉપાય યોજે છે ).

**પાંચાલી**—( કાંઇક હસતી અને **ભીમ** કનેથી છૂટી આઘે જવાનું કરતી ) તમે ગમે તે કરોને; મારે કહેવું હશે તો જ હું કહીશ. ( **ભીમ** જોર કરી કને ખેંચે છે. તેથી ખીજવાઇને ) લો કહીએ છીએ. એં તો હું કહેવાની હતી કે, પણ જો પાણી ઉતળા હોય તો જળક્રીડા કરાયની ! " જે ગતિ સહુની તે ગતિ વહુની. "

**ભીમ**—દેવી ! જેમ તારી ઉત્પત્તિ દૈવી છે તેમ અમારી પણ તેવી જ છે. ભલે તારે જે કહેવું હોય તે કે'; તારું રૂપાન્તર દૃષ્ટિએ જોઇએ છીએ તો પછે તારી વાતનું રૂપાંતર કેમ ન જોઇએ ! ( દ્રૌપદીને ઝાલેલી મુકી દઇ ) ઠીક ત્યારે પ્રિયા ! હવે એટલું જ; કેમ ચાલીશું ?

**પાંચાલી**—( ભીમને જતો અટકાવી ) ઓ હો.! રડી રીસે ચડતા ક્યાં વાર લાગે છે ? આર્યપુત્ર ! પંચાનન જેવા પ્રાણી એ

પોતાનાં પારકાં સમજીને ક્રોધી બનવાની જગાએ જ ક્રોધ કરે છે. એમાં અમારો અપરાધ શો છે કે તમારે રીસાઇ જવું પડે છે? તમારા મનમાં જળક્રીડા કરવાનું હોય, અને અમારા મનમાં જો... ( એટલું બોલી નીચું જોઇ અટકી જાય છે ).

ભીમ—( કૃષ્ણાને હને ખેંચી મુખ ઉચું કરી ) પ્રિયા! કે' કે' જેમ તારા મનમાં હોય તેમ ક્રીડા કરીએ. ( એમ કહ્યાં છતાં દ્રૌપદી ન બોલવાથી ) પ્રિયા! કહેતી નથી કે? જો વળી પાછી મને રીસ ચડશે હો!

પાંચાલી—( સસ્મિત ) તે તો હું જાણું છું સ્તો. પણ પ્રિયતમ! " તાણ્યે તૂટી જાય " એ મહાવાક્યનું મેં મનન કરેલું છે. માટે સાંભળો.

ભીમ—પ્રિયા! તું સમયોચિતશાસ્ત્ર શીખેલી પંડિતા છું એ હું સારી પેઠે જાણું છું માટે કે' કે', તારે શું કે'વાનું છે?

પાંચાલી—આર્યપુત્ર એથી એ વધારે બનાવે તો કંઇ ના બનવા જેવું છે? ( દઢાલિંગન દઇ ) પ્રિયતમ! મેં આજ પ્રથમથી જ સ્થળક્રીડા કરવાનું ગોઠવી રાખ્યું હતું અને આપની ઇચ્છા જળક્રીડા કરવાની થઇ. તો તે મરજીનું ઉલ્લંઘન મારાથી કેમ કરી કરાય? જો મેં રખું બોલો તો તમને મારા સમ! તમે જ કો' કે મનમાં ધાર્યું હોય એક, અને બીજું કંઇ થાય, ત્યારે કેવું લાગે?

ભીમ—ઓહિહો! " મારવો ઉંદર અને ખોદવો ડુંગર " પણ પ્રિયા! ચાલ્યને ત્યારે સ્થળક્રીડા કરીએ!! એમાં તે શી એવડી મોટી વાત હતી કે ત્યારનાં રીસામણાં મનામણાં કરાવી રહી છું?

પાંચાલી—આર્યપુત્ર! લીધેલી જક ન મુકનાર કેવા છે તે હું

ન જાણતી હું તો કની. ( સહર્ષ ) જો સ્થળક્રીડા કરવાને આપ ઇચ્છતા હો તો પ્રિયતમ ! ચાલો ચાલો. જુઓ પણે સ્ફટિકશિલા કને વસંતિકાએ કુસુમશય્યા થઇ શકે એટલાં કમળ તોડી રાખ્યાં છે. ( ભીમ તે તરફ જુએ છે અને પછે નદી તીર પરથી પડેલી શિલા કને એકમેકના ખભાપર હાથ મુકી જાય છે ).

ભીમ—અયિ પ્રિયે ! પેલી વસંતિકાને બોલાવી કે કે આ પડેલાં પુષ્પ શિલા પર પાથરી પુષ્પશય્યા તૈયાર કરે.

પાંચાલી—( બૂમ પાડી ) વસંતિકા ! વસંતિકા ! થયું હવે એટલાં, ચાલ્ય વે'લી અહીં આવ્ય. આર્યપુત્રે મારા મનમાન્યું કરવાનું સ્વીકાર્યું છે તો મારે પણ તેમનું મન સત્વર મનાવવું જોઇએ. ચાલ્યને અલિ ! તને ય કેટલી વાર લાગે છે તે ! ( એમ બોલી અને ભીમનો હાથ ખભેથી ખસેડી નાખી આવતી વસંતિકાના સામી થોડેક સુધી જાય છે ).

વસંતિકા—વયસ્યા ! આથી તે કેટલી ઉતાવળી આવું ? મને જો પરમેશ્વરે પાંખો આપી હોત તો હું આથીએ વે'લી આવી શકત !

પાંચાલી—( વસંતિકા કનેથી અર્ધાં ફુલ ઉચકી લેવા જેવું કરી ઊભી રે' છે અને તેને ભીમ ન સાંભળે તેમ કાનમાં આ પ્રમાણે કે' છે). અલિ વસંતિકા ! તું અહીંથી આઘી ખસતી નહિ હો. જો તું અહીંથી કંઇ આવી પાછી જઇશ તો વાત મારી જશે અને અલૌકિક કમળ કોઇનાથીએ આણી આપી મારૂં મન પ્રસન્ન કરી શકાશે નહિ. જો લાવવા ધારે તો એ જ લાવી આપે એવા છે.

ભીમ—પ્રિયા ! ત્યારની તહીં કેમ ઉભી થઇ રહી છું ? એ ધણીએ લાવશે. ચાલ્ય ચાલ્ય વે'લી ચાલ્ય.

પાંચાલી—પ્રાણનાથ ! આવીને ! આ તો મેં જાણ્યું કે એ

બિચારીએ આટલી બધી મેહેનત કરી કુસુમ ભેગા કરી આણ્યા છે ત્યારે તે હું વેહેલી વેહેલી લેઇ આવું.

ભીમ—વસંતિકા ! આ પડેલા કમળ અને બીજાં સુવાસિત સુમનો વે'લા વે'લા આ સ્ફટિકશિલા પર પાથરી દે.

વસંતિકા—(નીચે પડેલા ફુલ શિલા પર પાથરી) આર્યપુત્ર ! હવે મારી સખી સહ અહીં બિરાજો.

ભીમ—(ભીમ શિલા પર બેસે છે અને દ્રૌપદીને આઘી ઉભી રહેલી જોઇ ખેંચી ત્યાં બેસાડે છે) પ્રિયા ! આમ .શરમાય છે શું ? વસંતિકા એ તો તારી જ છેને ! એની તે આટલી બધી શરમ હોય ?

પાંચાલી—પ્રિયતમ ! આ કમળ કેવું છે ? એવા જ કમળની શય્યા પર શયન કરવાનું હોય તો કંઇ બાકી રે' ખરૂં ?

ભીમ—(તે કમળને જોઇ) પ્રિયા ! આતો દેવતાઇ કમળ છે. કાલે જ આશ્રમમાં વાત નીકળી'તી કે જેનો વાસ આવે છે તે કમળ મનુષ્ય પ્રાણીને દુર્લભ છે.

પાંચાલી—ઠીક આર્યપુત્ર ! તમે ય "ચાલતી ગાડીમાં બેશી જાવ તેવા છો." મેં કમળ બતાવ્યું ત્યારે તમે કહ્યું કે એ તો ન મળી શકે તેવું છે! પણ પૂછનાર કોણ ? કે'નાર કોણ ? એમાંનું કશું હશે, કે હાથ પગ વગરની વાત અહીં ગોઠવી દીધી ?

ભીમ—પ્રિયા ! મને આવતો સુવાસ મોહક લાગ્યો અને તારે કાજે તે કમળ લાવવાની મારી ઇચ્છા થઇ તે પરથી મેં પૂછ્યું અને લોમશ મહર્ષિએ મેં કહ્યો તેવો ઉત્તર વાળ્યો. એમા તે શી મોટી વાત હતી કે તને પે'લેથી.તે છેલ્લે સુધી માંડીને કે'વી જ જોઇએ ?

પાંચાલી—પ્રિય પતિ ! આમ સે'જ વાત કરતામાં ચડી શેના

જાય છે તે ? જો તમે મારે કાજે, આવતો સુવાસ લેઈ કમળ લાવવાની ઇચ્છા કરી, તો હું પણ જો આર્યપુત્રની અભિરૂચિ હોય તો મુનિ કુમારિકાઓ એક વનમાં મન પ્રસન્ન થાય તેવું નૃત્ય કરે છે તે કરી બતાવું. પ્રિયતમ ! તે હું કાલે જ પૂરેપૂરૂં શીખી રહી છું.

વસંતિકા—હા હા સખિ ! એ નૃત્ય આર્યપુત્રને બતાવવા જેવું છે; માટે કરી બતાવ્ય કરી બતાવ્ય.

**ભીમ**—પ્રિયા ! જવા દેને ! નૃત્ય કરવું હોય તો તેનાં અનુકૂળ સર્વ સાધન જોઇએ. ( એવે કને પડેલાં મૃદંગ પર નજર જવાથી ) આ મૃદંગ તો અહીં છે, પણ ઘુઘરા વગેરે જોઇએ તે આ વનમાં હોય શેના અને મળે ય કંઇથી ? પ્રિયા ! એ નૃત્ય હું અવસ્ય અનુકૂળ પ્રસંગે જોઇશ.

**પાંચલી**—પ્રાણનાથ ! નૃત્યને માટે વાદિત્ર્યાદિ સાહિત્ય જેટલું ન હોય તેટલું ઓછું જ સમજવું. તેમ એકલા મૃદંગવડે પણ બની શકે ખરૂં; અરે મૃદંગે ન હોય તો ચાલે; માત્ર ઘુઘરા જોઇએ, તે જુઓ તો ખરા, હું ત્યાંના કરતા ય સારા તમને અહીં ને અહીં આણી બતાવું છું. ( એટલું કહી નદી ભણી જઇ ખડખડતા ઘુઘરા વીણી લાવે છે. )

વસંતિકા—સખિ ! અહીં આવ્ય અહી આવ્ય. આ શિલાની પાછળ જે નર્યા ઘુઘરા છે. અહીં તે એની શી ખોટ બળી છે. ( દ્રૌપદી આવે છે અને **ભીમ** ઘુઘરા કેવા હશે તે ઉંચો થઇ જુએ છે. )

**પાંચાલી**—( ઘુઘરા બતાવી ) આર્યપુત્ર ! જુઓ જુઓ આવા ઘુઘરા તો આપણે ત્યાંના ય વાગતા નથી.

**ભીમ**—( ઘુઘરા જોઇ નિઃશ્વાસ નાખી ) ભલે પ્રિયા ! એ બાધી

નૃત્ય કરો વારૂ જોઇએ તો ખરા કે મુનિ કુમારિકાઓનું નવું નૃત્ય તમે કવું શીખ્યા છો ! પણ વધારે વાર થાય નહિ હો

પાંચાલી—પ્રિયતમ ! જરાકે વાર થવાની નથી, જુઓ તો ખરા ગમ્મત પડશે અને મને તમે નિત્ય એનું એ જ કરવા કે'શો

વસંતિમ—( ઘુઘરા બાજર પગે બાંધી રહ્યા પછી ) લે સખિ ઉઠય હવે નાચી બતાવ્ય જો જે ધારી રાખેલું ભૂલી જતી

પાંચાલી—અરે એ તે ભૂલાતું હશે કે? ( એટલું કહી આ પ્રમાણે અભિનયપૂર્વક ગાય છે અને નાચે છે )

ભીમ—પ્રિયતમા ! ધન્ય છે ધન્ય છે ! મુનિ કુમારિકાઓનું અનુકરણ કરવામાં તું પૂરેપૂરી પાર ઉતરી ગઇ છું ! ! પ્રિયા ! તે આટલી બધી નિપુણતા આ શીખવામાં ક્યારે સંપાદન કરી ? કે', કે' તો ખરી ! નૃત્ય કરતાં તે જે ચપળતા દર્શાવી છે તેનું વર્ણન થઇ શકે તેવું નથી ! ! પ્રાણપ્રિયા ! માગ માગ્ય જા તું જે માગે તે તને મે આપેનું જ છે એમ તારે જાણવું અહા ! તે આ કાર્યમાં શી નિપુણતા સંપાદન કરી છે ! માગ્ય માગ્ય, પ્રિયા ! શું મારી કને માગવાની ઇચ્છા છે ?

પાંચાલી—પ્રાણનાથ ! મે કંઇ માગ મનની ઇચ્છા પૂરાવવા આર્યપુત્રને નૃત્ય કરી બનાવ્યું નથી આ તો ભલા મેં કું એ નાચ હું શીખી રહી'તી ત્યારે તમને બતાવું હોય તો ઠી ! આર્યપુત્ર ! માગ્ય માગ્ય કરી રહ્યા છો તે મારી મશ્કરી તો નથી કરતા ? પણ પ્રિય આ નાચ શીખવા માંડયાને ગને બે દિવસ થયા છે ! !

ભીમ—( સહર્ષ ) પ્રિયા ! એટલા જ માટે હું તને સ્વેચ્છિત પારિતોષ આપવા પ્રવૃત્ત થયો છું માગ્ય માગ્ય, જે તારી ઇચ્છામાં હોય તે માગી લે.

પાંચાલી—આર્યપુત્ર! આપ એમ ન સમજશો કે આ હું બદલો વળાવવાની ઇચ્છા કરૂં છું. પરંતુ આપણાં દુઃખનો વીસારો પાડવાને તમારા અતિ આગ્રહથી હું માગું છું કે, પ્રાણપતિ! આવાં (દિવ્ય કમળ દેખાડી) સહસ્ર સરોજ આણી આપી મને પ્રસન્ન કરવા ઇચ્છતા હો તો કરો.

ભીમ—(આશ્ચર્ય) અરે! એ અલભ્ય અરવિંદ કિયે પ્રકારે લાવી શકાય? કદાપિ તેમ છતાં જીવને જોખમે આણ્યાં તો તેનો ઉપયોગ કેટલી ઘટિકા લેવાનો! પ્રિયા! એવું હાસ્ય કરવું જવા દેઇ જો માગવાની ઇચ્છા હોય તો આપી શકાય તેવું કંઇ માગ્ય.

પાંચાલી—(સકોપ) આર્યપુત્ર! ત્યારે કિયે મોઢે બોલ્યા'તા કે જે ઇચ્છા હોય તે માગ. હવે આપી શકાય તેવું કંઇ માગ્ય, એ બોલ બોલનાર શું પાંડુનંદન જ છે કે? આપનારે માગનારનું મન પ્રસન્ન કરવું એટલું જ કાર્ય કરવાનું છે. તે તેનો કેવો અને કેટલો ઉપભોગ કરશે તે આપનારને જોવાનું નથી.

ભીમ—(એકદમ કોપાવેશમાં આવી) અરે તારાં કમળ સેજે. "આળા રૂપો તેનાં કુસુમ લેશે," કંઇ તેને શિખાને સ્પર્શ કરવાનો અધિકાર નથી. 'પાંડુનંદન જ કે'? એવા શબ્દ બોલનારમાં જો કોઇ જીવતું રહ્યું હોય તો કૃષ્ણા જ રહી છે એમ સમજવું. સત્પાત્ર દ્વિજ કોઇ દક્ષિણા આપી તેથી તે ગ.ન કરે વા મધ પીયે તેનું આપનારને શું સ્નાનસૂતક છે?

પાંચાલી—પ્રિયતમ! કિંકરીનો અપરાધ થયો હોય તો તે ક્ષમા કરશો. તમે જે સત્પાત્ર દ્વિજદક્ષિણાનું વાક્ય બોલ્યા તેટલું જ મેં કહ્યું છે. મેં જે કમળ મંગાવ્યા છે તેનો ઉપભોગ આપની સાથે વિહાર કરવામાં જ કરવો છે. છતાં તમારાથી તે ન લાવી શકાય તેમ હોય

તો આ " ઘરના ભૂવા અને ઘરના જાગડિયા છે " એટલે બોલ્યું અબોલ્યું કરવામાં કંઇ બેસરણુ બેસવાનું નથી.

ભીમ—અલં. તારે તારાં માગેલાં કમળ જોઇએ છીએ એટલું જ છેકની, કે મને વાક્ચાતુર્યથી વેધવો અને તે મારે સહન કરવું, એવું બીજું વરદાને કંઇ માગી લીધું છે! વસંતિકા! તમે આશ્રમમાં જાવ, હું કમળ લેઇ આવું છું. ( એવે ભીમને શોધતો અને આમ તેમ જોતો સ્મરવર્ધક પ્રવેશ કરે છે ).

સ્મરવર્ધક—અહો આર્યપુત્ર તો અહીં છે ને શું? મહારાજ! વત્સે ઘટોત્કચે પૂછાવ્યું છે કે આજ મખમૃગ લેવા તમે જશો કે હું જઇ લેઇ આવું? વળી મહારાજા યુધિષ્ઠિરે કહ્યું છે કે આજ ક્યારના વૃકોદર કયાં ગયા છે? માટે મહારાજ ચાલો, તેમને મળી પાછા આવવું હોય તો આવજો.

પાંચાલી—" હુંઠી ચૂડો પે'રવા ગઇ ત્યારે મરડિયો આંટો પડયો " " ભાવતું'તું ને વૈદે કહ્યું. " આર્યપુત્ર! જાવ જાવ, એ લાવવાનું કામ કઠણ છે તો. સ્મરવર્ધક! તું મારો જેવો વાલેશરી છું તેવો વાલેશરી મારો આખા વિશ્વમાં બીજો કોઇ નથી!

ભીમ—પાંચાલી! મેં મુખખાદ્ય આપવાનું કહ્યું છે એટલે તને સહુ પે'લી પ્રસન્ન કરીશ. અલ્યા સ્મરવર્ધક! જા જઇ ઘટોત્કચને મખમૃગ લાવવાનું કે' અને મહારાજાને વિદિત કર્ય કે વૃકોદર આ વનમાં રમણિક સ્થળ જોવા ગયો છે તે અધુના પાછો આવશે. જો અલ્યા! બીજું કંઇ કે'તો નહિ હો.

સ્મરવર્ધક—અમારી તો બંસારાત બીજું ને ત્રીજું કે' છે કે જાણે ય છે. " જેમ નચાવે તેમ નાચીને! " દેવિ! મંત્રાનંદ સમયે અમને બાલ્યા હોત તો આજ આમાંનું કંઇએ રે'ત નહિ.

વસંતિકા—અલ્યા વાહ રે ! તને એકલાને જ બોલતાં આવડે છે કે શું ? " પ્રસન્ન થયેલું શ્વાન સુખ ચાટે અને કોપે ત્યારે પગ તોડે. " એમ ક્રિયાને વખોડે અને ક્રિયાને વખાણે ? જા તું તારે જ્યાં જતો હોય ત્યાં.

સ્મરવર્ધક—વાહરે બહુકાણી ! તમે તો પહુકાણી કરવાનું શીખ્યાં ને શું ? જે જે કોઇ બટાણી કરી ના દે હો !

ભીમ—વયસ્ય ! હવે કંઇ પણ બોલ્યા વિના દેવીને આશ્રમમાં લઇ જા. હું થોડા સમયમાં ત્યાં આવું છું એમ કહેજે. પ્રિયા ! તારા બોલ્યા સાથું ન જોતાં તને પલક વારમાં પ્રસન્ન કરી જાણજે, (કૃષ્ણા કને જઇ કાનમાં ) પણ મારા આ કમળ લેવા ગયાની વાત મહારાજા ન જાણે તેવી વ્યવસ્થા કરજે. ( એવે ત્યાં વિદ્યાધર પ્રવેશ કરે છે ).

વિદ્યાધર—( દ્રૌપદીને જોઇ ) મહિષીને સત્વર બોલાવી લાવવા મને મહારાજે તથા ધૌમ્યાચાર્યોએ મોકલ્યો છે.

પાંચાલી—( નમન કરી ) હા દ્વિજદેવ ! હું આ આવી. પ્રિયતમ ! વે'લા આવજો; હવે હું જાઉં છું. ( એટલું બોલી જતા ભીમને જોતી જોતી સહુ સાથે ચાલી જાય છે ).

## ૧૨. ભીમ અને હનુમાન.

વાયુદેવ—અહો ! મોહગ્રંથી બાંધતા બંધાઇ તો પછી તે છોડવી મહા કઠિન છે. ક્ષેત્ર પારકું અને તેમાનું ધાન્યરૂપી ધન પણ મનાય પરાયું છતાં સ્વામિત્વપણાની ચિંતા રાખી સુખભોગ તજનારને કેવો કહેવો જોઇએ ! "હાથનું કંકણ જોવા દર્પણની શી આવશ્યકતા ?" કેવો કેવો જોઇએ એવી શંકાનું સમાધાન એ જ કે તેને મારા જેવો માનવો. અરે ! ત્યારે શું હું દેવ થઇ આમ મોહના પાશમાં આવી પડું છું એ ઉચિત છે ? કિંવા એ તો એમ થતું જ આવ્યું છે.

સ્ત્રિણી છંદ.

ભીષ્મને કાજ આઠે વસુ ઉચ્ચરૂ,
પાર્થને કાજ પુરંદરે શું કર્યું;
કર્ણને શર્મદા કુંડળો અર્પિયાં,
આચરે એમ સૌ અંગ આ તર્પિયાં.

જો એમ જ છે તો મારે પણ જઇ વૃકોદરનો નાશ ન થાય તેવા ઉપાયની યોજના કરવી જોઇએ. ( વિચાર કરી ) અરે ! પણ એ એવો ઉદ્ધત અને સ્વપરાક્રમના વર્ગવાળો છે કે હું તેને ભય બતાવી જે માર્ગે જવા ના કહીશ તો તે તે જ માર્ગે જવા સજ થશે. અરે એમાં હું વિચાર શેનો કરૂં છું ? જો એવો પુત્ર છે તો જ હું મારાં સર્વ કાર્ય તજી તેનું રક્ષણ જેમ થાય તેમ કરવા એક પદે થઇ રહ્યો છું. શાસ્ત્રની સાક્ષી જોઇશું તો તે પણ એવી જ નીકળશે કે પુત્ર જોઇએ તો એવો જ જોઇએ. જેમ કેઃ—

ઇંદ્રવિજય.

વલ્લભ પ્રાણથકી પણ વલ્લભ, સુલ્લભ પુત્ર પિતા શું કમાયો ?
બાપ તને નવ તાપ કરે તન તાપ નિવારણ તેન વંચાયો:

આપથી આપ ઝગે જગ ભીતર, ધન્ય પિતા સહુ ઠામ મનાયો,
ભીષણ ભીમ મહાભડ માંવર, ધન્ય હુ ધન્ય હુ સુત સહાયો

એ સબધ જોતા તો હુ સર્વે પ્રમાણે ભાગ્યશાળી જ અને નિશ્ચિત જ છુ. તથાપિ જેમ તેનનુ રક્ષણ પોષણ રક્ષને કાઇ પણ ન જણાવતા કર્યા કરે છે તેમ જ મારે પણ એ ન જાણે તેવી રીતે એનું રક્ષણ કરવુ ઉચિત છે ( નિશ્વસ નાખી ) અરે ! પણ હુ કિયો પ્રકાર યોજુ કે એ મદોન્મત માતગ સૂતતુથી બંધન કરી શકાય? જો ઉન્માર્ગે જઇ ચઢો તો અવશ્ય એનો નાશ થશે અને આ માં ઉન્માર્ગ છે તેમ ભયવાળો છે એવુ એને કે઼ઇ મ્હેશે તો તે અવશ્ય તે માર્ગે ગયા વિના રે'શે નહિ ( સામરી આવવાથી ) હા ! હા ! ઠીક, જો આમ કર્યુ હોય તો લોહકાર ને લોહ મઝે જયપરાજયનો સશય દૂર થાય ખરો અને કદી એક એકમા હારજીત થાય તો તેનો વિધિનિષેધ પણ ગણાય નહિ ખરો લાભ્યને ત્યારે એમ જ કરૂ. ( એરે કોણ છે કોણ એ? એવી ભીમની ગર્જના શ્રવણ કરી અને તે ઘણું દૂર જઇ પોચ્યો હોય એવુ જાણી પોતે સત્વર ચાલી જાય છે )

ગાઢ ગિરિ કરાડમા બેઠેલા હનુમાન તથા વાયુદેવ પ્રવેશ કરે છે.

વાયુદેવ—વત્સ વાનરવર્ય ! તારે મને પ્રસન્ન કરવા એટલુ કાર્ય અવશ્ય કરવુ, અધુના એ આ માર્ગે જવા આતુરી જોતે હો, જો અલ્પ અસાવધપણુ રાખીશ તો તે નિશ્ચે આ નાકપથના નાકાને વટાવી જશે ! મે શુ કહ્યુ, અને એને કેમ અટકાવનો, એ સર્વ તું સારી પેઠે સમજ્યોકની !

હનુમાન—( નમન કરી ) હા પિતાશ્રી ! સમજ્યો. હવે તમે એ કાયની ચિંતાથી નિવૃત થશો તોં પણ નભશે

વાયુદેવ—વત્સ ! તારૂં કલ્યાણ થાવ. હવે એ આવી પોં'ચે ત્યાર પે'લાં મારે અહીંથી જવું જોઇએ, માટે હું આ કાર્યનો સર્વ ભાર તારે શિર મુકી જાઉં છું. ( એવે વિચતને વિદારી નાખે એવો ભીમનો સિંહનાદ સંભળાય છે અને વાયુદેવ તે નજીક આવ્યો એમ હનુમાનને બતાવી ત્યાંથી આકાશમાં ગતિ કરે છે. )

હનુમાન—આજ મારો હર્ષઉદધિ અંતરમાં શી રીતે સમાઇ શકશે ?

માલિની વૃત્ત.

અતિજ લઘુવયીને, આજ હું ભેટું ભાવે;<br>
અમળ કમળ લેવા, માનવી ધન્ય આવે;<br>
પ્રિય સુખકર જેને, હોય સંબંધી ભાઇ;<br>
( વળી ) પ્રબળ જગત માને, ધન્ય તેની કમાઇ.

ભીમ—અરે કમળવન હજી કેટલે આઘે છે ? કને કેમ આવતું નથી ! હાં હાં ! શું દેવ લોકો મારા કાર્યના અંતરાયભૂત થાય છે ? અસ્તુ ! તેમણે આ મારી યુદ્ધ વધાઇ શ્રવણ કરી , સાવધ થયું ! ( ઇત્યાદિ વીર વચન બોલી જોરથી શંખ ફુંકે છે અને પછી સિંહગર્જના કરી સ્વજંઘાનું આસ્ફોટન કરે છે. )

હનુમાન—( સિંહનાદ શ્રવણ કરી તથા તેથી નિપજેલું પરિણામ જોઇ ) ધન્ય છે ! માનવ ભ્રાતા ધન્ય છે ! ! તારો સિંહનાદ દશે ય દિશામાં પૂર્ણપણે પ્રસરી ગયો છે અને તેના પ્રતિધ્વનિથી ગિરિની ગુફામાં નિશ્ચિંત-સુપ્ત રહેલા સિંહ ભયગ્રસ્ત થઇ પીડિત પોકાર કરતા આમ તેમ નાસાનાસ કરી રહ્યા છે ! અને એ પંચાનનોના ઘોર શબ્દ શ્રવણ કરી મતંમાતંગો પણ ચીસો નાખતા અને નાસતા જણાય છે. અરે શાખામૃગો, મૃગો અને બીજાં એવાં જ અલ્પ વીર્ય

પ્રાણીઓની તો અવદશા જ બેઠી છે! રે કેવાં એ વૃક્ષપરથી પડે છે! કેવાં મરે છે! અને કેવાં તરફડે છે! ધન્ય! છે વીર! ધન્ય છે!! તારા સિંહનાદને ધન્ય છે!!! કિંતુ અટ તારા અગ્રજનો અલ્પ પુચ્છપ્રહાર હવે તું શ્રવણ કર, શ્રવણ કર. (એમ કહી હુપકાર શબ્દ સાથે પૃથ્વીપર પુચ્છપ્રહાર કરે છે.)

ભીમ—(શરથી વીંધાયલા સિંહ જેવો કોપ ધરી) અરે હા! આ વૃકોદર વીર છતાં વસુંધરા કેમ નિર્વીર્ય થઇ નથી. (ગદાને જોઇ) હે ગદા, આ શબ્દ કરનાર અવશ્ય તને તથા મને સંતોષ પ્રાપ્ત કરશે! માટે સાવધ રે' સાવધ,

હનુમાન—(ભીમને ઉતાવળે આવતો જોઇ.) હવે મારે આ સ્વર્ગના માર્ગને રૂંધી રાખવો જોઇએ. જો એ આ માર્ગે જશે તો અવશ્ય એને શાપ થશે અથવા મહાઅપમાન થશે. આ માર્ગે મનુષ્યો ન જઇ શકે એવું એ જાણતો નથી, માટે મારે હવે અહીં આમ કરવું જોઇએ. (એમ વિચાર કરી ગાઢ કદલીવનના તે માર્ગની મધ્યોમધ્ય નિદ્રાયુક્ત થઇ તે સૂઇ જાય છે).

ભીમ—અરે એ શબ્દ કઇ દિશામા થયો એ મારા લક્ષમાં રહ્યું નહિ, તો હવે મારે તે શબ્દ કરનારને ક્યાં જઇ શોધવો? (વિચાર કરી) પણ મારે શોધવાની આવશ્યકતા છે? જો તે સિંહનાદ કરનાર સિંહ હશે તો મારી સાથે આવી યુદ્ધ કરશે અને પિંડપોષક શૃગાલ હશે તો સંતાઇ પેસશે.

હનુમાન—(અંકુશે હણેલા હાથીની પેઠે ભીમના તે શબ્દ ન સહન થયાથી) અરે શું? એ મારીએ અવગણના કરવા લાગ્યો કે? (એમ કોપ કરી ઉર્દ્ધ્વજ સરખા પોતાના પુચ્છનો પુનરપિ પૃથ્વી પર ઉર્દ્ધ પ્રહાર કરે છે).

ભીમ—( સાવધ થઇ ) હાં દેખાય છે તો સિંહ; શૃગાલ નથી. આહા ! શી એની ગર્જના ! ધન્ય છે વીર ધન્ય છે !! તારા આ એક શબ્દથી એકે કાળે આટલા વાનાં થયેલાં આજ હું પ્રથમ જ જોઉં છું. જેમકે—

દુમિલાછંદ.

જ્યમ ગાય સુણી સ્વય વચ્છતણો સ્વર, સન્મુખ શબ્દ કરે જેવો,
ત્યમ ગિરિગુફા આ પરથા પકડી, હા પૂરે છે સ્વ તેવો;
શા શબ્દે પર્વત શિથિલ કર્યા છે, શિખરો તૂટયાં સ્વર કેવો !!
હા ધન્ય તું ! ધન્ય તું વીર ! પ્રકટ થા, લાખેણો લાવો લેવો !!

( એટલું બોલી હર્ષયુક્ત થઇ તે શબ્દ કરનારને શોધતો આમ તેમ ફરેછે ).

હનુમાન—( મંદ સ્વરે ) અહો મહાકાય ! તારૂં શું ખોવાઇ ગયું છે ? તું શું શોધે છે ? આવ્ય અહીં આવ્ય. હું તારૂં દુઃખ દૂર કરીશ, અને તારૂં જે ખોવાયું હશે તે તને ખોળી આપીશ. તું એટલુંય નથી જાણતો કે " ધેડા જ ગાડા વાળે " કે " ધેડા વિના ગાડા ન જ વળે. "

ભીમ—( સઆશ્ચર્ય ) અરે તું કોણ છે ? શું વાનર ! અને તેને વાચા !! અહો શાખામૃગ !! કેં કે આવા અવર્ણનીય સ્વરૂપવાળો તું કોણ છે ? કોણ છે ?

ચામરવૃત્ત.

વીજળી સમાન છે પ્રકાશ તાહરો હરિ;
[illegible]

વીજળીપાતના સમાન વાણી વીર, તાહરી,
ચંચળાઇ ચંચળા સમાન તાહરી ખરી.

અપ્રિય—

સાથિયા સમાન ભુજ બે મહાન ગોઠવી,
તે પરે રહ્યો છું પોંછું નાનું મુખ ઓઢવી;
સ્કંધ દીર્ઘ ને હ્રદે વિશાળ તારૂં વાનરા !
રક્ત વક્ત્ર કોણ છે તું કોણ ? શે પડ્યો ધરા ?

આ પ્રકારે તેને પૂછ્યા છતાં જ્યારે તેણે કાંઇ પણ ઉત્તર ન આપ્યો કે આંખ સરખીએ ન ઉઘાડી ત્યારે ભીમે એકદમ કોપાવેશમાં આવી દીર્ઘ સિંહનાદ કર્યો જેથી અનેક પશુ પક્ષી તરફડી પૃથ્વી પર પડવાં લાગ્યાં તે જોઈ હનુમાને પોતાની પીળા રંગની બે આંખો કિંચિત્ ઉઘાડી, તેના પર ક્રૂર દૃષ્ટિ કરી આ પ્રમાણે કહ્યું:—

હનુમાન—અરે ભલા માણસ ! તું કોણ છે ? હું મારી વેદનાથી વ્યાકુળ થઇ હવડા જરા સુઇ રહ્યો તો તે મને તેં શા કાજે જગાડ્યો ? શું તું માનવ છે ? માનવો તો સર્વ પ્રાણી પર દયાવાન હોય છે તે આમ બૂમો પાડી નિરપરાધી પ્રાણીઓનો ઘાત કેમ કરે ? અમે પશુ જાતિ કદાપિ ધર્મને ન જાણીએ, કિંતુ તારા સમાન મહાન મતિમાન મનુષ્ય આવું દૂષિત અને પુણ્યને હરનાર ક્રૂર કર્મ કેમ આચરે ? હા હા ઠીક, જે કરવાનું છે તે તે ત્હેં જ નથી. શ્રવણ કર શ્રવણ કર !

વસંતતિલકા.

વૃદ્ધો તણી નવ કરી, નર ! સેવના તેં,
ધર્મો ન ધ્યાન ધરિયા, મતિના વના તેં,

ગર્વિષ્ટ શિષ્ટ ! થઇ તેં, મૃગ આદિ માર્યા,
પ્રપિષ્ટ ! ઇષ્ટ મળિયું ? વધ અર્થ સાર્યા ?

અપિચ—

કે' કેમ માનવતણા, વનમા તું આવ્યો ?
આ દેવલોકપથ શે, મનમા તું લાવ્યો ?
નિશ્ચે મરે ન ઉગરે, ખરી વાત મારી,
વિશ્વાસ રાખ્ય વળી જા, મનમાં વિચારી.

કે' કે' તારે કંઇ ભક્ષણ કરવું છે ? જો એમ હોય તો હું તને સ્વાદિષ્ટ ફળ આપું તે ભક્ષણ કરી ચાલ્યો જા. મૃત્યુને વશ મા થા મા થા ! અરે દીન માનવ ! મને તારી દયા આવે છે ! કે' તું કોણ છે કોણ ?

**ભીમ**—( સકોપ ) એ્સ્ય ધર્મિષ્ટના દીકરા ! કે' તું કોણ છે ? શા કારણથી વાનરનું સ્વરૂપ ધારી મોટો ધર્મવેત્તા થઇ બેઠો છે ? હું કોણ છું તે તારે જાણવાની જીજ્ઞાસા છે તો શ્રવણ કર, શ્રવણ કરઃ—

ઇંદ્રવજ્રા.

ક્ષત્રિય જાતિ, કુરૂ કુલ મારૂં
હું ચંદ્રવંશી, વીરહાક મારૂં;
વાયુ પિતા, માત જ કુંતિ વારૂ !
કે' વાનરા ! કેમ સુને તું વારૂં '

અપિચ—

છે ભીમ તો નામ ભલા ! અમારૂં,
હું દ્રોણનો શિષ્ય તને વિસારૂં;
જો વીર તું ધીર હવે ન હારૂં,
તો તો ખરેખાત તુંને હું મારૂં.

હનુમાન—શું તું તને પોતાને જ બલિષ્ટ માને છે? તો તું મારી જાતિ અને મારા ધારેલા વિચાર શ્રવણ કરઃ—.

સેનિકા છંદ.

વાનરાની જાત મારી જાણ તું,
માન્ય મારૂં ને બચાવ્ય પ્રાણ તું;
ના હુંથી વિરોધ વાત આણ તું,
ના કરી શકે કદું પ્રયાણ તું.

ભીમ—હું મને પોતાને જ બલિષ્ટ શિષ્ટ કે વરિષ્ટ માનું છું તે પ્રસંગવશાત્ જણાશે, કિંતુ અધુના તો તારે આટલું જ કરવું જોઇએઃ—

રથોદ્ધતા.

જો વિરોધ તુજથી કદી થશે,
ના ભયી અભયી ભીમ આ હશે;
ઊઠય તું પથ થકી હવે અલ્યા!
જાય જીવ નવ શિવ છે ભલા.

હનુમાન—

વ્યાધિયે કરી કુલેશયુક્ત જ થયો, મારે ન ઊઠી શકું,
જો જવાની જરૂર હોય બળિયા! તો હું ન રહી શકું?
ઉલ્લંઘી મુજને સુખે પરવરો, શું રહી ગ્રહી શકું?
આ તો વૃદ્ધ અમે કહ્યું સહુ ખરૂં, ઊઠી ન લુઠી શકું!

ભીમ—

જો નિર્ગુણ મહા પ્રભુ સરવના, અંગે રહ્યા વ્યાપીને,
વિજ્ઞાને કરી જાણું રૂપ વિભુનું, માપે લહ્યા માપીને;

જો ના જાણું તદા જરૂર જરૂરે, મારૂતિરૂપે કરી,
ઉલ્લંઘું ગિરિના સમેત તુજને, શંકા કરું છું પરી.

હનુમાન— શિખરિણી.

હનુમાને ભાખે, ઉદધિ ગણિયો ગોપદ સમો,
અનુમાને ના'વે, સમરથ હરિ એહ વસમો;
કદા તું જાણે જો, ચરિત બળ સૌ મારૂતીતણું;
તદા તું કે' મુને, નરવર ગણું ભાવથી ભણું.

ભીમ—

પ્રશંસા પામેલો, મતિબળ વિષે મારૂતિ હરિ,
ઉલંઘ્યો અબ્ધિ હા, નમન ગણુના યોજન ધરી;
નહિ કોઇ એવો, દશરથ કુળે કીર્તિ અરપી,
હરિ ! હું તેનો છું, વડવીર ભલો ઉદય કરપી !

હનુમાન—

અરે ક્યાં મારૂતિ ! વદન વદિયો કામ કરવા,
અરે શેનો ફૂલે ? નવ મન મને કોની પરવા !
હશે ભ્રાતા તારો, જળધર મહાગુણ ગરવા;
વદ્યું તારૂં તેમાં કશું નવ દિસે ધ્યાન ધરવા.

ભીમ—

પ્રતાપી માં'તાપી, વદન વદું છું કોપ જ ઘણે,
અમો ભ્રાતા જેવા, અધિક મનમાં શો નવ ગણે ?
હવે આવી પોં'ચ્યું, સ્મરણ કર્ય તું શંભુનું સદા,
ઉઠોં કે' ના ઉઠો, મરણ ન મુકે હું યકી કદા.

હનુમાન— ગીતિ.

વીર તારે વેણુ, કંપે કાયા કહું પરૂં ભુજને;
શક્તિહીન થયો છું, માટ ખસેડી ભલે મળો સુજને.

**ભીમ**—( સકોપ ) શું ત્યારે તું તારી પોતાની મેળે નહિ જ ખસે, એમ તારૂં કહેવું છે ? હું તારૂં આ લાંગૂલ પકડી તને ખસેડી ચાલ્યો જઉં ? પ્રાણીને નીપજાવનાર પરમેષ્ઠિ જેટલા માનપાત્ર મનાય છે તેટલા જ કે તેથી વધારે પ્રાણીનો સંહાર કરનાર શંકરદેવ પણ મનાય છે. ( ઇત્યાદિ બોલી તે વાનરને નિર્બળ ધારી નાશ કરવાના હેતુથી ડાબે હાથે તેનું પૂછડું પકડી ખેંચવા માડયું, પરંતુ તે લેશ માત્ર હાલ્યું નહિ. ).

**હનુમાન**—અહો મહાવીર ! રણધીર ! શૂરવીર ! જરા સાચવીને મને ખસેડજો ! હું ઘણો જ શક્તિહીન થયો છું ! ભાઇ તું કાંપે છે કેમ ? શું લાંગૂલ તારાથી નથી ઉંચકાતું ? ના ના એમ હોય નહિ ! ! આ કાળમા તારા જેવો યોદ્ધો અમે સાભળ્યો નથી ! તેનું બળ આટલું કેમ હોય ?

**ભીમ**—( ભ્રુકુટિ આદિ ચઢાવી અત્યંત કોપ કરી ) મૂઢ મર્કટ ! ઉપહાસ કરી લે; અને જેનું ધ્યાન ધરવું હોય તેનું ધરી લે, ધરી લે. ( એટલું બોલી બે હાથેથી તેનું પૂછડું પકડી અત્યંત બળ વડે ખેંચવાનો યત્ન કરે છે અને તે જ્યારે રજમાત્ર પણ હાલતું નથી, ત્યારે નિઃશ્વાસ નાખી તે વાનરની પ્રશંસા કરે છે. ) અહો ધીરવીર ! તું સાક્ષાત્ શંકર, બ્રહ્મા કે વિષ્ણુ પણ નથી. ઇંદ્રાદિ દેવોનો પરાભવ તો અમે કરેલો જ છે એટલે તું તે છે એમ પણ મારાથી કહેવાતું નથી. ( નમન કરી ) મારૂં માન મર્દન કરે એવો માત્ર મારો ભ્રાતા કપિરાજ કહેવાએલો છે, માટે શું તમો સાક્ષાત્ તે જ છો ? જો એમ હોય તો પછી મારે ખેદ કરવાનું કાંઇ પણ કારણ નથી,

હનુમાન—( અસંત પ્રસન્નતાથી ઉઠી ઉભા થઇ ) ભીમ ! ધન્ય છે ધન્ય છે ! ! તેં મને ભલે ઓળખ્યો ! ( આલિંગન દઇ ) ભ્રાતા ! આ માર્ગે જનાર માનવમાત્રનુ મૃત્યુ થાય તેવું હોવાથી મેં તારૂં માન મર્દન કરી તને જતા અટકાવ્યો. હું તારા પર ઘણો જ પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તેટલાં વરદાન હું મારી પાસે સત્વર માગી લે માગી લે.

ભીમ—( બે કર જોડી નમન કરી ) પ્રથમ તો મને એ જ કહો કે તમે ચિરંજીવ શાથી થયા ? તમારા ઇષ્ટદેવની અયોધ્યાપુરં તજી અહીં આવી વસવાનું કારણ કિયું ?

હનુમાન—( પ્રસન્ન થઇ ) વત્સ ! રાજિવલોચને દશકંધર મારી અયોધ્યામાં આવી રાજ્યાસને બેઠા પછી મને વરદાન માગવા કહ્યું; ત્યારે મેં અત્યાગ્રહે માત્ર એટલું જ માગી લીધું કે જ્યાં સુધી જગતમાં રામના ગુણાનુંવાદ ગવાય ત્યાં સુધી હું નાશ ન પામું અને અહોરાત્ર રામગુણ શ્રવણ કર્યા કરૂં, એટલું જ જો પ્રભુ પ્રસન્ન થયા હો તો આપો. એ મારી મનસા પ્રભુએ પૂરી કરી જેથી મોરી ઇચ્છામાં આવે ત્યાં હું નિવાસ કરી રહું છું; છતાં, અહીં અપ્સરાદિ આવી નિરંતર રામગુણ ગાન કર્યાં કરે છે એટલે મારે સર્વ ભૂમિ સમાન માનવાને બાધ જેવું નથી.

ભીમ—( ખાત્રીપૂર્વક પોતાના ભાઇ હનુમાન છે એમ જાણી તેના પગમાં માથું મુકી ). હે ભ્રાતા ! હું મને પોતાને ધન્ય માનું છું કે આજ હું આપનું અલૌકિક દર્શન કરી શકયો ! હર્ષ વડે સર્વ હૃદય ભરાઇ ગયું છે એટલે વરદાન માગવાની આજ બાકી રહી નથી ! માત્ર મારી કમળ લેવાની પ્રતિજ્ઞા સિદ્ધ થાય એટલું જ પ્રભુને રૂચે તો કરવા કૃપા કરશો.

હનુમાન—( તેને માથે હાથ મુકી ) વત્સ ! હું તને પ્રસન્ન થઇ વરદાન આપું છું કે તું જ્યારે સિંહનાદ કરીશ ત્યારે હું તેની સાથે મારો શબ્દ સંયુક્ત કરીશ જેથી સર્વ શૂરવીરોના તેજનો ક્ષય થશે. જો તારી ઇચ્છા હોય તો તે દિવ્ય કમળ તને હું જ લાવી આપું.

ભીમ—( નમન કરી ) જ્યેષ્ઠ ભ્રાતા ! જેમ તમે મને વરદાન આપી પ્રસન્ન કર્યો, તેમ જ પાર્થને એક વાર દર્શન દઇ તેને સ્વેચ્છિત વરદાન આપવા કૃપા કરશો; અને દિવ્ય કમળ કિંકર જ પ્રાપ્ત કરી શકે એવા ઉપાયની યોજના કરશો.

હનુમાન—સમય આવે હું અર્જુનને મળી તે જેમ પ્રસન્ન થશે તેમ કરીશ. જો તારે દિવ્ય કમળ સ્વપરાક્રમથી જ લેવા હોય તો જટાસુર કે જેને તેં હણ્યો છે તેનો ભ્રાતા ઘટાસુર વનદેવતાઓની રીખવણીથી કમળવનમાં જવાનો માર્ગ બંધ કરી બેસી રહ્યો છે તેનો નાશ કરી ઉત્તરમાં અવળો વળી કુબેરના અનુચરોનો પરાભવ કરી કમળ લેઇ જજે. કિંતુ ભ્રાતા ! તને ગમે તે કષ્ટ કરે તથાપિ વનદેવતાઓ જે સ્ત્રી જાતિ મનાય છે તેમનો તું નાશ કરીશ નહિ.

## ૧૩ વનદેવતાઓ ને કમળની ચિંતા.

વકવલ્લિ—( સખેદ ) સખિ નવમલ્લિ ! મને આ અવસરે આ અવાસાદિ કિંચિત્ માત્ર પણ સુખકર ભાસતા નથી. તેમ મારા મનની સ્થિતિ પણ તોફાની સાગર મધ્યેની નૌકા જેવી થઇ રહી છે. એક તો દેવ થઇ નરથી હારી નાસવું પડયું તે અને બીજું જો તે ધનંદની તળાવડીમા જઇ કમળો તોડશે તો તેના શાપનું કષ્ટ ન સહન થાય તેવું સેંવું પડશે ! પ્રભુ કરે તે માથા પર ! " પડય પડય તો કે સદાવડી " ! !

નવમલ્લિ—(આશ્વાસનપૂર્વક) સખી ! એમ સંતાપ કર્યાથી શું ? મારા વનના જટાસુરને એણે જે માર્યો તે ઘા મને હજીએ રૂઝાયો નથી. સખિ ! મારા સુખ અગાડી તારૂં સુખ તો સોમા ભાગનું ય નથી. વનબલિ કરી એ દાનવ મને જે ભોજન અર્પતો હતો તેવા ભોજનનું તો તને સ્વપ્ન પણ નહિ આવ્યુ હોય ! કિંતુ કેમ કરીએ ? " अशक्तिमान् भवेत साधुः."

વકવલ્લિ—શું સખિ ! જટાસુરને મારનારો એ જ કે ? હાય હાય ? ઠીક થયું કે આપણે નાશી છૂટી. પણ બેની ! એ મુઓ કમળ લેવા નંજાય તેમ તો ગમે તેમ કરી કરવું જોઇએ હો ! જો તું મને કંઇએ ઉપાય નહિ બતાવે તો પછે યક્ષરાજના શાપાગ્નિથી દગ્ધ ન થતાં એ વિકરાળ વ્યાઘ્રના જ મુખમાં જઇ પડીશ ?

નવમલ્લિ—( વિચાર કરી ) સખિ ! એ તલાવડી ભણી જવાનો માર્ગ જ બંધ કરી દીધો હોય તો કેમ ? આખું વિશ્વ પથે પળનારૂં છે એટલે જો પથ જ પૂરી દઇએ તો પછે એ કેમ કરી જઇ શકે ?

વકવલ્લિ—( સાંભરી આવ્યા જેવો અભિનય કરી ) હાં હાં, હલા ઠીક ! એ તો મુઓ જેમ પાણી પાણીનો પથ કરે તેમ કરે તેવો

છે, પણ તળાવડી ભણી વળતાં બે માર્ગ આવે છે એટલે જો તળાવડીનો માર્ગ બંધ કર્યો હોય તો એ સીધે રસ્તે ચાલ્યો જાય, અને જો એ પથે પળે તો તે પૂરો જ થઇ જાય. સખિ! " ટાઢે પાણીએ ખસ " જવાનો તેં સેંશો સટ ઉપાય ઠીક શોધી કાઢયો! ધન્ય છે. પ્રિય સખિ ધન્ય છે!

નવમલ્લિ—સખિ! તું જ્યારે છેવ પર આદરી બેઠી ત્યારે મારે ખરો ઉપાય બતાવવો પડયો. સખિ! " ક્યાં કેળ ને ક્યાં કચ્ચ " ? તારાથી તે એના સામું શી રીતે ઉભી શકાય? ( એવે ઉતાવળે દોડતી અનુચરી પ્રવેશ કરે છે. )

અનુચરી—( નમન કરી ) અહો માતા! ક્રૂર માનવે આપણા આખા કદલીવનનો નિમિષ માત્રમાં નાશ કરી નાખ્યો. અરે યક્ષેશ્વર! રક્ષણ કરો રક્ષણ કરો.

વક્રવલ્લિ—શું કદલીવન! મારૂં પ્રિય કદલીવન! તેનો નાશ!! હા દૈવ! ( એટલું બોલી બેશુદ્ધ થઇ જાય છે. )

નવમલ્લિ—( આશ્વાસન કરી ) સખિ! આ સમય શોક કરી રહી રે'વાનો નથી. જો વાર થઇ તો ધારેલી ધારણ ધૂળ થશે. પાણીના પૂરનો વેગ એ સુઆના વેગને પોં'ચી શકે તેવો નથી.

વક્રવલ્લિ—( સત્વર સાવધ થઇ ) સખિ! તારૂં કે'વું યથાર્થ છે માટે ચાલ્ય; હવે " લુંટાયા પછી શો ભય છે ? "

અનુચરી—જેવી દેવીની આજ્ઞા. એ માર્ગ કરતાં આ માર્ગ સેંશો પડશે.

ભીમ—( નમન કરી ) હું આપના કહેવા પ્રમાણે સર્વ કરીશ.

હનુમાન—( ભીમને વનદેવતાઓએ પૂરી દીધેલો માર્ગ બતાવી) બસ! એ અડે થઇ જવાશે. (એટલું કહી હનુમાન અંતર્ધાન થઇ જાય છે.)

ભીમ—( સઆશ્ચર્ય ) અહાહા ! મારા જેવો આ ભૂમિમાં કોણ ભાગ્યશાળી છે ! ( રૂંધી રાખેલો માર્ગ જોઇ ) હાં ઠીક; મારે આ જ સ્થળે માર્ગ પાડી જવાતું છે. ( એમ વિચાર કરી વૃક્ષાદિને તોડી ફોડી જવા જેટલો માર્ગ કરતો કરતો ચાલ્યો જાય છે. )

---

## ૧૪. કમળ અને કુબેરના અનુચરો.

( આ પ્રકારે અનેક સુખના અભિનય દર્શક જલપ્રશંસા કરી તેનું પુનઃ પુનઃ પાન કરી રહ્યા પછી પદ્મ ગ્રહણ કરવાની ઇચ્છાવાળો તે થયો, તે સમયે તેને કુબેરના અનુચરો આ પ્રમાણે તિરસ્કારપૂર્વક વચનો કહી અટકાવવા દોડી આવ્યા. )

પદ્મિનીયક્ષાધ્યક્ષ—(એકાએક પ્રવેશ કરી, જોઇ) અરે મૂઢ યક્ષો ! તથા ક્રોધવશા, નાનક દાનવો ! અને કિન્નરો ! તમે આજુબાજુ નજર રાખ્યા વગર જ કામ કરનારા છો કે કેમ? તમારું મુખ્ય કર્તવ્ય તો એ છે કે તમારે આ પદ્મિનીનું રક્ષણ કરવું. તે ભૂલી જઇ કેંવાતા નિરૂદ્યોગીના ભૂષણ રૂપ શું ફૂલા જ ગુંથો છો ? કે કંઇ બીજી એ સરત રાખો છો ?

અનુચરો—(ગુંથાતી માળાઓ ભણી નજર હોવાથી ) અધ્યક્ષ ! અહીં બીજું શું આચરવા જોગ કાર્ય અમે ન આચર્યું કે ફૂલા ગુંથો છો કહી ઠપકો દેવા લાગ્યા છો ! આ ય કામ આપની જ આજ્ઞાનું છે કે અમે અમારા મનથી કરવા બેઠા છીએ ? પરમેશ્વર માથે સખી કાંક તો વિચાર કરો !

પદ્મિનીયક્ષાધ્યક્ષ—( સકોપ ) અરે શો વિચાર કરાવો છો ? જરા ઉંચું જોઇને બોલશો કે એમને એમ જ ! જુઓ પેલો મુમચર્મ-

વાળો છતાં સુવર્ણ આભુષણ ધારણ કરેલો, શસ્ત્રાસ્ત્ર સજ્જેલો, ભયંકર પરાક્રમવાળો, શુરવીર અને શંકા વિનાનો થઇ તથા તમો સર્વને તૃણતુલ્ય લેખી, પદ્મિનીના જળનું પુનઃ પુનઃ પાન કરી રહેલો છે; અરે એટલાથીએ એ ક્યાં નિવૃત્તિ પામે છે!! જુઓ જુઓ કમળ તોડવા લગ્યો? તમે એને સત્વર પૂછો કે એ અહીં શા માટે આવ્યો છે?

અનુચરો—( ભીમને જોઇ તેની કને દોડી જઇ ) અહો મહાબાહુ! મહા તેજસ્વી! મહા મતિમન મુનિસમાન વેશવાળા! અને શસ્ત્રાસ્ત્ર સજ્જેલા! તમે કોણ છો? કોણ છો? અને અહીં શા કાજે આવ્યા છો?

ભીમ—ભીમ નામનો પાંડવ અને ધર્મરાજાનો અનુજ કરેલી પ્રતિજ્ઞા પાળવા બદરીવનમાં આવી રહેલો મને માનો. અહીં આવવાનું પ્રયોજન આ પદ્મ લેઇ જઇ પ્રિયાને પ્રસન્ન કરવી એટલું જ છે.

અનુચરો—અહો નરવર! આ યક્ષેશ્વરને ક્રીડા કરવાનું અતિપ્રિય સ્થળ છે. આમાં માનવ વિહાર કરવા સમર્થ નથી. યક્ષો, ગંધર્વો, અપ્સરાઓ, મુનિઓ અને દેવતાઓ પણ કુબેરની આજ્ઞા વિના આ જળનું પાન કરવા કે એમાં ક્રીડા કરવા શક્તિમાન નથી.

ભીમે—અને કદાપિ કોઈ શક્તિમાન થયો તો તેનું શું થાય તે ય ભેગેભેગું કહી જ ઘોને!

અનુચરો—( સકોપ ) અરે ભલા માણસ! એમાં તે કે'વાનું શું છે? ધનદની અવગણના કરી આમાં વિહાર કરનાર નાશ પામે નાશ! અલ્યા અમારી સીથે વાત કરતો જાય છે અને કમળ તોડતો જાય છે કેમ? વાહ રે વાહ!!

ભીમ—અરે મેં તમને કહ્યું નહીં કે હું ધર્મરાજનો બાઇ ભીમ-

સેન છું !! શું તમે તે વૃકોદરને નથી જાણતા કે અલ્યા પેલા કહી જીવવા ઇચ્છો છો ?

અનુચરો—વાહ રે અલ્યા ! કહે છે કે હું ધર્મરાજાનો ભ્રાતા છું અને કુબેરનો અનાદર કરી બળાત્કારે બિસપ્રસૂન લેવા ઇચ્છે છે !!

ભીમ—કેમ, ધર્મરાજાનો ભ્રાતા આ કમળ ન લઇ શકે ?

અનુચરો—અરે ધર્મરાજાનો ભાઇ તો શું પણ સાક્ષાત્ પુરંદર નો પુત્ર પણ ધનેશ્વરની આજ્ઞા વિના અમો છતા આ સ્થળના સામુ જોવાને ય સમર્થ ન જ થઇ શકે !!

ભીમ—ખરૂં ભાઇ ખરૂં ! તમારૂં કેંવું ખરૂં છે; પરંતુ હું અહીં આટલામાં તમારા કુબેરને જોતો નથી અને કદાપિ જોઉં તથાપિ આ કમળ લેવા તેની યાચના કરવા ઇચ્છતો નથી !!

અનુચરો—કેમ નથી ઇચ્છતો ? ઇચ્છવું પડશે.

ભીમ—ઇચ્છવું પડશે ત્યારે જોઇ લેઇશું. પરંતુ તમે એટલુંએ નથી જાણતા કે રાજાઓ કોઇની યાચના કરતા નથી અને ક્ષત્રિયનો વિશેષ ધર્મ પણ એ છે કે કોઇની યાચના કરવી નહિ. ત્યારે શું તમે યક્ષેશ્વરના અનુચર થઇ ક્ષત્રિયનો ધર્મત્યાગ કરાવવા ઇચ્છો છો ?

અનુચરો—અરે ક્ષત્રીધર્મધારી ! કે' કે', તું જ કે' કે ક્ષત્રિઓ પારકું લેવાની ઇચ્છાવાળા ક્યારે હોય છે ?

ભીમ—સત્ય છે, તમારૂં કેંવું સત્ય છે; ક્ષત્રીઓ એવા હોય છે અને હું પણ એવો જ છું.

અનુચરો—અલ્યા ! કેમ કરી એવો છું ? પારકી પદ્મિનીમ વિના પૂછે વિહાર કરે છે. અને " સહાઇમાથી તો હાથ કાઢતો નથી !

કયારે છે ? આ તો નગઝરણુથી ઉત્પન્ન થયેલી છે; કંઇ કુબેરની કરામતથી કે તેના સ્થાનકથી ઉપજેલી નથી !

અનુચરો—તે પૂછવાનો તારો શો અધિકાર છે ?

ભીમ—શાતં પાપં. ગિરિના ઝરણથી ઉત્પન્ન થએલી તળાવડીનો ઉપભોગ કરવાને સર્વભૂત પ્રાણિઓનો એક સરખો અધિકાર છે. એટલે પછી કોઇને કોઇની યાચના કરવાની રીતી જ નથી. (એમ કહી ઘણાં કમળ તોડી બગલમા મારે છે.)

અનુચરો—અરે મરણધર્મવાળા માનવ ! શું તું અમારી અવગણના કરે છે ? ત્યારે તો લે, લેતો જા ! (એટલું બોલી સર્વે જણ ભીમ પર ચઢી આવે છે અને તેના પર ખડ્ગ, તોમર, પટ્ટિશ, બાણ, પાંચુ, આદિક અનેક શસ્ત્રાસ્ત્રનો વરસાદ કરે છે; અને ભીમ તે કશાને ન ગણકારતા કમળ તોડી એકઠા જ કર્યાં કરે છે. તે જોઇ )—

અધ્યક્ષ—(સક્રોધ) અરે મૂઢ માનવ ! શું તું સર્વની અવગણના કરે છે ? (એટલું બોલી ભીમને અનેક બાણથી વીંધે છે અને તેથી અસ્થાને લાગેલા ઘાથી જેમ સિંહ બમણો બલિષ્ટ અને ક્રોપાવિષ્ટ થાય છે તેમ થઇ તે સિંહનાદ કરે છે અને તે શબ્દમાં હનુમાન પોતાનો શબ્દ પૂરે છે તથા નિકટ આવી પહોંચેલો ઘટોત્કચ પોતાના પિતાનો સ્વર ઓળખી પે તે પોતાના અનુચરો સહિત સિંહનાદ કરે છે. જેથી અસંખ્યાત યક્ષો પૃથ્વી પર પડી જાય છે અને તેમનો અધ્યક્ષ મહાભય પામી આકાશ માર્ગે થઇ કુબેરને સમાચાર કે'વા જાય છે.)

## ૧૫. દ્રૌપદીની પ્રસન્નતા ને બંધુમેળાપ.

ઘટોત્કચ—( ખભે બેસાડેલી કૃષ્ણા સહ પ્રવેશ કરી આવેલા યુધિષ્ઠિર સામું જોઇ ) અહો મહારાજાધિરાજ ! મારા પિતાશ્રીએ આ ( પડેલા યક્ષોને બતાવી ) અનેક શૂરવીરોને મારી પોતાનું કામ કરી લીધું જણાય છે ! અરે ! મને ધિક્કાર છે કે હું સાથે છતાં તેમને આવે પ્રસંગે કંઇ પણ સહાય કરી શક્યો નહિ ! !

ઉધોરછંદ.

સુત હું શે થયો ઉત્પન્ન
નર જનની કેરી જ પ્ર
જન કે જાણિશો ના કૂર,
જન કે, ગુમાવ્યું સૌ નૂર.

અથવા મને ઉત્પન્ન કરનાર આવો પણ કેમ ન .

પદ્ધરીછંદ.

શે કાળ કરેતા જ કાળ સાંય,
માગે કહો જ કિયે ઉપાય ?
જો કાળ તે તણી સાંય થાય,
કોં ક્યમ કરી તે કરતા મનાય ?

યુધિષ્ઠિર—( મરણ પામી પડેલા યક્ષને જોઇ સખેદ ) અરે સાહસકર્મ પ્રિયભ્રાતા ! આ યક્ષોને હણી તેં યક્ષેશ્વરનો કેવો મહદ અપરાધ કર્યો છે ! ( બે હાથ જોડી નમન કરી ) અરે યક્ષરાજ ! અમારો અપરાધ ક્ષમા કરો ક્ષમા કરો.

મોતીદામ.

પ્રતાપી કુબેરે પિતાજી સમાન:
ક્ષમાધર યક્ષપતિ મતિમાન,
સુને કરિયા અપરાધ મહાન,
પિતા ન ગણે ગણના સુજ્ઞાન.

( એવે પાંચાલી, નકુલ, સહદેવ, વસંતિકા, સ્મરવર્ધક, ધૌમ્ય, ામશ અને બીજા કેટલાક બ્રાહ્મણો રાક્ષસારૂઢ થઇ એક પછી એક ામ અનુક્રમે પ્રવેશ કરે છે. )

પાંચાલી—( થએલો યક્ષઘાત જોઇ ) હાય હાય ! શું આર્યજાત-ત્રુ મહાશોકગ્રસ્ત દેખાય છે તેથી એમ તો કાંઇ નહિ થયું હોય કે ારા પતિએ મારૂં પ્રિય કરવા આ કર્મ આચર્યું હોય ! ! ( નિઃશ્વાસ ખી ) હર હર ! પ્રભુ ! જો એમ થયું હોય તો પછી આ પાપ ર્મ કરાવનારી હું જ મનાઉં ! ! ( એટલું બોલી માથે હાથ દઇ ઠી જાય છે. )

નકુલસહદેવ—( આમ તેમ શોધ કરતાં ભીમને કમળ તોડતો ને તેને વારંવાર ગણતો જોવાથી યુધિષ્ઠિર કને જઇ ) અહો જ્યેષ્ઠ તા ! મહાત્મા ભીમસેન જુઓ પેલી પદ્મિનીમાંથી પદ્મ ઉપાડતા ા કરી રહ્યા છે ! ( યુધિષ્ઠિર, દ્રૌપદી, ધૌમ્યલોમશ આદિ સર્વે ગુ તળાવડી ભણી ઉચા ડોકાં કરી જુએ છે અને ભીમને ઓળખી આચાર્ય તેને આ પ્રમાણે કહે છે. )

ધૌમ્ય—અહો વત્સ વૃકોદર ! હવે નિવૃત્તિ પામ નિવૃત્તિ ! ! કહ્યું છે કેઃ—

અનુષ્ટુપ્.

" અતિશે લોભ તે જાણો, પાપનું મૂળ " પૃથ્વીમા;
માને થોડે ઘણું તેને, સૌ અનુકૂળ પૃથ્વીમાં.

ભીમ—( તેના સામું ન જોતાં ) હવે શું મામા રચી મારા આચાર્ય થઇ મને શીખામણ દેવા લાગ્યા કે ! વારૂ ઠીક છે ! માયા કરનારની કાયા કયા સુધી અચળ રે' છે ? ( ભીમનુ સામે ન જોતાં એવું બોલવું સાભળી કંપતા કંપતા ધૌમ્ય ધર્મરાજ કને જતા રહે છે. )

લોમશ—( યુધિષ્ઠિરને ચિંતાતુર જોઇ ) વત્સ ! હવે ચિંતા કરવાનું કઇ પણ પ્રયોજન નથી.

યુધિષ્ઠિર—મહર્ષિ ! એમ કેમ બોલો છો ? આ શું અમે યક્ષેશ્વરનો ઓછો અપરાધ કર્યો છે ?

લોમશ—વત્સ અજાતશત્રુ ! જ્યારે સુદૈવ થાય છે ત્યારે સર્વ અવળી કૃતિ પણ સવળી થઇ ફળે છે. એ મારાં વચન પર વિશ્વાસ ન આવતો હોય તો જો જેઃ—

માલિની.

ધરણીતલ વિષે જો, યાનમા બેશી આવે,
( તુજ ) ધન દમન મનાવા, પાર્થને સાથ લાવે;
ધરમ શરમ તારો, બીક સૌને બતાવે,
અધિક અધિક આથી, સુખ એ ઉપજાવે.

યુધિષ્ઠિર—(અત્યંત હર્ષ સહિત ) શું શું મહારાજ ! મહાત્મા યક્ષેશ્વર અમારા પર અનુગ્રહ કરવા ઇચ્છે છે ! અને તેમની સાથે શું મારો અર્જુન અર્જુન પણ આવે છે ? મહર્ષિ ! તે કયા છે કયા છે ?

લોમશ—પ્રતાપી પૃથ્વીશ ! તમારા પર અનુગ્રહ કરવાને યક્ષેશ્વર નથી આવતા પરંતુ તમારા ધર્મ, ધૈર્યથી તમારૂ મન સર્વ પ્રકારે શાંત કરવા અને તમારી વાન્છેલી વસ્તુને આપતા યક્ષોએ આડ કરી વાર લગાડી તેની ક્ષમા માગવા અને તે ભીમ આપશે કે નહિ એવી શંકા થતા ધનદેશ્વર જાતે ઇંદ્રલોકમા જઇ અર્જુનને સાથે લઇ તમારૂ મન મનાવવા આવે છે. જુઓ આ બન્ને આવ્યા. ( એવે અર્જુન તથા કુબેર આકાશ માર્ગથી વિમાનમા બેશી પ્રવેશ કરે છે અને સર્વે જણ હર્ષઘેલા થઇ ચિત્રવત જોયા કરે છે. )

અર્જુન—( સર્વ પોતાનાને જોઇ વિમાનમાથી સત્વર ઉતરી પડી પ્રથમ ધૌમ્ય લોમશને તથા પછી યુધિષ્ઠિરને પગે લાગે છે અને પદ્મિનીમા કોઇને પણ ન જોતા ઉભા રહેલા ભીમને જોઇ તેના ભણી દોડી જઇ) ભ્રાતા ! હુ સેવક અર્જુન તમને નમન કરૂં છું. (એમ બોલતો બોલતો તલાવડીમા જઇ ભીમને પગે લાગે છે. )

ભીમ—( અર્જુનને નિહાળી જોઇ તેને ચિહ્નાદિકથી ઓળખી સહર્ષ ) ભ્રાતા ! આજ અમારા ભાગ્યોદય ! કિંતુ પાંચાલીને પ્રસન્ન કરવા મારે સહસ્ર કમળ લેવા છે તેમા પાચ બાકી છે તે મને લઇ લેવા દે. જો તું મારી દષ્ટિથી હવે આઘો જઇશ તો તે મારાથી નહિ લેવાય નહિ લેવાય. ( એટલું બોલી પાચ કમળ તોડી લઇ અર્જુનને છાતી સરસો ચાપી અસીમ હર્ષ પામે છે. )

અર્જુન—( ધીમેથી ) ભ્રાત ! યક્ષેશ્વર આવ્યા છે તેને પ્રણામ કરો.

ભીમ—( આમતેમ જોતા યક્ષેશ્વર તથા યુધિષ્ઠિરાદિને જોઇ ) પરંતુ પાર્થ ! તું જ કહેને કે હું કેવી રીતે પ્રણામ કરૂં ?

ગીતિ.

અપરાધી જો હું છુ, તો તુ કે કયમ પ્રણામ સભવશે,
ક્ષમા કરે તો સારૂ, ના કે'તા ક્ષત્રી નામ સભવશે ?

કુબેર—( કને આવી ) ધર્માત્મા યુધિષ્ઠિર ! તમે અમારો અપરાધ કર્યો જ નથી. કિંતુ આ અમાગ અધ્યક્ષે તમારા જેવા ધર્માત્માનો અપરાધ કર્યો કહેવાય.

અધ્યક્ષ—( સ્વગત ) " બાંડિયા સર્પનો બે મગથી મરો " આનુ જ નામ ( પ્રકાશ ) ધનેશ્વર સત્ય કહે છે

ભીમ—( સત્વર તલાવડીમાથી નીકળી કુબેરને પ્રણામ કરે છે. ) યક્ષેશ્વર ! આપે અહીં આવી અમને દર્શન દેવા રૂપ અપરિમિત કૃપા કરી છે. ( યુધિષ્ઠિરાદિને આવેલા જોઈ ) અહો ! સર્વે જણા અહીં જ આવ્યા છે ને !

પાંચાલી—જ્યા ધનેશ્વરના અનાયાસ દર્શન થવાના હોય, ( સલજ્જ ) જ્યા પ્રિય પાર્થ પધારવાના હોય અને ( સહર્ષ ) જ્યા સ્વેચ્છિત મળવાનુ હોય ત્યા કોણ ન આવે ?

સ્મરવર્દ્ધક—તમે કહ્યુ કે કોણ ન આવે ? ત્યારે અમે કહીએ છીએ કે આ પડેલા મડદા જોઇ બી'તા હોય તે ન આવે !

અર્જુન—( સસ્મિત ) અહો તમે પણ અહીં આવ્યા છો કે શુ ? ( એટલુ બોલી નકુલ, સહદેવ, ઘટોત્કચાદિ સર્વને યથાઘટિત આલિંગન પ્રેમવચનાદિ સહ મળે છે. )

કુબેર—( પડેલા યક્ષો પર અમીદૃષ્ટિથી જુવે છે જેથી તે સર્વે એકાએક સહર્ષ ઉઠી ઉભા થઇ સર્વને પ્રણામ કરી ઘટિત સ્થળે ઉભા રહે છે ) કેમ મહાબ્રાહ્મણ ! હવે તો તમારા જેવા આવા મહોત્સવમા ન આવે એમ ન જ બને કની !

સ્મરવર્દ્ધક—( નમન કરી ) હા ધનેશ્વર ! હા. તમે આ'ય તે કરવા સમર્થ છો.

લોમશ—વત્સ અજાતશત્રુ ! મેં મઘવાના કહેવાથી તારૂં આ પ્રમાણે પ્રિય કર્યું છે. જો શ્રવણ કર્યઃ—

શાર્દૂલવિક્રીડિત.

તીર્થ મહીનાં સઘળાં, મા'ત્મ્ય મુનિના પ્રણામ સહ ભાખ્યાં;
દિવ્ય કમળ આ મળિયા, પ્રિયસુરદર્શન કુકષ્ટ નવ રાખ્યાં.

તથાપિ હે ધર્માત્માં ! તું કે' કે' કે' આથી પણ હું તારૂં શું અધિક પ્રિય કરૂં ?

યુધિષ્ઠિર—( નમન કરી ) મહર્ષિ ! આપ અનુકંપાથી મારૂં પરમાર્થિક અને આર્થિક સર્ત કાર્ય સિદ્ધ થયું છે તો પણ ભરતવાક્ય થવા આટલું પ્રમાણ વિશેષ થાવઃ—

ગીતિ.

ભાષા ગુર્જરી આર્યવર્ત્ત અખિલે, ફેલાય શાલી ઘણી,
સર્વે દેશવિદેશ ગુર્જરગિરા, સોહાય સોહામણી;
વાણી સંસ્કૃત મૃતપ્રાય થઇ છે, આ થાય શિરોમણિ,
અર્પો તો વિભુ એ જ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી.

## ૧૬. ગુર્જરગિરા.

સૂત્રધાર—હ્યો ચાલો ત્યારે હું પણ આ સુહૃજ્જનોને કહી બતાવું કે હવે હું મારા કાર્યનો આરંભ કરૂં છું.

નટી—આર્યપુત્ર ! કહી બતાવવા કરતાં કરી બતાવવું એવો શિષ્ટ સંપ્રદાય છતાં કાલક્ષેપ કરવાનું શું પ્રયોજન છે ?

સૂત્રધાર—આર્યા ! નાટકાચાર્ય ભરતની આજ્ઞા એ જ પ્રયોજન.

નટી—વારૂ ત્યારે તેમ સત્વર કરો, નીકર પેલો પારિપાર્શ્વક કંઇનું કંઇ કરી બેસશે.

સૂત્રધાર—હા હા, હવે હું ઉતાવળે આટપી લઉં છું. તું પણ શ્રવણ કર. અહો સુજ્ઞ સભાસદો ! આજ હું કૃષ્ણસૂનુ પ્રેમાનંદ ભટ ગ્રથિત તપત્યાખ્યાનનો પ્રયોગ કરી બતાવનાર છું માટે સર્વ સજ્જનો એકાગ્ર ચિત્તે આદ્યંત અવલોકન કરશો. ( શ્વાસોશ્વાસસહ પારિપાર્શ્વક પ્રવેશ કરી. )

પારિપાર્શ્વક—આર્ય ! ધર્યું રહ્યું તમારૂં કામ. તમારે "અશ્વની સાથે ખર લાવીને બાંધવો" અને કહેવું કે તેની તુલના કરી જુઓ. ભલે તમારે જેમ કરવું હોય તેમ સુખેથી કરો પણ મને તો મુક્ત કરવો જોઇએ.

સૂત્રધાર—( સકોપ ) હાં હાં આટલું બધું શું છે ? અને તું ક્યાં આવી બોલે છે તેનો ય તને કાંઇ વિચાર છે કે નહિ ? કહે શું "इदं तृतीय" લઇ અહીં આવ્યો છું ? ચાલતા કાર્યમાં વિક્ષેપ ! વારૂ બોલીશ કે બોબડો જ રહીશ !'

નટી—અલ્યા કેમ શું થયું તે ?

પારિપાર્શ્વક—મને પ્રથમથી જ જાણ્યું હતું કે "જાંબુડાં

ભેગો ભમરો તોળાઇ જશે." કરે કોક અને કોપ અમારે કર્મે લખાયલો જ છે તો! "ખાઈ જાય પોપટ અને કુવાય હુડો." એમ તો છે, તથાપિ અહીં આવ્યા ત્યારે કહ્યા વગર છૂટકો થવાનો નથી; તો સક્ષેપમા કહીએ છીએ, કે પેલો વ્રજવાસી અને બંગવાસી આરંભેલા આ પ્રયોગનું ઉપહાસ કર્યા કરે છે, તે અમારાથી દેખી ખમાતું નથી. એ બંનેના કાર્ય હું એકલો કરીશ પણ એમને તો અત્યારે ને અત્યારે જ ખડખડતું આપો.

સૂત્રધાર—હા હા ઠીક. વારૂ જા જા, વિચાર તો કર કે "શર્કરાને ખર નિંદે" તેથી તેની મીઠાશ મટી જવાની છે?

પારિપાર્શ્વક—પણ એ એમ કહી મને ચીડવે છે કે ગુર્જરગિરા અને ગુર્જરદેશ આખ્યાન ભજવવાને યોગ્ય નથી. એમનુ નરાનાળ જૂઠું કથન શ્રવણ કર્યા કરવું એવી તમારી ઇચ્છા છે? જો એમ હોય તો અપરાધની ક્ષમા માગી કહુ છું કે એવી ઇચ્છાવાળા અધ્યક્ષોએ જ આ "ભૂમિ ભારે મારી છે."

સૂત્રધાર—(સકોપ) અલં; અરે મૂર્ખા! જા તેમને જઇ જવાબ દે કે ગુર્જરગિરા પ્રાતને માટે સાહિત્યશાસ્ત્રમા વર્ણવેલા અને ગુણાદિથી સંપૂર્ણ ભરેલી છે અને ગુર્જરદેશ તો સર્વ પ્રકારના કાર્યારંભ માટે દેશવિદેશમા વિખ્યાતિ પામેલો જ છે.

નટી—પ્રાણનાથ? જો તમારી આજ્ઞા હોય તો આ સુપ્રસિદ્ધ દેશનું સુપ્રસિદ્ધ ભાષામા એને થોડુંક વર્ણન કરી બતાવુ.

સૂત્રધાર—પ્રિયા! "કરના કંકણને બતાવવા આરસાની શી આવશ્યકતા?" ટુંકામા એનો ઉત્તર એટલો જ છે કે, જ્યા ષડ્ઋતુ યથાક્રમ અવલોકન કરાવે છે એવો બીજો દેશ પૃથ્વીના પડમા ક્યો છે? તથાપિ એના ઉપર ઉપકાર કરવા તથા ઉભય પ્રતિપક્ષીઓના

સુખ મ્લાન કરવા એકાદી ઋતુનું વર્ણન આપણી રસીલી ભાષામાં કરી બતાવ.

નટી—( નમન કરી ) જેવી પ્રાણપતિની આજ્ઞા. અરે પારિપાર્શ્વક ! શ્રવણ કર અને શીખી જા.

ધ્રુવતાલ.

અવલોકો વિદેશી લોકો, રોકો દૃષ્ટિ આ વરષામાં;
ના ભાળો ના ભાળો, ચાતુર ! ચાતક તરષામા.
નવયૌવન કો નારી, રહી લીલી સાડી ધારી,
ભાત ઇંદ્રગોપશું પાડી, અષ્ટાદશ વનસ્પતિની વાડી,
વિયતરંગ વિહંગમ અનંત વહંત. અવલોકો૦
અસુધર પશુ મદમાતાં, રાતાં તાતાં આ વરષામા,
પતિપત્ની સયોગી નવ રોગી, એ શુચિ સુખ પરશામાં.
શું ધરવે ધાન્ય જ્યએ વારી, શું પરવે માન્યની બલિહારી;
આ નંદન વન તોય, અધિક ગુર્જર ભૂમિ હોય,
વા શકે રંગભૂમિ ઝુમી ઝુઝુમી આ. અવલોકો૦

## ૧૭. તપોવનમાં વાઘ.

દ્વારપાલિકા—દેવશ્રીનો જયજયકાર થાઓ. મહારાજ ! તપોવનમાંથી દુઃખના પોકાર કરતું મુનિનું મોટું કુટુંબ દ્વાર આગળ આવી ઉભું રહ્યું છે, અને તે આપને દર્શન દેવાની ત્વરા કરે છે.

સંવરણ—હાં, હા, તેમને રોધ કર્યા વગર સત્વર આવવા દે પ્રિયા ! અર્ઘ્યપાદ્યાદિ તૈયાર કર. ( રાજા ઉઠી તેમને સામો તેડવા જાય છે અને બે મુનિ, બે મુનિપત્ની અને ચાર મુનિકુમારો આસનાદિ આપી સન્માનપૂર્વક તેડી લાવી બેસાડે છે. )

મુનિ—અહો નૃપાલ ! આદરસત્કારની કંઇ આવશ્યકતા નથી તેમ તે સ્વીકારવાનો અવકાશ પણ અધુના નથી.

સંવરણ—( સભય ) મુનિ શાર્દૂલ ! મારો એવો શો અપરાધ થયો છે કે આપ પૂજાદિ ગ્રહણ કરતા નથી, કે સ્થિર ચિત્તે બેસતા પણ નથી ?

બી. મુનિ—વત્સ સંવરણ ! તારો અપરાધ નથી અને ગણીએ તો છે પણ; તે એ કે, મુનિકુલનું ભૂપાળોએ આળસ વિહીન થઇ રક્ષણ કરવું જોઇએ, તે તારાથી થતું નથી. તેથી જ અમારા જેવા અનેક મુનિઓના કુટુંબની આ દશા થઇ પડી છે ! શિવ શિવ ! તપોવનની શી દુર્દશા ! ! ( એવામાં કાંઇ ખડખડાટ થવાથી સર્વ મુનિ કુટુંબ એકાએક ભયગ્રસ્ત થઇ ) હાય દૈવ ! અહીં સુધી પણ વ્યાઘ્ર આવી પહોંચ્યો ! ( એવે આર્ત્તનાદ સાથે કુમારો મુનિપત્નીઓને બાઝી પડે છે અને મુનિઓ આમથી તેમ ભરાઇ જાય છે તેમને આશ્વાસન કરી. )

સંવરણ—મહાશયો ! શાંત થાવ. શું કોઇ દુષ્ટ વ્યાઘ્રે તપોવનમા તાપ ઉપજાવ્યો છે ? દ્વારપાલિકે ! દ્વારપાલિકે ! કેમ કોઇ ઉત્તર દેતું નથી ?

દ્વારપાલિકા—( દોડતી પ્રવેશ કરી ) મહારાજ! મહારાજ ! શી આજ્ઞા છે ? મને મુનીશ્વરોના સત્કાર માટે દેવીએ આ સાહિત્ય લેવા મોકલી હતી.

સંવરણ—( સકોપ ) શું બીજું કોઇ નોતું ? જા જઇ સત્વર સુરથને રથ સજ કરી આવવા કહે.

દ્વારપાલિકા—( નમન કરી ) જેવી દેવશ્રીની આજ્ઞા. ( એમ કહી જાય છે. )

સંવરણ—( નેપથ્યાભિમુખ નિહાળી ) કોણ એ સુકેશી કે ?

સુકેશી—( ઉતાવળી પ્રવેશ કરી ) હા મહારાજ ! શી આજ્ઞા છે?

સંવરણ—જા જઇ સચિવને સૂચવ કે હું તપોવનનો તાપ ટાળવા સત્વર સિધારૂં છું. માટે તેમણે રાજકાજની યથાર્થ વ્યવસ્થા રાખવી.

મુનિ—અરે દુષ્ટ ! તું તારી વ્યવસ્થા કરવા રહીશ એટલામાં તો શાર્દૂલ સારા તપોવનના તાપસોનો નાશ કરી નાખશે ! શું તારા પૂર્વજો તારા જેવા હતા ?

સંવરણ—( સવિનય ) મહર્ષિ ? આ રથ આવ્યો. હવે હું એમાં બેસી નિમિષમાત્રમાં તેનો નાશ કરૂં છું. મુનિશ્વરોને રક્ષણ કરવામાં તો મારા પૂર્વજો જેવો હું નથી, કિંતુઃ—

ઇંદ્રવિજય.

આ ધનુ આ શર, આ નરકિંકર, હસ્ત ધરે નવ ઇંદ્રથી હારે,
જો કરીને મુનિઘાત ગયો લહું, શાર્દૂલી ગર્ભ ન ઉદર ધારે;
સંયમની સુધી જાણી લહું નહિ, જીવું હું જો યમ આવી ય વારે,
હે કરૂણાકર ! શાંતિ ધરો ચિત્ત, આશ્ર ન અન્ય વસે ઉર મારે.

બી. મુનિ—( સંક્ષેપ )

નારાચ છંદ

જને બજે કળે જીતે તું ઇંદ્ર આદિ સર્વને,
બજે ન કોઇ વાઘથી સહુ હું ખાલી ગર્વને,
હવે ન તાપ થાત થાય શાપ દેઉં આ પળે,
ખરેખરૂં કહું જદા તદા તું સ્વલ્પમાં બળે.

( ઉતાવળો દોડતો સારથી પ્રવેશ કરી )

સુરથ—આયુષ્મન્ ! સર્વ ઉપસ્કર સાથે રથ તૈયાર કરી આણ્યો છે.

સંવરણ—( મુનિઓને નમન કરી ) કેમ મહાનુભાવ ! આપનો શો વિચાર છે ?

મુનિ—એટલે શું અમને તું સાથે લઇ જવા ધારે છે ?

સંવરણ—ના મહારાજ ! મારી એવી ઇચ્છા નથી ( નેપથ્ય બાજુ જોઇ ) વસંતક ! વસંતક !

વસંતક—( ઉતાવળો આવી ) કેમ વયસ્ય ! શી આજ્ઞા છે ? અરે આજ આટલું કાળે દક્ષના યજ્ઞમાથી વિજય મેળવી આ મુનિઓ અહીં ક્યાં આવી ચઢયા છે ? ( સકંપ ) શું રૂદ્રદેવ આવે છે તેમની ખ્યાલ એમને કહી સમજાવવા મને બોલાવ્યો છે ?

સંવરણ—( સકોપ ) અવ, આ મુનીશ્વરોનું યથાર્થ અતિથિ ... મારા આવતા સુધી થાય એમ કરજે ( ... સર્વને નમન ... રી જાય છે તેમ મુનિઓને માર્ગ બતાવતો વસંતક પણ ગમન ... છે. )

સંવરણ—આર્ય સુરથ, અહર્નિશ તપાચરણ કરનાર તપસ્વીઓને ... રીતે ખબર પડે કે આ સંવરણના શરસંધાણ આગળ સાક્ષાત્ ... પુરારિનો રક્ષણ કરેલો શાર્દૂલ હણી તથાપિ તેનું કાંઇ વળવાનું નથી.

સુરથ—આયુષ્મન્ ! દેવશ્રીનું કહેવું સત્ય છે, કેમ કે—

વૈકુંઠધામાછંદ.

આપના વીર્યને ધૈર્યને ધર્મને, પર્મ જે કર્મને ધ્યાનમાં શું ધરે !
શબ્દરૂપી શરે યાતુધાનો મરે, શાર્દૂલે શું સરે એ મર્યો કે મરે !
આપના તાપનું માપ ત્રૈલોકમા, ઇંદ્ર કે રૂદ્ર કે એ વિના કો કરે ?
તાપસી તર્જડા હે હરિ ! હર્ષડ્યા, નીર ને ક્ષીર તે એક પાત્રે ભરે !

સંવરણ—ના ના એમ તો નહિ જ; કિંતુ ભય એ પ્રાણીમાત્રને વિહ્વળ કરનાર છે, તથપિ સામંતો અન્ય જનો કરતાં કંઈક વિશેષતા દર્શાવે છે. નહિ તોઃ—

માલિનીછંદ.

ભય વયધર સૌની, શાંતિ કાંતિ ભગાડે,
જનમન દુઃખકારી, લક્ષમાં લે' લગાડે;
સુર અસુર વિધાતા, શંભુ સૂતા જગાડે,
અઋણી મુનિ બિચારા, એહમાં શું બગાડે !

સુરથ—આયુષ્યમન્ ! ભય એ દુર્ઘર દાનવ છે પરંતુ તેનું અડગ શૂરવીર દેવ સાથે કંઇ પણ ચાલતું નથી.

સંવરણ—આર્ય સુરથ અદ્યાપિ રથ કેમ લાવ્યો નહિ ?

સુરથ—આયુષ્યમન્ ! મેં અશ્વશાળા પાસે જ તેયાર કરી ઉભો રાખ્યો છે. ( સામેથી પ્રધાનને આવતા જોઇ ) દેવશ્રીનો જય થાવ; પ્રધાનજી સામેથી આવતા જણાય છે.

સુષેણુ—દેવાધિદેવનો જય થાવ. મને સુકેશીએ તપોવનના સર્વ સમાચાર કહ્યા. માર્ગે આવતાં સુરથે સજ્જ કરી રાખેલો રથ પણ જોયો

અને મેં સેનાપતિને સત્વર કહેવડાવ્યું તેથી તેઓ સેના સહિત તૈયાર થઇ ઉભા છે.

સવરણ—ધન્ય છે! તમારી કુશળતા વિષે કંઇ પણ કહેવા જેવું નથી; તથાપિ મુનિઓના મહાત્મ્યનો ઉપમર્દ કરી વ્યાઘ્રે વિનાશ કર્યો છે, તેથી કહેવાનું કે—

માલિની.

ધન સમ સમદષ્ટિ રાખી પાળો પ્રજાને,
તન મન ધન જાણો, કાપી કૂડી કજાને;
તન થકી અસુ જાતા, જે વિધે ખેદ ધારે,
પુરજન તજતાં તે, ખેદ છે અંગ મારે.

અપિચ—

ગીતિ.

તો પણ જાવું જોએ, કારણ પૂર્વે સુકૃત આચરવું;
પ્રાણ પ્રજા મમ સોપી, આ વપુ ધરી મેં તપોવને ફરવું.

સુષેણ—( નમન કરી ) દેવશ્રી ? હું પ્રજાને પ્રાણ કરતાં અધિક ગણી પાળીશ તથા આ પ્રમાણે તેનું પોષણ રક્ષણ પણ કરીશ.

ગીતિ.

પાળે પૂરે પ્રેમે, રક્ષે માતા સવત્સ સતોષી;
તે પેરે હું પ્રજાને, પાળું રક્ષું સદાય નિર્દોષી.

સંવરણ—ધન્ય છે. સુષેણ ! તમે એ જ પ્રમાણે પ્રજાનું પાલન કરશો. એમ હું સારી પેઠે જાણું છું. ( એવે ઉપસ્વરથી પ્રવેશ કરી આ પ્રમાણે કહે છે. )

ઉપસારથી—( નમન કરી ) દેવશ્રીનો જયજયકાર થાવ. મહારાજ! આજ્ઞા હોય તો રથ અહીં લાવું.

સંવરણ—ના અમે ત્યાં જ આવીએ છીએ. પ્રધાનજી! તમે સાવધપણે પ્રજાનું પાલન કરજો. એ વ્યાઘ્રને વિદારી હું સત્વર આવું છું.

સુષેણ—દેવશ્રીનો માર્ગ સુખરૂપ થાવ. દેવાધિદેવ! હું પણ મુનિકુટુંબ ભોજન કરી રહ્યું હશે તેમની સ્વેચ્છાનું અનુવર્તન કરવા ત્યાં જાઉં છું.

સંવરણ—હા, હા, તેમ કરો. સુરથ! હવે સત્વર જવું જોઇએ.

સુરથ—આયુષ્યમન્! જેવી ઇચ્છા. ( સર્વ જાય છે. )

( વર્તુલાકારમાં ઉભેલા અનેક મુનિઓ, મુનિપત્નીઓ, મુનિકુમારો તથા મુનિકુમારીઓ પ્રવેશ કરે છે. )

પહેલો મુનિ—અરે વામદેવ! સહુને સહુની પડી છે. નાગનાથ તથા મહાભાગને સંવરણ પાસે જાયે અતિ કાળ થયો પરંતુ "વપુ પોષાયું એટલે વિશ્વ પોષાયું" એ ન્યાયે તેનો ભય દૂર થયો એટલે તમારા ભયની તે શા માટે ચિંતા કરે?

બીજો મુનિ—ના ના સોમદેવ! એમ તો કેમ કહેવાય? આપણ સર્વેએ મળી તેમને યોગ્ય માન્યા અને બધા ભયમાં રહી તેમને નિર્ભય સ્થાને મોકલવા યત્ન કર્યો, તે તેમના જાણવામાં છતાં એમ કેમ કરે?

મુનિપત્નીઓ—એમ ન કરે ત્યારે હવે તેમનાં દર્શન કરવાં જોઇએ. અમે તો કહ્યું'તું કે કામેશ્વરને મોકલો પણ અમારું કહ્યું કરે કોણ?

મુનિકન્યાઓ—માતાજી ! એ ય બિચારા શું કરે ? વાઘનું નામ સાંભળી રાજાએ સાહાય કરવાની ના પાડી હશે ત્યારે તેડવા જનાર શું કરે ?

મુનિકુમારો—અમને મધ્ય રાખી વૃદ્ધ વૃદ્ધ આગળ પાછળ કેમ ઉભા રહ્યા છો ? અહો ! અમે તો ઘણા ય વાઘના કાન પકડી તેની ક્રીડા કરીએ છીએ. આ અમારી લાકડી જોઇ ! એનાથી જ વાઘને મારી નાખીશું ! જવા દ્યો અમને; અમારા તો પગ દુઃખે છે !

મુનિપત્નીઓ—બાપુ ! આ વ્યાઘ્ર તપ મહિમાનું ઉલ્લંઘન કરનાર છે ! અને વાઘણુ સાથે હોવાથી વકરાયલો છે; માટે આમ આવો; નીચા નમી વચ્ચે ઉભા રહો.

મુનિકુમારો—( લાકડીસહ ) ના ના, અમે તો જઇને તે વાઘને મારી આવીશું. એના તે શા ભાર છે ! ( એવે રથના પડઘા તથા ચક્રનો અવાજ થાય છે તેથી વાઘ ઉતરી આવ્યો એમ સમજી મુનિઓ ગભરાય છે અને એક ઉપર એક પડી જાય છે અને વાચા પણ બંધાઇ જાય છે એવા મુનિકુટુંબનું અવલોકન કરતો રથારૂઢ રાજા પ્રવેશ કરે છે. )

સંવરણ—( આશ્વાસનપૂર્વક ):—

ગીતિ.

આ સંવરણ સહાયે, આવી પોંચ્યો હવે ન ફીકર કશી;
તપ સ્વાધ્યાયન સાધો, વાધો સમ્યક સદા સુશીલ ઋષિ !

( કોઇ પણ જવાબ દેતું નથી. )

સુરથ—આયુષ્યમન્ ? આ પરાક્રમ અવલોકવા યોગ્ય છે.

સુરેશ્વર છંદ.

નથી નથી સુર અસુર સમર્થ, નથી હરિ વિધિ સદાશિવ જેવા,
નથી નથી નાગ નથી વડભાગ, ભએ ભૂમિદેવ કરે સહુ સેવા.
નથી નથી વૈસ્ય નથી નથી શુદ્ર, નથી પશુ કે અશુધારી એવા,
કથી ન કથા કદી જાય જરૂર, ભલે ત્રિપુરારિ મહાભય દેવા !

સંવરણ—આર્ય સુરથ ! સત્ય છે. અહો મુનિશ્વરો ! હું સર્વ તપસ્વીઓનો કિંકર આ તપોવનનું રક્ષણ કરવા આવી ઉભો છું, તેથી આ બાલવૃદ્ધે નિર્ભય થઇ વર્તવું ઉચિત છે. અહો ઋષીશ્વરો ! સાવધ થાવ સાવધ થાવ.

મુનિઓ—( ધીમેથી આખ ઉંચી કરી જોઇ માહોમાહે ) અરે ભ્રાતા ! ભ્રાતા ! ત્રાતા ! આ તો આપણું ત્રાણ કરવા મહાત્મા સંવરણ રથારૂઢ થઇ પધારેલા છે માટે સાવધ થઇ એમને જે કહેવાનું તે કહીએ.

સંવરણ—( નમન કરી ) અહો ભૂદેવો ! ઉઠો ઉઠો હવે કંઇ પણ ભય નથી.

પડેલો મુનિ—હવે કંઇ પણ ભય નથી; કિન્તુ ભય આવવા જ શા કાજે દીધો ? શું તું અમારો પ્રભાવ નથી જાણતો ?

શાર્દૂલવિક્રીડિત.

જો કે પાવક સર્વ ગ્રાસ કરી રહે, તેથી ન કાંઇ બળે,
જો કે અગ્નિ ઝરે ત્રીજા નયનથી, તે દેવથી શું વળે ?
વારિમા વડવાગ્નિ વૈરી થઇ રહે, ના જોર તેનું ભળે,
શાપાગ્નિ સમ અગ્નિ કો નથી નથી, પામે તું તે આ પળે.

સંવરણ—( નમન કરી ) મહાનુભાવ ! હું મહર્ષિઓના સામ-

ર્થથી સર્વ પ્રકારે તો નહિ પરંતુ કિંચિત્ જાણીતો છું; તથાપિ મારી અજાણમાં વ્યાઘ્રે વિનાશ કર્યો તેની ક્ષમા કેરશો.

બીજો મુનિ—અરે ! અમે કંઇ વ્યાઘ્રથી બીહીતા નથી; પરંતુ તારૂં કાર્ય અમારે શા સારૂ કરવું જોઇએ ? ( એવે ગર્જના કરતો વ્યાઘ્ર પર્વત પર દેખાય છે તેને જોઇ સર્વ મુનિઓ એક એક ઉપર પડી જાય છે. અને કેટલાએક ઓ વા-વા-ઘ-ઘ એમ બોલતા જ્યાંના ત્યાં જ ઉભા રહે છે. )

સંવરણ—( વ્યાઘ્રને જોઇ સદર્પ ) આર્ય સુરથ ! જરાક રથ આગળ લે એટલે હું એને યમપુરીનો માર્ગસ્થ કરૂં. ( સારથી તેમ કરે છે અને રાજા શરસંધાણ કરી વ્યાઘ્રને મારે છે. વ્યાઘ્ર આમ તન રંગો નાસવાનો યત્ન કર્યો છતાં શરથી જોડાઇ આર્તનાદ કરી પૃથ્વી પર પડે છે. )

સુરથ—( રાજાને પુનઃશરસંધાણ કરતો જોઇ ) હાં હાં નરેશ્વર શ્રવણ કરો.

વસંતતિલકા.

જો શશ શંભુનું કદી, વળી પાછું આવે,
જો વજ્ર વાસવતણું, ન અરિ શમાવે,
બ્રહ્માસ્ત્ર બ્રહ્મતણું જો અરિ ના નમાવે,
ત્યાથી ન સંવરણનું, શર પાછું આવે.

સંવરણ—શું આર્ય સુરથ ! ત્યારે તે વ્યાઘ્ર મુરાયો જ કે ?

સુરથ—એમ કહેવું શા કાજે જોઇએ છે. તો શરસંધાણ થતા-મા જ યમપુરી ભણી જઇ પહોંચ્યો. આયુષ્મન્ ! -

દોહરો.

સિંહણી ગર્ભ કદી ધરે, જો નૃપ ! બીજી વાર;
તો જ્યા પુનઃશરે ચઢે, નિશાન લહી નિરધાર.

સંવરણ—તો હવે આપણે મુનીશ્વરોને સાવધ કરવા જોઇએ. (રથમાંથી ઉતરી મુનિ પાસે જઇ) મહાશયો ? શાર્દૂલનો અંત આપના સેવકથી આવ્યો છે, માટે હવે નિર્ભયતાથી તપશ્ચર્યાનો આરંભ કરો.

પહેલો મુનિ—(સાવધ થઇ) શું શૂરશિરોમણિ ! તેં વાઘ વાઘણ ઉભયનો અંત સ્વલ્પ સમયમાં આણી દીધો ? વાહ ધન્ય છે ! ધન્ય છે !!

સંવરણ—મારા જોવાંમાં તો એકલો વ્યાઘ્ર આવ્યો તેને જ મેં માર્યો.

બીજો મુનિ—(સકોપ) અહો ! વાઘને મારવામાં તે શું પરાક્રમ કરવાનું હતું ? એને તો અમે આ અમારી ત્રેષ્ટિકાથી પણ પુરો કરી નાખતઃ પરંતુ જે વિકાળતા રહેલી છે તે વાઘણમાં જ છે.

સંવરણ—મહાનુભાવ ! તે વાઘણ મારા જોવામા આવી નથી; પરંતુ આપ સ્થિર થાવ; હું તેનો નાશ કરી સ્વલ્પ કાળમાં અહીં આવું છું.

ત્રીજો મુનિ—હવે અમને એકલા મુકી કયાં જાય તે ! શું હવે અમારે થોડા સારૂ તને શાપ દેવો કે !

સંવરણ—આર્ય, સુરશ ? 'આ સર્વ ઋષીશ્વરોનું તમે અહીં

રહી રક્ષણ કરો. હું તે દુષ્ટાને વિદારી વહેલો વળી આવું છું. પર્વત પર રથને ચઢવાનો માર્ગ પણ નથી.

સુરથ—જેવી દેવશ્રીની ઇચ્છા. પણ સેવકને સેવા કરવા સાથે લીધો હોત તો ઠીક !

સંવરણ—ના ના, તેમ કરવાની કંઇ જરૂર નથી. તમે આ સર્વ મુનિઓ સહ જળસ્થાન પર બેસો અને આપણું સૈન્ય આવે તેને પણ ત્યાં નિવૃત્ત કરો. આ હું આવ્યો ! ( એમ કહી ધનુષ્ય બાણ લઇ રાજા જાય છે અને પછી રથ તથા મુનિઓ પણ જાય છે. )

( પર્વત પર વાઘને શોધતી વાઘણ આવે છે અને તે રાજાને નીડરપણે ઉપર ચઢી આવતો જોઇ ભય પામી પાછી ભાગી જાય છે.)

સંવરણ—અરે શું વાઘણ પાછી નાસી ગઇ? આ કંઇ કૃત્રિમપણું કે માયા તો નથી ? જો એમ ન હોય તો માનવને જોઇ એ પાછી નાસે કેમ ? અરે હાં, ઠીક સ્મરણ થઇ આવ્યું.

ભુજંગી છંદ.

અરે વાઘણી હું તને ચ્હતી જાણું,
અરે જાય ક્યાં આ ભર્યું માંસભાણું,
ઉભી રૂહે ઉભી રૂહે તદા તો પ્રમાણું,
ભલે નાસી જા બાણ છે ના અજાણ્યું ?

( એમ કહેતો તેની પાછળ દોડી જાય છે. )

સેનાની—આર્ય સમરસિંહ ! આટલું કહ્યાં છતાં પણ તમને આ કાર્યની સુપરત કરૂં છું; અને વિશેષમાં આ વસંતકને તમારી

કને મુકી જાઉં છું. જેથી એ નૃપપ્રિયને કંઇ હરકત ન પડે. કેમ વસંતક ! અહીં ઠીક ન પડે તો ચાલો મારી સાથે.

વસંતક—હજી તમે ગયા નથી ? જાવ ભાઇ જાવ; મારો તો અધડાઇને અડદાળો નીકળી ગયો છે. બળ્યો આ શિકાર અને મુઆ આ મુનિઓ ! એમને તે કેટલા કાળ કાઢવા હતા કે મારા જેવા મહાનુભાવને મોદક સાથે અંતર પાડવા બેઠા છે ? વાઘણે કેમ વાઘની પેઠે વે'લી મરી જતી નથી ? જાવ જાવ તેને જઇ પૂરી કરી આવો.

સેનાની—મહારાજ મોદક મારવાના નથી ! તમે જ જરા ઉતાવળે એટલું કામ કરી આવોને ! ( એવે વાઘણનો આર્ત્તનાદ સંભળાય છે. તેથી સેનાની તે તરફ દોડી જાય છે; બીજા જેમ તેમ સાવધ થઇ ઉભા રહે છે; અને વસંતક અતિ કંપ સાથે જડ બની જાય છે, તેને સાવધ કરી )

સમરસિંહ—આર્ય વસંતક ! સાવધ સાવધ. ભયગ્રસ્તને એ જાનવર પહેલું હણે છે.

વસંતક—( સાવધ થઇ આમ તેમ જોઇ ) ઓ ભાઇઓ ! મને પેલા ઝાડ પર ચઢાવી દઇ તમે નીચે ના ઉભા રો' ? પરમેશ્વર તમારૂં કલ્યાણ કરશે; અને હું તમારો ગુણ કોઇ દહાડો નહિ વીસરૂં હો ! રાજાને સમજાવી હું કહીશ, કે વાઘણ તમે બધાએ જ મારી. નક્કી મારાથી જે તમારૂં સારૂં થશે તે કરીશ પણ મને ઉતાવળે ઝાડ પર ચઢાવી ધો; નીકર મારો જીવ જશે !

સમરસિંહ—ભાઇઓ ! આ પાસે જ ઝાડ છે માટે ત્યાં જઇ ઉભા રહીએ એટલે ઉભય અર્થમાં બાધ આવશે નહિ; અને જો એમ નહિ કરીએ તો આ બ્રાહ્મણનો જીવ જરૂર જતો રહેશે,

સર્વે—હા એમ કરો એમ કરો. અહીં ચુને તહીં ઉભા રહેવું એ આપણે તો એક સરખું જ છે તો ભલે પરમાર્થ શા કાજે ન કરી લેવો ?

વસંતક—તમો સર્વેનું કલ્યાણ થશે ! મહારાજ ! જાણે તમે જ મને જીવતદાન આપ્યું !! ( સર્વે ઝાડ ભણી જાય છે. )

---

## ૧૮. રાજા અને વિદૂષક.

વસંતક—આપણી ચતુરાઇ, તે આપણી કને જ છે. અરે એટલું ય શા કાજે ? જેમ સૂર્યની સમાન ઉપમાએ સૂર્ય, સમુદ્રની સમુદ્ર, ચંદ્રની ચંદ્ર, પૃથ્વીની પૃથ્વી, પરબ્રહ્મની પરબ્રહ્મ, તેમ આપણી ઉપમાને યોગ આપણે પોતે જ છીએ. અમારો પોતાનો ધંધો, રોજગાર, ઉદ્યોગ, વણજ, વેપાર કે જે કહો તે તો એ જ કે રાજાની ઇચ્છાનુસાર વર્તન કરી, મોદક પર હાથ મારવો. રાજાની મનોવૃત્તિ વર્તી વર્તતાં ઉંધાનુ છતું અને છતાનું ઉંધું પણ વખતે કરવું પડે, એટલે જેવું હિત આપણાથી થયું હોય તેને આપણે આંમ્રના પાટા કરતા પણ વધારે વહાલા લાગીએ, એ તો દેખીતું જ છે, તથાપિ આ તરણ વિપ્ર તાલમેલ કરવામા કયાં કાચો છે, કે તે એક જ માર્ગી થઇ મૂઢ બને. રાજાને ગમતું બોલીએ અને દેવીનું મન રીઝવીએ, એમ છતાં ય કદી દેવી ક્રોધે ભરાવા જેવું કંઇ થઇ ગયું તો તે કયા આપણું કામ હતું ? ગાજરની પીપુડી વાગી ત્યાં સુધી વગાડી અને ના વાગી– ( એટલે અરધું બોલે છે એવામાં રાજાને સામેથી આવતો જોઇ ગભરાયલા જેવો બની જાય છે. )

સંવરણ—બોલ, બોલ વયસ્ય ! શું બોલે છે ? વાગીનો બાકી રહેલો સંબંધ જાગી પૂરો કર. વાહવા ! કાર્ય તો કરવા

જોગા જ કરતા દેખાઓ છો ? મેં તને કીયા કાર્ય માટે મોકલ્યો હતો, તેનું ય કંઇ સ્મરણ છે કે ? શું કરવા હોય ! અસત્ય ત્યાગી, વાગીનો સંબંધ તો પૂરો કરવો જ જોઇએ. મે તારા બોલે બોલ શ્રવણ કર્યો છે. ચાલ સત્વર કહી દે.

વસંતક—આમ થયુ, એમ થયુ, તેમ થયુ, કેમ થયું, ( અટકી જાય ) મહારાજ ?

સંવરણ—( સોટીનો પ્રહાર કરી ) કેમ વયસ્ય. વાગે છે કે ? જો સાચે સાચું નહિ બોલે તો જેમ મહુઅરથી મણિધર ડોલે તેમ આનાથી ( લાકડી બતાવી ) તને ડોલાવી લેવો પડશે.

વસંતક—વયસ્ય ! વાગે છે હો ! જાઓ, નથી કહેતા. ( એટલુ બોલી નાશી જવા જાય છે. તેને દોડતો પકડી પાડી )

સંવરણ—વયસ્ય ! તને વાગ્યું ? જો એમ થયુ હશે તો મને ખેદ થશે મારાથી તો સેજ હસવામા એમ કરી જવાયુ.

વસંતક—ઠીકસ્તો " મીંદડીને મન હસવું થાય અને મૂષકને મન જીવ જાય " તેમા કયા તેને " નહાવુ નીચોવવું પડે તેમ છે ? "

સંવરણ—ના રે ભાઈ ના, એમ તે હોય ? પણ હવે 'વાગી' વાળુ વાકય ઝટ પૂરૂં કરી બતાવ, એટલે તારો અને મોદકનો મેળાપ સત્વર કરાવી દઉં.

વસંતક—યત્નાનો હશે તો તમારી લીધેલી હઠ પૂરી કરાશે તો જ થશે. એ તો મને તમે આરંભાએલા પુત્રેષ્ટિની પૂર્ણાહુતિ જોવા મોકલ્યો હતો ત્યા પુરોડાશને ઠોકર વાગી અને તેથી તે અપવિત્ર થયો તેને જેમ તેમ કરી પવિત્ર કરી લીધો, એવામા શ્વાને આવી

પૂરેપૂરી પૂર્ણાહુતિ કરી દીધી ! ! આમાં તે શા ખુશીના સમાચાર હતા કે તમને પૂછતાવાત જ કહી દઇએ ? ( સ્વગત ) જો બંધાય છે તો " કેરી બાંધી " છે તો ખરી.

સંવરણ—( સખેદ ) વયસ્ય ! દેવીને આ વાત મહા દુઃખ દેનારી થઇ પડશે. જો શ્રવણ કર —

ગીતિ.

ધાર્યું ધરણીધરનું થાયે, માનો મનોર્થ ખુદબુદા,
તે લય થાતા દુઃખકર, ઉપજે માનસ મહા રહે સુદા.

વસંતક—મહારાજ ! મારે તો " સોળમી ઘડી જાય છે, " માટે ઘર ભણી વળવાની વાત બને તો તો જાણે જીવતદાન તમે જ દીધું ગણાય.

સંવરણ—( સાનંદ થવાનો અભિનય કરી ) હા, હા, વયસ્ય ચાલો ચાલો ( વસંતકને ખભે હાથ મુકી ધીમે ધીમે બંને જતા જાય છે. )

# ટીકા.

૧. કંસ દેવકીને સાસરે વળાવતો હતો ત્યારે આકાશવાણી થઈ કે 'દેવકીથી આઠમો ગર્ભ તને મારશે' તે સાભળી તે દેવકીને મારી નાખવા જતો હતો તે વખતે વિના અપરાધે ટોસઆરતથી ભરેલીને નહિ મારવા ભાઈને તે દીન વાણીથી કરગરે છે.

દેવકી–કંસના કાકા દેવકની પુત્રી, વસુદેવની સ્ત્રી ને શ્રી કૃષ્ણની માતા. વલવલી–ટળવળી માન માગવું–કાલાવાલા કરના. પાપનો પોટલો–પાપની ગાસડી ઉગ્રસેન–મથુરા નગરીના યદુવંશી રાજા અને કંસના પિતા. પડે.........મુદ્રડી–હાથની આગળીમાથી વીંટી નીકળી પડે છે. વેણી–ચોટલો સેસ–દરકન્યાના લગ્ન વખતે વરના અથવા કન્યાના હાથમા નાળિયેર, પાન, સોપારી અને રૂપિયો મુકવાં તે. તબોળ–પાન (લગ્નક્રિયામા વરકન્યા એક બીજા ઉપર પાનની પીચકારી મારે છે તે.) સાવલિયુ–પાનેતર, ઝીણું કપડુ. નથી......સાવલીએ–લગ્નમા થએલી ક્રિયા એટલી બધી તાજી છે કે તંબોળ છાટયાનો રંગ કપડા પરથી હજી સુકાયો નથી. દુનિયાનો લ્હાવો મેં લીધો નથી. છઉં......ભરી–હોસઆરતવાળી પાવલીએ–પગે. વોળાવી–સાસરે જવા વદાયગીરી આપી. મને ઘણું આપ્યુ, હુ ધરાઇ ગઇ. કટાક્ષમા બોલે છે. ગજગામિની–હાથીની ચાલ જેવી ચાલ ચાલવાવાળી. બાપુવા–બિચારા; ગરિબડા. વસુદેવપતિ–શ્રી કૃષ્ણના પિતા દેવતા- કશ્યપના અદિતિથી થએલા પુત્રો. તેમની સખ્યા તેત્રીશ કરોડની કહેવાય છે.

૨. આ કાવ્યમા શ્રીકૃષ્ણ જન્મતા પહેલા દેવકીને દર્શન દે છે તેનું, ને દેવકીને સ્વપ્ન આવ્યા વગેરેનુ વર્ણન છે

શુકજી–વ્યાસના પુત્ર. એ પહેલે જન્મ પોપટ હતા. યોગનિદ્રા –માયાથી ઉંઘ; સૃષ્ટિની ઉત્પત્તિ વચ્ચેનો સમય. એ સમયમાં બ્રહ્માની જે નિદ્રા તે. હવી વ્યાપ્તમાન–ફેલાઇ. અયુત–દશ હજાર. બક બકી–કૃષ્ણે મારેલા રાક્ષસો. ગોવર્ધન–ઇન્દ્રની પૂજા નહિ કરતા શ્રીકૃષ્ણે જે પર્વતની પૂજા કરાવી હતી ને ઇંદ્ર કોપ્યા ત્યારે તેમણે ટચલી આંગળીવતી જેને ઉંચો કર્યો હતો તે પર્વત. ભોયંગ–નાગ. ઉખળ–ખાડણિયું. પાર્થ–અર્જુન. ભક્તવત્સલ–સેવક ઉપર વહાલ રાખનાર. લીલાએ...... ધારી–અવતાર લીધો, શરીરધારણ કરી અદ્ભુત કામ કર્યાં. નિષ્કર્મ ......ભક્તનું–ઇશ્વરભક્તિ શિવાય બીજી કશાની જેને ઇચ્છા નથી એવા શ્રીકૃષ્ણ ભગવાનને માત્ર પોતાના ભક્તનું જ કામ કરવાનું હોય છે. ગા [illegible] કહેવા માત્ર–નામનુ, ખરેખરૂં નહિ. અધોમુખ–ઉંધે માથે [illegible] જે મે છે તે પહેના માના ઉદરમાની અધમસ્થિતિ, હરિ [illegible] જગતનુ [illegible] હોઈ કેમ લે ? ઉમયાનાથ–શંકર, શિવ. નિગમ-વેદ. રોહિણી–સત્તાવીસ નક્ષત્રોમાનું એક નક્ષત્ર. આનંદપર્વ મહાસુ–સુખની શરૂઆત થઇ. ગજે–શોભે. વૈજયંતી–ભગવાનની ડોકમા પહેરવાની પગ સુધી પહોચતી માળા મકરાકૃત–મગરના આકારનું. નખશીખ–પગથી માથા સુધી. સાસે પડિયા–વિચારમા, સદેહમાં પડયા.

૩ બાળક જન્મ્યા પછી માતાનો ભાવ, તથા બાળકના ચિહ્નો કવિએ ચીતર્યા છે.

સકલ્પ–પ્રતિજ્ઞા, નિયમ હાથા–કંકુવાળા હાથના છાપા. અંજલિ–ખોબો. પરને–પારકાને.

૪. શ્રીકૃષ્ણ નદને ઘેર પધાર્યા તેથી દેવકીના હૃદયમા વિજોગની જે બળતરા થાય છે તે બતાવે છે, તથા જસોદાની, સાથે પોતાની સરખામણી કરી વિલાપ કરે છે.

જમની, એ સૂર્યની દીકરી છે એમ માનવામાં છે. સેજે-પથારીમાં. દીપક.......અંશ રે-દીવો અગ્નિનો અંશ હોવાથી વસુદેવ તેને સાક્ષિ તરીકે રાખે છે. શ્રી વત્સ......એંધાણ રે-કૃષ્ણના શરીરનાં ચિહ્નોની નિશાની રાખી. કારાગૃહ-સખત કેદખાનું.

૭. આમાં દેવકીને પ્રસવ થયાની ખબર સાંભળી આઠમો ગર્ભ જે કંસનો કાળ હતો તેને કંસ મારવા આવ્યો, તે વખતે દેવકી ભાઈને વિનવે છે કે એ પુત્ર નથી પણ પુત્રી છે, એટલે ભયનું નિવારણ થયું છે. એટલું જ નહિ, પણ અબળા હોઈ સમજીને શી રીતે મારશો તેનો વિચાર કરવા તથા એટલું સંતાન જીવતું રહેવા દેવા અરજ કરે છે. પણ તે નહિ સાંભળતા જેવી પુત્રીને તે પછાડવા જાય છે તેવી હાથમાંથી સરકી જઈ આકાશમાં વીજળીમાં મળી જાય છે, ને તેને ચેતવતી જાય છે કે તારો કાળ બીજે ઠેકાણે ઉઠ્યો છે, તે તને મારશે.

પુત્રી......જંજાળ-દેવકીના આઠમા સંતાનથી કંસને ભય હતું, પણ હવે પુત્રને સ્થાને પુત્રીનો જન્મ થવાથી તે આધિ, વ્યાધિ, ને ઉપાધિ મટી ગયાં છે. અવશ્યમેવ-જરૂર. આઠમો......સર્વથી-કંસ કહે છે કે પુત્ર કે પુત્રી હું સમજતો નથી. માત્ર એટલું જ જાણું છું કે આઠમું સંતાન મારો દુશ્મન છે. છે .....સંતાન-આ વૃદ્ધાવસ્થામાં છેલ્લું છોકરૂં છે. ભ.તિ-વહેમ; ભ્રમ. મશક-પાણી ભરવાની ચામડાની કોથળી. કેમ ..મહારૂદ્ર-માણસ અને મહાદેવ વચ્ચેની લડાઈમાં પરમેશ્વર કેમ હારે? આગિયો-જીવડું. એના શરીરમાં પ્રકાશ હોય છે તેથી તેની સૂર્યની સાથે સરખામણી કરી છે. ભાણ-સૂર્ય. શાર્દૂલ-વાઘ. મેરૂ-હિમાલય પર્વત. દશે દિગ્પાળ-ચાર દીશા, ચાર ખુણા, આકાશ અને પાતાળ એમ દશે દિશામાંના રક્ષણ કરનારા તમારે તાબે છે કાળજનો નિર્દય-બિલકુલ દયા વિનાનો. કાળજ-કાળજું. જેમ...... ઓડીઆળ-વાવેલા ખેતરમાં દાણા ચણવા આવતાં પક્ષીઓને ઉડાડનારો

માણસ રોયો જેવી રીતે ગોફણ માથા ઉપર ફેરવી ગસ્નોલ મારે છે તેમ. છું કે-પછાડે. ઝળક-વીજળી. અભ્રવટા-વાદળાની ઘટા. વછુટી... મઠી-સખત પકડી નહિ એટલે હાથમાંથી સરી પડી વારૂં-ઠીક, સારૂં. માતુલ-મામા. શાતા-સુખચેન, શાંતિ. સાધન-ઇશ્વરપ્રાપ્તિ માટે જપ, તપ, દાન વગેરે ઉપાય

૮. પુત્રજન્મ થતા માતપિતાને, સગાંવહાલાને જે આનંદ થાય છે તેનું તથા તેને અંગે ઉજવવામા આવતા ઉત્સવનું તથા ભાટ ચારણો વગેરેને ભેટ સોગાદ આપવ ના રિવાજનું કવિ અત્રે ચિત્ર આપે છે.

અંતરિક્ષ-અદ્ધર. પંકજ-કાદવમા ઉત્પન્ન થએલું એટલે કમળ. પનોતી-નશીબદાર; ભગ્યવાન. ઉઘાડી-ચોકીને, ચમકીને. દેવ...... નથી રે-આ કોઇ દેવસ્વરૂપના જેવો દીકરો મળ હરતો નથી તેમ મૂતરતો પણ નથી. અણ્યાણાં-હરેક શુભ કાર્ય વખતે ઘરૂં નાગિયેર કંકુ, સોપારી, પૈસા, વસ્ત્ર અને ગોળધાણા માગણને આપવામા આવે છે તે. બંદીજન-ભાટ, ચ ગ્ણ, આદિ રાજા તથા શ્રીમંતોના વખાણ કરનારા. કર્દમ-કાદવ અશોક-આસોપાલવ. (આસોપાલવ તથા આંબાના પાતરનું માંગલિક પ્રસંગે તોરણ બાધવાનો રિવાજ છે.) સોવણુ-સૌંડવણુ; અસ્તર. લાખેણી લોમરી-ઘણું જ કીમતી ઓઢણું. મુક્તાફળ-મોતી કનકપુષ્પ-સોનાના ફુલ. નિર્મુખ-નિરાશ. (ખોરાક, પૈસા વગેરે માગેલુ લીધા વિના પાછું જવુ તે ) મુનિ-જય. દૂધે... વઠ્યા રે-દૂધનો વરસાદ વ રસો; લીના લહેર થઇ. બધિર-બહેરો. ગો- કુળથી...મરણ-ગોકુળમા કોઈ મરતું ન હતું. ધર્મરાય-મરેલાં પ્રાણીનાં કરેલા પાપપુણ્ય ઉપરથી તેનો ન્યાય કરી સ્વર્ગે કે નર્કે મોકલનાર દેવ. ગાંધર્વ-સ્વર્ગના ગવૈયા.

૯. મા કેવા કેવા ગીતો ગાઇ બાળકને ઉઘાડે છે? તે વખ ...

તેના હૃદયનો આતર્ભાવ કેવો અલૌકિક હોય છે? તેમ કવિ પણ ભગવાનને આવાગમન હિંડોળે ઝુલાવે છે.

વારણે જાય-ઓવારણાં લે; વારી જાય.બારણા ઉઘાડાં હોવાં-વંશવૃદ્ધિ થવી. ગયાં .....દીવો-પૂર્વ જન્મનાં દુષ્ટ કૃત્યોને લીધે જે અંધકારરૂપી દુઃખ આપી રહ્યું હતું તે હવે કૃષ્ણના જન્મવાથી સુખ થયું. ઉત્તરવય-ઘડપણ. ભામગ્ગ-ઓવારણાં, દુખગી સંસાર...... જીવડા રે-કવિ સંસારને હીંચકાનું રૂપ આપી કહે છે કે જગતમાનાં કરોડો પ્રાણીઓ પોતે કરેલા કર્મો પ્રમાણે હીંચકા ઉપર ઝુવે છે, એટલે સુખદુઃખ ભોગવે છે આવાગમન......મથ્યા રે-પ્રાણીઓ એક પછી એક જન્મ લે છે, ને મયમા લપટાએલા રહે છે તે તેઓ સમજતાં નથી. મુકાશે......સંસારથી રે-તે સસારરૂપી થડણુથી મુક્ત થશે; તે મુક્તિ પામશે.

૧૦. નાનાં બાળકો નકામી હઠ લઇ માને કેવી રીતે પજવે છે તેનો, તથા માતપિતાના ખોળામાં ગમતા કેવા ચાળા, રમતો, બાળચેષ્ટા કરે છે તેનો ચિતાર કવિ આપે છે

સુકીત-સારા કામ ચૌદ લોકનો નાથ-શ્રી કૃષ્ણ. હાક-બીહામણો માણસ. ટપ-એકદમ. દીનાનાથ-ગરીબનો બેલી શ્રી કૃષ્ણ. પદ પ્રહાર-લાત. ઉચ્છંગ-ખોળો. દહાડી-રોજ. મોડે મોડે-વાર લગાડી, લાડતાં લાડતા, ધીમે ધીમે. દડબડ-ઉતાવળો. લહી-પીછાણ. મોકી-ઉજાણી.

૧૧. બાળચરિત્રમા કૃષ્ણ ગોપીઓને ત્યા જઈ દહીમાખણનો હાટ વાળતા તથા અનેક ચેનકા કરતા તે બાબત.ગોપીઓની ફરિયાદ છતાં માના ધ્યાનમાં તે વસતું નથી. માનો પુત્રભાવ કવિએ બતાવ્યો છે.

રાવ-ફરિયાદ. ચાક ચઢાવ્યું-ઉથલ પાથલ કીધું. અંબા-

જસોદા. ઓશીયાળી–ઓશીગળ; શરમીદી. જાન–નુકશાન. આખ ચઢાવી–ક્રોધ, ગુસ્સો કરી. શહોરાશહોર–શોર બકોર. હાથે ચડયો– કબજામા આવ્યો.

૧૨. કૃષ્ણ દહીં ચોરતા પકડાયાથી ગોપીઓ જસોદાને તેડવા જતી હતી તેને કૃષ્ણ કાલાવાલા કરી કહે છે, કે હવે ચોરી કદી નહિ કરૂં. મને છોડો. મારી મા મને મારશે. એ બાળસ્વભાવનું ચિત્ર છે.

ઘનસ્યામ–શ્રી કૃષ્ણ. વચન......બાપનું–બ્હાવામા બ્હાલા બાપના સમ ખાઇ કોલ આપું. અધર ડસી–હોઠ પીસી દાઝ વાળવો–નુકશાન કરવું. ગુંગેણું–ગળામાથી અથવા નાકમાંથી બોલવું તે; મોઢામાં કંઇ ભરેલું હોય ને બોલવું હોય તો મોઢું બંધ હોવાને લીધે નાકમાંથી બોલવું તે. કર–હાથ. સમા કરી–ઠીક ઠાક કરી. પેર–સ્થિતિ; રીત. વાટ–રસ્તો. ભારે પડયાં–મુશીબત પડી.

૧૩. છાશ વલોવવાની ગોળી કૃષ્ણથી બાળચરિત્ર કરતા ફૂટી તેથી જશોદા ગુસ્સે થયાં અને તેને દોરડા વતી ઊખળે બાંધવા તેની પછવાડે તે દોડયાં. કૃષ્ણે જસોદાને આખું ગામ દોડાવ્યાં, પણ તે પકડાયા નહિ. આખરે હાથ આવ્યાથી આખી ગૌશાળાનાં દોરડાં લઇ તેને બાધવા માડયા, પણ દોરડા ખૂટયા. કવિએ સ્ત્રીસ્વભાવની સાથે હાસ્યરસ, તથા વાત્સલ્યભાવ વગેરેનું વર્ણન કર્યું છે.

ઊખળ–ખાંડણિયું. ઉજડ વાળ્યું–ડાટ વાળ્યો, નુકશાન કર્યું. ઉછંછળ–ઉછાછળો, ઉદ્ધત. સુરવધૂ–દેવતાઓની સ્ત્રી. દાઝે–મનમાં બળે. રીસે તરડીયું–ગુસ્સાને લીધે કપાળમાં કરચલી પડેલી. ખીટળીયાળા–વાંકડિયા. સિંહનો નખ–છોકરાને નજર ન લાગે તે માટે સિંહ, વાઘના નખ સોને મઢી ગળામા લટકાવવાનો રિવાજ ઘણે ઠેકાણે છે. પાંખોટું–બગલમાંથી ખભાથી કોણી સુધીનો હાથ. ત્રિગુણ–સત્વ, રજ

અને તેમ ગુણ. અજ-બ્રહ્મા. ત્રિપુરારિ-ત્રિપુર રાક્ષસને મારનાર; શિવ. સહસ્રશીર્ષા-હજારો માથાંવાળો; શ્રી કૃષ્ણ ભગવાન. બટુક રૂપ-બાળકનું રૂપ ( બલીને મારવા ધારણ કર્યું હતું ). સકળ... બંધન-પ્રાણીમાત્ર સંસારમાં કર્મ, માયા અને આશા રૂપી જાળમાં વીંટળાએલો રહેલો છે. દામણુ-દોરડું. અચ્યુતાનંદ-વિષ્ણુ ભગવાન. અવ્યક્ત-પરમેશ્વર. ભારતી-વાણી; સરસ્વતી. ગુણાતીત-નિર્ગુણ; ત્રિગુણથી રહિત. પરાત્પર-શ્રેષ્ઠ, પરમેશ્વર. શેષશાઈ-વિષ્ણુ, નારાયણ. અસુરાંતક-રાક્ષસોનો નાશ કરનાર. અઘનાશ-પાપનો નાશ કરનાર. અનિગત-તેજોમય. ચિદ્રૂપ-જ્ઞાનરૂપ હોય તેવું. અક્ષય-નાશ ન પામે તેવું. ચક્રપાણી-જેના હાથમા ચક્ર છે તે વિષ્ણુ. સર્વેંદ્ર-સર્વે ઇંદ્રિય વાળો ( પરમેશ્વર ). ચંદ્રસ્વેનત-ચંદ્રના પ્રકાશ જેવું. સપુટ-જોડેલા. જ્યાન-નુકશાન. નથી ગોરસ......ધણી-દીકરા કરતા દહીં મા-ખણ વધારે નથી. ન વળી...પળ્યું-માથે ધોળા વાળ આવ્યા એટલે ઘરડાં થયાં તો પણ અક્કલ આવી નહિ. મીરાંત-દોલત. કરૂં-કરી એના અર્થમાં. સોડય-પક્ષ. પ્રકૃતિ-સ્વભાવ. સાંપડી-થઇ. રંક...... દુઝણી-ભરવાડની જાતી ઘણી ગરીબ હોય છે; ને એ જ એમનું ધર્ન હોય છે, પોતાને ત્યા દૂધ દેતી દશ ગાય હોય એ જ એમનો વૈભવ. વ્રજસાર્થ-વ્રજનાં લોકોનું ટોળું. પંકજચક્ષ-કાદવમાથી ઉત્પન્ન થએલાં એવા કુમળાં જેવી જેની આંખ છે તે ભગવાન. પ્રણિપત-ઝલાવાલા, ઝાંઝવા.

૧૪. ગોકુળમા કૃષ્ણને માથે નિત્ય ઉપર વિઘ્ન આવ્યાથી ત્યાંથી તે બધાં વૃંદાવન જઇ રહ્યા તે વખતે ઘરવખરો તમામ લઇ જાય છે તે બાબતનું વર્ણન આ કાવ્યમાં છે.

પૂતના-રાવણની બ્હેન, મારીને સગપણે, કૃષ્ણને ધવરાવવા આવી હતી તેને કૃષ્ણે મારી નાખી હતી. શકટ-ચકટાસર. તૃણાવત-ઝાડની

વેશે આવેલો રાક્ષસ. અરિષ્ટ-સંકટ, ઉપદ્રવ. વૃક્ષજુગ્મ-જોડાજોડ ઉગેલ ઝાડ. ચૂલે......કાંગડું-એવા ઉકળતા પાણીમાં બફાયા વિનાનો સખ્ત મગનો દાણો રહે છે તે પ્રમાણે ભગવાન પણ કાંગડું માફક સંકટમાંથી બચી ગયા છે. ચક્રી-ઘંટી, લોટ પીસવાની ઘંટીમાંથી જેવી રીતે દાણો આખો બહાર નીકળી પડે છે તેમ શ્રી ભગવાનનું શરીર પણ અણીશુદ્ધ રહ્યું છે. ઉચળો-ઉચાળા ભરો. (રૂચળા-ઘરવખરો). વાધે દૂધ-વધરે દૂધ દેતી થશે. વિભૂતિ-પૈસો, દોલત. છાજ-છાપરૂં, છાવાનું ઘાસ. હીસારવ-આનંદનો અવાજ; ગાયનો અવાજ. ઉધ્વંસ-ઉજડ. મચક-ખાટલો. સમ્માર્જની-સાવરણી. ટીચ-પહાડની ટોચ. ચંદ્રમાનું......ઉતર્યા-શુકન જોઇને રહ્યા. બદૂલ-ગાય. રમારમણ-શ્રી કૃષ્ણ.

૧૫. કવિની વર્ણશકિતનો આ નમૂનો છે. વનમાંનાં ફળ, ફુલ, ઝાડ, લાકડાં, પશુપક્ષી, કંદમુળ વગેરેનાં નામ એમાં આવે છે.

પૌગંડ-બાળક, છોકરવાદી. નેતિ......પોકારે-એ નહિ, એ નહિ એમ વેદ કહે છે; જેનું વર્ણન વેદ પણ કરી શકતા નથી તે. પરિક્ષિત-અભિમન્યુનો પુત્ર. શૌનિક-ઋષિનું નામ છે; ( એણે ઋગ્વેદનાં તથા બીજા વેદનાં પુસ્તકો રચ્યાં છે. ) સૂત-વ્યાસના શિષ્ય. ખટપદ-ભમરો. વિહંગમ-પક્ષી. સેહુ-ઝાડનું નામ. વટલટ-વડવાઇ. કેરણી-કેરડાનાં ઝાડ. અંકોર-ફણગો. ખાંડોકળી-ઝાડનું નામ. પાડલ-પડોળાં, ઝાડ. પંકજ-કમળ. ગુંજા-ચણોઠી. વૈજયંતી-કાળી તુળશી. કપોત-કબુતરની જાત. મરાળ-એક જાતનો હંસ. જંબુક-શિયાળ. ઊગટ-સુગંધીદાર પદાર્થ. પલવટ-ગાંઠ. અગજને-મોટા બાથ.

૧૬. કાળીનાગને નાથવાને હરિએ ગાયોને તથા ગોપને જમુનાનું પાણી પાયું, તેનું ઝેર ઉતાર્યું અને પછી નાગને નાથવાને ગેંડીદડાની રમત શરૂ કરી, પોતે કપટથી દડો જમુનામાં નાંખ્યો, ને તે કાઢવા પોતે અંદર ઝંપલાવ્યું ને પાતાળમાં ગયા.

. નાગદમન–નાગને દોરડેથી શ્રીકૃષ્ણે નાથ્યો હતો તે. જંત્ર-ઘટિ-કાયંત્ર, સૂર્ય. થયા......મધ્યાહ્ન–ખરા બપોર થયા. હહ–ઝરો. પ્રાણી માત્રે–તમામ પ્રાણીએ. નીલી–હીલી. પરઠ–કોલ.

૧૭. શ્રી કૃષ્ણ જમુનામાં પડયા તે સાંભળીને જસોદાજી છાતી-ફાટ રોવા લાગ્યાં, તથા સ્ત્રીઓ છોકરાની હમેશની ટેવ સંભારી સંભારીને તથા એકાદ અવળું કામ પોતાથી થયું હોય તો તેને લીધે એ પ્રમાણે થયું હશે એવું માની વિલાપ કરે છે તે પ્રમાણે જસોદા પણ શોક કરવા લાગ્યા. તેનો કવિએ ચિતાર આપ્યો છે. સ્ત્રી-સ્વભાવ મુખ્ય છે.

માણેકું–પુત્રરૂપી રત્ન. છેલ્લે આશ્રમે–ઘડપણમાં. નીપનો–નીપજેલો. વિજોગ આગ–વિયોગરૂપી અગ્નિ. હીસીહીસી–ઝુરાઇ ઝુરાઇ. કાષ્ટે–લા કડા મરતાં. મેક્ષાતર–મહાતું. કાળજ–કાળજું.

૧૮. નાગની સાથે યુદ્ધનું વર્ણન. નાગને નાથ્યાં પછી ભગવાન ફેણા ઉપર પગ મુકી નદીમાંથી બહાર આવે છે તે ચિત્ર

વાઇ–વગાડી. પિંડાર–ગોવાળિયા. મહુવર–મોરલી. હામ આવ્યા પ્રાણ–જીવમાં જીવ આવ્યો, શાતા વળી. ફુફવાવી–ફુંફાડો કર્યો, ફેણ વિસ્તારી. ઘુઘુવાવી–જોરથી વગાડી. ઝુઝકાર્યો–હોકારીને બોલાવ્યા. કદ્રુકુમાર–નાગ ( કદ્રુ એ દક્ષની પુત્રી, કશ્યપની એક સ્ત્રી, ને નાગની મા. ) ખંડણા પામ્યો–ભાગ્યો. અંગાર–અગ્નિ. વરસે અંગાર–ઝેર રૂપી અગ્નિ વરસતો હતો. ઢીક–મુકકી પ્રકાર. અંકવડે–ગોથાં, લથડીઆં ખાય. પૃષ્ઠ–પીઠ. મૂર્છના–મૂર્છા. હેવાતન–સૌભાગ્ય સ્તવે–સ્તુતિ કરે.

૧૯. ઇંદ્રનો મદ ઉતારવાને માટે કૃષ્ણે ગોવર્ધન પર્વતની પૂજા ગોપ પાસે કરાવી હતી તે વખતના ઉત્સવનું વર્ણન.

શૃંગ–શીંગડા. શૃંગાર્યા–શણગાર્યા. ધીસલાં–બળદ. પલોટવાને માટે વાપરવામાં આવતું સાધન. સમસ્ત–બધા. કટિલંક–કેડ.* પરિધાન કરવું–પહેરવું. સ્વાદીક–સ્વાદવાળા. અજવાળી–સળગાવી.

૨૦. ગોવર્ધન પર્વતની પૂજાથી ઇન્દ્રને નારદે તેનું માન તોડયા બાબત ચડાવ્યો, ને તેને ગુસ્સે કર્યો એટલે તેણે મૂસળધાર વરસાદ વરસાવ્યો, ને વીજળીના ચમકારા વગેરેથી અનેક રીતે ગોપ વગેરેને હેરાન કર્યા તેનું વર્ણન.

મઘવા–ઇંદ્ર. માનુભાવ–મહાનુભાવ, મોટા દરજ્જાવાળો. સાવધાન–પાકું લક્ષ. ઉવેખ્યો–અપમાન કીધું; અનાદર કર્યો શુધ–ખબર; ભાન. ભૂગોળના અનુચર–પૃથ્વીના સેવકો. પ્રતિબોધ-શિખામણ આહીરા.......ચાલે–ભરવાડો અત્યાર સુધીની ચાલી આવેલી રૂઢી બંધ કરી અવળે રસ્તે વર્તે છે. મર્યાદા–માન; આબરૂ. વરશોત–વર્ષાસન; કર; હક. પરજન્ય–વરસાદ. રવિ......બાધી–સૂર્યનું અજવાળું વાદળાંમાં ઢંકાઇ ગયું. કૌરણુ–ધુળકાંકરા. આંધી–ધુળિયો વંટોળિયો. ભવન ભૂલે–ઘર ભૂલી જાય; ચિત્તભ્રમ થઇ આંફલાં ફાંફલા થાય. ઓખાંગવું–આખલાનું ખરાડવું તે. સોર્ડયા–તૈયાર કર્યા.

૨૧. મેઘથી ગોપ, ગોપી, ગાય વગેરેનું રક્ષણ કરવાને હરિએ ગોવર્ધન પર્વતને ટચલી આંગળીથી ઉંચો કર્યો, અને તેની નીચે સર્વેને રાખ્યાં તે લીલા.

જાણે...ચમકારે રે–વાસુકી નાગની જીભની માફક વીજળીનો ચમકારો હાલતો ને દોડતો હતો. પસાય–કૃપા. નાળ–દાંડી; વેલો. આણ–હુકમ. અગ્ર–રોય.

૨૨. કૃષ્ણને મારવાના કંસના સઘળા ઉપાય નિષ્ફળ ગયા

ત્યારે તેણે તેને મથુરામાં તેડી લાવવા અક્રૂરને તેડવા જવા કહ્યું. કૃષ્ણને મળતાં શું શું તે અનુભવશે તેના, તેના મનમાં ઘોડા દોડે છે.

મનોરથ—સંકલ્પ વિકલ્પ. ધન—ગોપી. ભારે......વળ્યાં રે—ફળને લીધે નમી ગયાં છે. માકડી......કુંડળી—ગાયની જાતો. ધટે—ધણમાં. દક્ષિણ પાસ—જમણી બાજુએ. બાંય—હાથ. મૃગમદ—કસ્તુરી. ગુંજા—ચણોઠીનું ઝાડ. શેરડી—શેરીઓ. ચાસ, સારસ, શુક, ચકોર ને ગેર એ બધા પક્ષી છે.

૨૩. કૃષ્ણ મથુરામાં આવે છે તે વખતે ચૌટામાં પેસતાં ધોબી દરજી, કુબ્જા, માળી વગેરેને મળે છે અને તે બધાનો અનુગ્રહ કરે છે તેનું વર્ણન.

લોબરી—ઘણું કુમાસવાળું ભરવાડોને ઓઢવાનું વસ્ત્ર; ધાબળી. ચટકે—શોભાયમાન લાગે. ટોડર—માંજર, મહોરા કાંગેરે—કેડ ઉપર. કંદુક—દડો. ઉડગણ—તારા. ઇંદુ—ચંદ્ર. પરિયટ—ધોબી. સાતરાં—તૈયાર; બનીઠની. પટકૂળ—લુગડાં. રજક—ધોબી. વામ—ડાબો. સોઇ—દરજી. ઓરો—પાસે. કબાય—જામો. પદાંબુજ—કમળ જેવા પગ. ભવભ્રમણ ભાગે—સંસારમાં વારંવાર અવતાર લેવો ટળે; મુક્તિ મળે. સાયુજ્ય—ઇશ્વરમાં સમાઇ જવાની મુક્તિ. સાન્નિધ્ય—એક પ્રકારની મુક્તિ. મૃગમદ—કસ્તુરી. સોંધા—સુગંધી પદાર્થ. બધિર—બહેરા. શ્રીફળ ભાંજે—નાળિયેર વધેરે. લોલ—ચંચળ, સુંદર.

૨૪. કંસ પોતાના ધનુષ્યની પૂજા લોકો પાસે કરાવતો હતો તે ધનુષ્યનો શ્રી કૃષ્ણે ભંગ કીધો તેનું વર્ણન.

પોણ—પ્રતિજ્ઞા. દૈવત—જોર. લોપ—અવજ્ઞા, અનાદર. ત્રણ તાડ—પેક ઉપર એક ત્રણ તાડ ગોઠવી. ચાપ—ધનુષ્ય. પરવશ—પરાધીન.

ઉપહાર—પૂજાની સામગ્રી; ભેટ. અભિલાષ......ધરે—મનમાં કંસ મરે એવી ઇચ્છા રાખતા હતા. તાંડવ—શિવનું નૃત્ય; તંડુ મુનિકૃત નાચ. કમળાપતિ—શ્રી કૃષ્ણ. એક......રહ્યો—એક રાત આડી રહી હતી. ઉથાપી—ઉલટાવી નાખી; ફેરવી નાખી. આસુરી—રાક્ષસીઓના ગર્ભ પડી ગયા. પંચ કાજર—પાંચ કામો. ( ૧ ) રજકનો વધ, ( ૨ ) સોઇનો, ( ૩ ) માળીનો, ( ૪ ) કુબ્જાનો અનુગ્રહ અને ( ૫ ) ધનુષ્યભંગ.

૨૫. ધનુષ્ય ભાંગ્યાના સમાચારથી કંસને ભાણેજ આવ્યાનું ભાન થયું. પછી કૃષ્ણે હાથીને માર્યો તેનું વર્ણન.

નિજ......કરી—પોતાનો ખભો થાબડીને. કુંતાર—મ્હાવત. લક્ષ્મીકાંત—શ્રી કૃષ્ણ. ધુમણી—ચકરી. દક્ષિણ—જમણા. હસ્તી...... ચાક—જેવી રીતે કુંભાર ચાક ઉપર પેંડો મુકી ચકકર ફરવે છે તેમ ભગવાને હાથીને ચકર ચકકર ફેરવ્યો. મોતી ખરે—મદનાં ટીપાં પડે. ચોક વાળ્યું—ચપટ થયું, નાશ કર્યું. લઘુલાઘવી—યુક્તિ પ્રયુક્તિ.

૨૬. કંસરાજાના અતિ અધર્મીપણાને લીધે તેને મારવા ભગવાને અવતાર લીધો હતો તે પ્રમાણે તેણે તેને માર્યો. આમાં મામાભાણેજના યુદ્ધનું વર્ણન છે.

ખપુવા—એક શસ્ત્ર; ખપુવા ખંજર કહેવાય છે. આરક્ત—લાલચોળ. પંચાનન—સિંહનૃપ: નૃપ—રાજા. ઝાલ્યું હેત—માનું હેત અટકાવ્યું શી રીતે અટકી શકે? મામાજી......સાવધાન—હે! મામા તું હોશિયાર રહે જે, એમ કહી તેને ચેતાવે છે. ઓસાન—ભાન; જોર. કાળજ—કાળજું, છાતી. ટગમગ—એક નજરે જોવું તે. ખટ—છ. કીધાં...... સહી—પાપ કે પુણ્ય કર્યાં હોય તેનું ફળ જરૂર ભોગવવું પડે છે. હળધર—બળદેવ. દેવકીને......ધાર—દૂધની સેર ચાલી એટલો બધો આનંદ થયો. દિગ્ભ્ર—ચકિત. કલત્ર—સ્ત્રી. પાવક—દેવતા; અગ્નિ.

૨૭. ઉગ્રસેન રાજાને પદભ્રષ્ટ કરી કંસ ગાદી ઉપર બેઠો હતો તેને કૃષ્ણે માર્યો પછી કૃષ્ણ ભગવાન તેનો ફરીથી રાજ્યાભિષેક કરે છે તેનું તથા માબાપ તીર્થરૂપ છે, અને પુત્ર તેમના ઓશિયાળા છે તે બાબતનું વર્ણન.

અભિષેક–રાજગાદી ઉપર બેસાડવાની ક્રિયા. મેગળ–હાથી. જ્યાં આપ–જ્ઞાન થયું. દિવસ......દોહલે–મુશ્કેલીમાં દહાડા ગાળ્યા. તસ્કર–ચોર. જનકજનુની–બાપ અને મા. આળે–નકામું. દુહુવિયાં–દૂભાવ્યાં. કીટ–કીડા. વાયસ–કાગડો. સ્ત્રીને......અજ્ઞાન–જે પુરૂષ સ્ત્રીને તાબે થઇ માતાપિતાને દુઃખ દે. શુકર–ડુક્કર. કેડ ન મુકે–પુઠ છોડે નહિ. રોગ......કેડ–હમેશ રોગી રહે. સેવાથી......ગયો રે–જેણે માતપિતાની ચાકરી ન કીધી. વનોક–સિવાય; વગર. માતામહ–માના બાપ, નાનો. યયાતિ–ચંદ્રવંશી પાચમો રાજા; નહૂષનો પુત્ર.

૨૮. શ્રીકૃષ્ણ ભગવાન અત્યાર સુધી છાના નંદને ત્યાં ઉછર્યા હતા. હવે તે દેવકી વસુદેવના પુત્ર તરીકે પ્રગટ થયા, એટલે મથુરામાં રહ્યા. અહીં નંદનો વદાય કરવાને વસુદેવ કૃષ્ણને કહે છે તે વખતના કૃષ્ણના બોલ સચોટ છે. કવિએ વાત્સલ્યભાવ એવો આલેખ્યો છે કે કે કોઇ પણ વાચનારનું હૃદય પીગળ્યા વિના રહે નહિ. કવિની ચિત્રકારની અદ્દભુત શક્તિનો આ નમુનો છે.

ફોક–મિથ્યા; નકામું. પ્રકાશી કહેવું–જાહેર કરવું; જણાવવું. જમલોક જાય–મરી જાય. લઘુશંકા–પીશાબ. ટળવળે ટીટૂડી–ટીટી, ટીટી એમ બોલતું ટીટૂડીપક્ષી બચ્ચાને માટે જેમ વલખાં મારે છે તેમ જસોદા પણ વલવલશે. વાસું–વસાવું. વાયસ–કાગડો. કાળજડું ટાપું–દુઃખ દઉં. ગ્રાસ–કોળીઆ. નંદન–પુત્ર. અર્ભક–બચ્ચું. અર્ભક...

માંહે રે-કોયલ માદા પોતાના ઈંડા સેવતી નથી, પણ કાગડાના માળામાં જઈ મુકી આવે છે, કાગડી તે સેવે છે, ને બચ્ચું અવતરી મોટું થાય છે એટલે કાગડી તેમને હાંકી કાઢે છે, એટલે તે કોયલનાં ટોળામા ફરે છે. એટલા માટે જ તેનું નામ कोकिल परभृत પડેલું છે. અહીં કૃષ્ણનો અને નંદનો સંબંધ એને મળતો જ થયો છે. પોતાનો જાતિસ્વભાવ છોડતું નથી. વારી-નાખું-ઓવારૂં. અકેકનાં... સગાઇ-એક બીજાના લોહીની ઇચ્છા રાખે તેને ધિક્કાર છે. પ્રીત... પેસી રે-સ્નેહને લીધે સ્ત્રી ધણીની પાછળ સતિ થાય છે. કેળકંદ-કેળના ગાભા જેવો; ગમરૂ. પચાય-પ્રતાપ. આપણ......જીવાયે-આપણે ઢોરો ચારી તે ઉપર ગુજરાન કરીએ, ( એટલે ) ગરીબ માણસ કહેવાઇએ, તો પછી મોટા શ્રીમંતની સાથે શી વાત કરવી ઘટે ? હું રંક... ભીખ-મારા જેવા ગરીબ માણસને તેં પાયમાલ કીધો. વેખ-વેષ; રૂપ. ઓખધ-દવા, ઓસડ. ' ખાખડી ગાય-ખડી જેવું ઘણું દૂધ આપે એવી ગાય. લેહેણું લેવા-પૂર્વજન્મનું માગણું હશે તે આ જન્મે લેવા. પર પુત્રનું......ખમ્યાં-પારકા છોકરાએ હેરાન કીધા તે સર્વ સહન કર્યું. ચેવડજો-લેખજો; ગણજો. નાસરડે-કોઇના ત્રાસથી પોતાનું વતન છોડી બીજે સ્થળે ન્હાસી જવું પડે તે. દ્રુમ-ઝાડ.

૨૯. શ્રી કૃષ્ણ ભગવાનની વિદ્યાર્થીઅવસ્થાનું વર્ણન. તે સમયમાં ગુરૂને ત્યાં રહી કેવા કેવા કર્યા હતા તેનો ચિતાર આમાં છે.

વિદ્યાનિધિ-વિદ્યાનો ભંડાર. પાતાંજલ-યોગશાસ્ત્ર, પાતંજલિએ રચેલું પુસ્તક. મિમાંસાશાસ્ત્ર-બે છે, ઉત્તર અને પૂર્વ; ઉત્તરમિમાંસા અથવા બ્રહ્મમિમાંસામાં ભાદ્રાયણે બ્રહ્મ વિષે જ્ઞાનની ચર્ચા કરેલી છે, એટલે તે વેદાંત કહેવાય છે. પૂર્વમિમાંસાને કર્મમિમાંસા કહે છે; એમાં

વેદમાંની ધર્મક્રિયાનું સ્ફોટન છે એટલે એ છ દર્શનમાંનું એક છે. એ જૈમિનિનું રચેલું છે. નોળીકર્મ–નાકે પાણી પીવાની ક્રિયા તે. મર્મ–ભેદ. ઘોષ–અવાજ. પ્રભુ.....ગયા–ઇશ્વરને માન આપવા ચોંડે સુધી તેડવા ગયા. બાપ–પિતા નહિ, પણ લાડમાં મોટા માણસને બોલવાની રૂઢી છે. સેવ–ચાકરી. સરપણુ–લાકડાં: શીઘ્ર–જલદી. ઇંધણુ–લાકડા. અજાચક–ન માગવાનો. કળ–સુખ, ચેન. પાકસ્થિતિ –રસોઇ. દોહેલે–મુસ્કેલીથી. પલવટ–કચ્છો. ખોડ–લાકડું. ( તે લક્ષ્મીવર એટલે શ્રીકૃષ્ણને બીચારાં પુરાણ અને શાસ્ત્રો, ધર્મ પુસ્તકો ઓળખી કે ઓળખાવી શકતા નથી તે.) મુસળધાર–પુષ્કળ. વળી... આવી. વેળા–આપદા. હુતાસન–દેવતા; અગ્નિ. સુરભિસ્તન–ગાયનાં આંચળ. મીણાય–વકરે. અવળે...બારણે–તું મારે ત્યાં આવ્યો છે તે કંઇ ઉંધે રસ્તે ચઢી ભૂલો પડયો હોય એમ જણાય છે. કાશી જઇ કરવત મુકાવવી–કાશી જઇ મોક્ષ મેળવવો જનની જઠર...... ફરી–અવતારમાથી મુક્ત કરો, મોક્ષ આપો. પરમનિધાન–પરમેશ્વર. મશે–બ્હાને

૩૦. જસોદા ઉદ્ધવજી આગળ મનમાંની બળતરા કાઢે છે ને તેને ન્યાય કરવા કહે છે. દેવકી ઉપરની તેની દાઝથી સ્ત્રી સ્વભાવ પ્રત્યક્ષ કવિએ કર્યો છે.

પયપાન–દુધપાયુ. કેલ્યાણ–ખુશી આનંદમા. પ્રસુતા–મા. બાળ-વૃક્ષ–કુમળા ઝાડ. સાલ–દુ:ખ. ધાલ–પંગત, ઓળ. પાળેપાગે–ઉઘાડે પગે. સ્હવારો–બ્હેલો. જથડું–લડુ. શઢ–તકરાર, લડાઈ. હસાવ્યાં–રાજી કર્યા. રોમાવળી–રૂંવા. આવટે–ગુંચાય.

૩૧. ગોપીઓને ઉદ્ધવજી યોગ શીખવવા ગયા ત્યારે તે તરફથી એવો પ્રત્યુત્તર મળ્યો કે ઉદ્ધવજી સ્તબ્ધ થઇ ગયા. પ્રેમભક્તિ

સર્વથી ચઢીઆતી છે. નવ પ્રકારની ભક્તિ છે અને દશમી પ્રેમભક્તિ અલૌકિક ભક્તિ છે, એવું કવિ બતાવવા માંગે છે.

વદન...ઝાંખી–મ્હોડાનું તેજ ઉડી ગયું. મરતા......ભાઈ એક તો અમે દુ:ખી છીએ, ને તેમાં વધારે દુ:ખ શા માટે આપો છો ? દાઝ–લાગણી. અક્રૂર......ચોળાવી–અક્રૂરે આવી શ્રી કૃષ્ણને તેડી જઈ અમારૂં મન, તન, ધન, ચોરી લીધું અને અમને બાવા બનાવ્યા. તાપું–તપશ્ચર્યા કરૂં. લેહ–લગની; સ્નેહ અદકેરી–વધારે. ( જવાથી તો અમારો સ્નેહ વધ્યો છે. ) તેલ...બાંધી–માથામાં તેલ નાખતાં નથી. એટલે વાળ પોતાની મેળે જ જટા જેવા થયા છે. કંથા–લંગોટી. અવધુત–નાગોબાવો. જંગોટા, કછોટા, ગોદડી અને કંથા એ બાવાનાં વસ્ત્ર છે. તુંબીપાત્ર–તુંબડું. કુબ્જા–કંસની દાસી. શ્રીકૃષ્ણનું પુજન કર્યું હતું તેથી અંગે વાંકી હતી તેને સારી કરી હતી તે. શીંગી ફુંકો–શંખ વગાડો. સાધે જોગારૂઢ–યોગ ગ્રહણ કરે. અમે......મુઢ–અમે મુર્ખ ભરવાડ લોકો વૈરાગ્યમાં સમજીએ નહિ. અમૃત ઘટ......ભર્યો–ઘડામા કાંઠા સુધી પાણી ભર્યું હોય ને પછી જેમ પાણીનું ટીપું પણ માતું નથી તેમ આ દેહ રૂપી ઘડાના કાંઠા સુધી શ્રી કૃષ્ણ ભર્યા છે તો પછી જોગને કયાં સમાવીએ. ગોષ્ટી–વાતચીત. મધુકર–ભમરો. મકરંદ–ફુલની અંદરનો રસ. ઉરપર–છાતીપર.

૩૨. દ્વારિકા વસાવી કૃષ્ણ ભગવાન ત્યાં રહેવા આવ્યા તે નગરીની રચના વગેરેનું વર્ણન.

જંજાળ–ઉપાધિ. ફીજે–પેર–કોઇ ઠેકાણે ન્હાસી જવાની પેરવી. ગોઠવણ કરવી જોઇએ. વિશ્વકર્મા–દેવોનો શિલ્પશાસ્ત્રી. જોગમાયા–શક્તિદેવી. નિધિ–મહાસાગર, સમુદ્ર. દુર્ગ–કોટ; કિલ્લો; કોસીસાં–કોટ ઉપર નાનાં નાનાં કાંગરાં ચણવામા આવે છે તે. સ્ફાટિક–

ધોળો દુધ જેવો પથ્થર. કળશ......ઘટી–કળશના ઘડાથી ચંદ્ર આશ્ચર્ય પામી તેનું તેજ ઝાંખું લાગે છે. પુંજે–ઢગલો; ભંડાર. ગજશાળ –હાથીખાનું. શયનસદન–સુવાના ઓરડા. આસ્તરણ–શેતરંજી; પાથરણું. ઘોરનિંદ્રા–ભર ઉંઘ. ભાંડપાત્ર–વાસણકુસણ સાંત્યા–સંતાડયા.

૩૩. રૂક્મિણીને શિશુપાળ સાથે પરણાવવાનો ભાઇ વગેરેનો વિચાર હતો. રૂક્મિણીને કૃષ્ણ સાથે પરણવું હતું. તે વિચાર નહિ પાર પડે એમ જણાયાથી તેણે કૃષ્ણને વહારે ધાવાને કાગળ મોકલ્યો તે કાગળ.

શૈલસુતા સુત–( શૈલ–પર્વત; સુતા–દીકરી ) પાર્વતીનો પુત્ર–ગણપતી. મુક્તપુરી–દ્વારિકા ચક્ર–સુદર્શન ચક્ર. કિલ્મિષ–પાપ; અપરાધ. નરકનિવારણ–નર્કમા પડતા બચાવનાર. ગરૂડગામી–ગરૂડ ઉપર સ્વાની કરનાર. સપ્તસમુદ્ર–ક્ષારોદ, ઇક્ષુરસોદ, સુરોદ, ઘૃતોદ, દધિમંડોદ, શુદ્ધોદ, અને ક્ષીરોદ. કલ્પ–બ્રહ્માનો રાત અને દિવસ મળીને એક દહાડો. ઉપહાસ–મશ્કરી. કંઠપાશ–ફાંસો. આધીશ......પ્રાણી–તમે નહિ આવો તો ગળે દોરડુ બાંધી જીવ કાઢીશ. ગયો હાડે–પોતાનું રૂપ પ્રકાશ્યું. ગ્રસન કરવા–પકડવા. વ્હારે ચડજો–મદદે આવજો. અનંગ–કામદેવરૂપી અગ્નિ. અનંગ......વરસાદ–કામદેવરૂપી અગ્નિ મારા શરીરમા ધીકે છે તે તમે વરસાદરૂપે વરસી ઓલવી નાખી મને બળતામાથી બચાવો. તાણ–ખેંચ. ઉધાન–પૂનમ તથા અમાસ પછી જે મોટી ભરતી આવે છે તે ભરતી. દાવાનળ–અગ્નિ. વેરી–અરી. વૈરી. અધરામૃતપાન–ચુંબન. વિરહ રોગ–વિયોગનું દુઃખ. વાંછું–ઇચ્છું.

૩૪. સુદામોઋષિ દ્રવિડ દેશના વિદર્ભ નગરનો બ્રાહ્મણ હતો. એ કૃષ્ણ ભગવાનનો સહાધ્યાયી હતો. ભગવાનનો પરમ ભક્ત હતો. તે ગરીબ હતો. એ ગરીબાઇનું વર્ણન કવિ આપે છે.

માયાસુખ...રતી...સંસારના કોઇ પણ જાતના સુખની તેને જરા

પણ ઇચ્છા ન હતી. લેઇ...જળ–પાણીભેર જ રહેતાં. સાનુકૂળ–કૃપાવંત. અતિથિ–મેહેમાન. ગવાનીક–રસોઇમાથી ગાયનો કાઢેલો ભાગ. પર્વણી–દાન કરવાના દિવસો. જેવો...આથમે–આખો દિવસ નકામો પુન કર્યા વિનાનો જાય. સંવત્સરી–સમચરી, દર વર્ષની મરણ તિથિ. નિર્મુખ–ખાધા વિના. વાગલા–ફાંફાં. દહે છે......અંગાર-મને લાગણી થાય છે. હેવાતન......ચુડી–સૌભાગ્યમાં અકેકી ચુડી માત્ર છે. કલ્પવૃક્ષ–ઇચ્છિત પદાર્થ આપે એવું સ્વર્ગનું ઝાડ. માયાવરણ–માયાનું ઢાંકણુ.

૩૫. આ પદમાં સુદામા ઋષિ સ્રીના આગ્રહથી શ્રી કૃષ્ણ ભગવાન પાસે જવાનું કબૂલ કરી જાય છે. તે વખતે એના વેશ તથા ચાલવાની રીત વગેરેનું વર્ણન છે.

ઓખણ્યા–છડયા, સાફ કીધા. છોવાય–અભડાય. રસનાયે–જીભે. કુશ–દર્ભ નામનું ઘાસ. મુખ...વાધ્યું–માથાના તથા દાઢીના વાળ દાભના ઘાસ જેવા દેખાતા હતા. ઉપાન–જોડા. ઉપાન......છાયો–જોડાની ધૂળથી વાદળ ઢંકાઇ ગયું. ધસમસે–જોરથી ચાલે. તૈલાભ્યંગ–શરીર ઉપર તેલ મર્દન કરવું તે. કોપીન–લંગોટી. વનકૂળ–ઝાડની છાલ તથા પાતરાંના બનાવેલાં વસ્ત્ર. ભાગ્ય...થયો–ચડતીની શરૂઆત થઇ.

૩૬. સુદામો ભગવાનને મળી ઘેર પાછા આવ્યા, ત્યારે સુદામાપુરી દારીકા નગરી જેવી થયેલી જોઇ તે વિચારમાં પડે છે, ને પોતાનાં સ્રી, છોકરાં, વસ્તુઓ માટે શોક કરે છે. ભગવાનને મળ્યાથી તેના ભવની ભાવઠ ભાંગી છે તે પોતે જાણતો નથી.

અવલોકન–ધ્યાનપૂર્વક જોવું તે. સાંસામાં–વિચારમાં. વામ–ઉત્તર દીશા. તાંડવ–નાચ, તંડુ નામે ઋષિએ યોજેલો નાચ શિવનું નાચવું તે પણ તાંડવ કહેવાય છે. રૂદ્રાક્ષ–એક જાતના ઝાડનાં બીયાં;

તે બીયાની માળા બને છે ને તે પવિત્ર ગણાય છે. ગોપીચંદન–એક જાતની મટોડી જે પવિત્ર ગણાય છે. સન્માર્જની–સાવરણી; દેરાસરમાં વાળવા માટે પૂજ્ય લોકો રાખે છે તેની. પડયો...આધીન–પૂર્વ જન્મમાં કરેલાં કર્મોનું ફળ ભોગવે છે. કુટુંબ...વેદના–છોકરાનું દુઃખ મારે માથે નાખીને મને શિક્ષા કરી. આવાગમન...ચડયા–હિચકાની માફક આમ તેમ આવજા કરવા લાગ્યા. હસ્તિની......રેડવા–દંતકથા છે કે રાજકુંવરી પરણાવવાની હોય ત્યારે આમંત્રણ કરેલા રાજાઓ આવ્યા પછી હાથણીની સુંઢમાં કળશ આપી તે જેના ઉપર કળશ ઢોળે તે રાજા કુંવરીને પરણતો, એ વિચારે કવિ ઋષિપત્નિને હાથણી કલ્પી સુતમા ઉપર કળશ ઢોળવા મોકલે છે. અણવટ–અંગુઠીયાં; (પગને અંગુઠે પહેરવાનું ઘરેણું). વીંછીયા–વીંટીઆ. સાવિત્રી–સત્યવાનની સ્ત્રી; તે સાધવી સતી હતી; દરેક સ્ત્રી આજે પણ વડસાવિત્રીનું વ્રત કરે છે. હું તે કાં આણો છો વાજ્ય–મને હેરાન શામાટે કરો છો.

૩૭. માધાતા યુવનાશ્વ રાજાનો પુત્ર હતો. યુવનાશ્વને સંતાન નહિ હોવાથી તેણે બાધા, આખડી વગેરે ઘણું ઘણું કર્યું હતું. આખરે તે જંગલમા ગયો અને એને પુત્ર થાય તે માટે પુત્રેષ્ટિ યજ્ઞ ઋષિઓ કરતા હતા તે આશ્રમે આવી પહોંચ્યો. રાત્રે તરસ લાગવાથી તે યજ્ઞનું મંત્રેલું પાણી તે પી ગયો એટલે તેને પોતાને ગર્ભ રહ્યો. ગર્ભ કુખની બાજુએથી જન્મ્યો. ઇંદ્રે પોતાનો અંગુઠો મોંમાં આપી ધવડાવ્યો, ને તેણે મામ્‌ધાતા એટલે મને ધાવનાર એવું નામ કર્યું. તે ઉપરથી એ પુત્ર માંધાતા કહેવાયો. કવિએ એ આખ્યાનમાં અદ્દભુત રસની જમાવટ કરી છે.

આંખડી મળી–ઉંઘી ગયો. તૃષ્ણા ત્રણ પ્રકારની–ત્રણ પ્રકારની પ્રકારની ઇચ્છા; ઇષણા–જીવિતૈષણા, સુખૈષણા અને પરલોકૈષણા.

ખાળી દીધું-છોડી દીધું. આશ્વાસન-દિલાસો. ભૃગુદલ-ભૃગુકુળમાં મોટા હોય તે. મળે કોને કોય-ગમે તે મળે તો પણ. તંત-જીદ; આગ્રહ. ચંત-ચિત્તમા; મનમા. તરપે-તૃપ્ત કરે; પાર પાડે. તૃષ્ણે હુતાસન-શ્વાસની અંદર અગ્નિ મુકયો હોય તો આગ વધી જાય તેવી રીતે. સ્વરૂપ-કાયા; શરીર. બાઝી કાચકી-પાણી નહિ મળવાને લીધે ગળું એટલું સુકાઇ જાય કે બોલી શકાય પણ નહિ. કીરબાલવત્-પોપટના બચ્ચાં જેવો. હોકાર દે-ઉત્તર આપે. અરૂપરૂ-આમતેમ. યજ્ઞાગાર-યજ્ઞ કરવાની શાળા. મનમાણી-મનમાં ઘણો આનંદ માનતો. અષ્ટમાસિદ્ધિ-આઠ પ્રકારની સિદ્ધિ; દોલત. જન વિપ્રને-યજ્ઞનેદીવું મંત્રેલું પાણી રાજાએ પીધું તેથી તેનું હવે શું થશે તે બાબત કવિના મનમાં ઉચ્ચાટ થાય છે.

૩૮. યુવનાશ્વ રાજા ઘેર પાછા ફરતાં તેને ગર્ભ રહ્યાની ખબર આખા ગામમાં તેમ જ રણવાસમા પડયાથી તેને જોવા આખું ગામ આવે છે તે વખતે કવિ ગમ્મત કરે છે. રાણીને એ વાતની ખબર પડતાં રાજાને પૂછી તે પોતાના મનની ખાતરી કરે છે. કવિએ હાસ્યરસ સારો જમાવ્યો છે.

કાગનું પીંછ કરવું-કાગનો વાઘ કરવો; નહિ જેવી વાત મોટા રૂપમાં ફેલાય ત્યારે એ કહેવત વપરાય છે. કિંકરી-ગોલીઓ; દાસીઓ. કાચું-પાયા વિનાનું. પૂર્ણ થયે-પૂરેપૂરી ખાતરી થાય. અવનવું-નવાઇ જેવું. નવીન. ગાથ-વાત.

૩૯. સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી અડાયાંની રાખ, ઠીકરાં, મગોડી વગેરે ખાય છે તે પ્રમાણે રાજાને ખાવાનું મન થાય છે, માટે તે ખાધાથી નુકશાન થશે કે કેમ તે વિષે રાણીને પૂછે છે તથા ગર્ભ પેટમાં હરે છે ફરે છે તે તેને ગોળો ઉંચો નીચો ચડી જતો હોય

તેવું જણાય છે. એટલે પુરૂષને એ સંબંધી અનુભવ નહિ હોવાથી રાજા પોતાની રાણીને પૂછી શાંત થાય છે. કવિએ ગમ્મત સારી કરી છે.

કારસું–અસલ. મનમારૂં–ઇચ્છા દબાવી રાખું. મન ભરાયું–રડવું આવવા જેવું થયું; છાતી ભરાવી. મન ભરાય–ઇચ્છા થઇ; દીલ ચોંટે. કાયે–શરીરે. હૈયાનું હીર હરાયું–લોહી ઉડી જવું. વરાય–જીતાય. એળે–વ્યર્થ; નકામું. ચોવિધિ–ચાર પ્રકારે.

૪૦. યુવનાશ્વ રાજા પોતાના મનની ગભરામણ પટરાણી આગળ કહી સંભળાવે છે. તથા કોયલા, માટી વગેરે ખાધાથી નુકસાન છે કે ફાયદો તે વિષે તેનો વિચાર પુછે છે એટલે રાણી તેના મનનું સમાધાન કરે છે.

ભૃગુકુળભાણ–જે ઋષિનું મંત્રેલું પાણી રાજાએ પીધું હતું તે ઋષિ. ગાથા–વાત; કથા. ત્રાબા જેવો–રૃષ્ટપુષ્ટ; મજબૂત. અરિમુખ –દુશ્મનોનાં મ્હોડાં.

૪૨. ઓખા જે વર વરે તે બાણાસુરને મારે એવો શાપ હોવાથી બાણે પુત્રીને માળીયામાં પૂરી હતી. ઓખાનો માળિયો એ ઉક્તિ કહેવતરૂપ થઇ છે. ઓખા મોટી થઇ એટલે તેને ધણીઆલિંગ સ્વપ્ન આવ્યું. તે જાગૃત થઇ ત્યારે સખી ચિત્રલેખાને સ્વામી આણી આપવાને કહ્યું તેથી તે ઉડીને અનિરૂદ્ધને કેવી રીતે લાવી તે હકીકતનું વર્ણન.

હેવા–ટેવ, તેશું–તેની સાથે. હાથેવાળો–હસ્તમેળાપ; (પરણવાની એ રૂઢી છે. એક વરવહુના હાથનો મેળાપ કરીને, બીજી ખાંડે.) મંગળ વર્તે–મંગળ ફેરા ફરે, પરણે; (મંગળ ફેરાથી લગ્ન વિધિ પૂર્ણ થએલી ગણાય છે.) દમતું–દુઃખ દેવું. સપ્તભોમના–સાત માળના: રત્નાગર–.

સમુદ્ર. ઝાતકાર—ઝળઝળાં. વ્યાપ્તમાન—પ્રસરી રહી. ખેચરીગતે—પક્ષીની ગતિ પ્રમાણે ( એટલે ઉડતી ).

૪૨. ઓખા માળિયામાં ધણી સાથે રહે છે એવા ખબર મળ્યાથી બાણે પોતાના પ્રધાન કોભાંડને સૈન્ય સાથે મોકલ્યો. તે સાથે અનિરુદ્ધ લડયો. તે લડાઇનું વીરરસથી ભરેલું વર્ણન.

ઠાલામાલા—હથિઆર વિનાના. સાંગ—એકજાતનું આયુદ્ધ. ઓસાન—ભાન. બાણે......ચાકે—બાણે પૃથ્વીને ઉથલપાથલ કરી નાખી છે. દાંત કરડી—ક્રોધથી. મૂછ મરડી—શુરાતન બતાવી. પાવક—અગ્નિ. મહુઅર......તોલે—જેવી રીતે મોરલી વગાડયાથી નાગ ડોલે તો તેને નાગ કહેવો, નહિ તો સાપ જાણવો ( લઢે તો સૂરો જાણવો, નહિ તો નપુંસક જાણવો ). વ્યંઢળ—નપુસક. હીજડો. કાન માંડે—સામો થાય. શાર્દુલ—સિંહ. વડોણો—વિનામો. ગ્રાહ—મગર. પડતાળ્યા—માર્યા. ઝીટી—વળગ્યા. મદગળ—મૃગદળ. પરિઘ—એક જાતનું હથિયાર. ભિંડીમાલ—ગોફણ. ( પરીઘ, પટી ને ફરસી એ હથિઆરનાં નામ છે. ) દેખી... ઘાટ—અનિરૂદ્ધની આવી મુસ્કેલ સ્થિતિ આવેલી જોઇ. ઘાટ—સ્થિતિ સમય. અધસરતા—અધમુઆ. "શોણિતસ્પર્શ......ડીલે—લોહી શરીરે ચોટયું છે. હવું—થયું. દદામૂં—ઢોલ, પડો. દદામૂં દીધું—ઢોલ વગડાવ્યું, પડો વગડાવ્યો. જાજવલ્ય—જાજરમાન, આકરા મીજાજનો. વાગી હાક—ત્રાસ વરત્યો.

૪૩. બાણનું લશ્કર હાર્યું, એટલે બાણ પોતે સૈન્ય લઇ આવી અનિરૂદ્ધને હરાવ્યો ને તેને નાગપાશથી બાંધ્યો, ત્યાર પછી ઓખાની અનિરૂદ્ધની મદદે આવવાની કૃષ્ણને પ્રાર્થનાનું વર્ણન.

બાકરી બાંધી—વેર કર્યું, સામા થયા. નાગપાશ—અવળા સવળા બંધન. ( નાગની ચૂડ જેવા ); યુદ્ધમાં લડતી વખતનો મંત્ર છે.

વકાર્યો-બીજ્યો. રણુથી નવ ઓસર્યો-લડાઇથી પાછો હઠ્યો નહિ. સુકાયું-નિસ્તેજ થયું. લાગ્યો નિર્વાણ-જરૂર દુઃખ થવા લાગ્યું. પરભવે બહુ પેર-ઘણી રીતે હેરાન કરે, દુઃખ દે. ફુત્કાર હળાહળ-ઝેરી ફુફાડા. નીચું નાક......એથી-એને પરણ્યાથી કુટુંબની લાજ જવાની નથી. ભદ્ર-કલ્યાણ. વીણાધર-નારદ.

૪૪. પાર્વતીએ ઓખાને સાસરે વળાવતી વખતે, પુત્રીએ સાસરે કેવી રીતે રહેવું તથા તેણે સાસરામાં કેવી રીતે વર્તવું વગેરે બાબત ઉપદેશ આપ્યો હતો તે દરેક સ્ત્રીએ મનન કરવા યોગ્ય છે.

ઉગ્ર-મુશ્કેલ; કઠોર. જોખમ...હાથને-આપના હાથને નુકશાન થયું છે. હળધર-બળરામ; કૃષ્ણના ભાઇ. પ્રદ્યુમન-કૃષ્ણના પુત્ર; રૂક્મિણી, જાંબુવંતી, ભદ્રા, સત્યભામા સત્યા, લક્ષ્મણા, કાલિંદી અને વૃંદા એટલે રાધા એ આઠ પટરાણી હતી. વાત ચેહેરવી-વાત કરવી. અરૂંપરૂં-આડું અવળું. પાત્ર-વાસણ. ઉચ્છિષ્ટ-ખાધેલું. તુંકારીએ-તુંકારો કરીએ: અપમાનથી બોલાવીએ.

૪૫. નારદે નળરાજા આગળ દમયંતિનાં વખાણ કર્યાં પછી નળ કામાગ્નિથી પીડાવા લાગ્યો, તેથી તેને સમાવવાને તે વનમાં ગયો. ત્યાં સૃષ્ટિનું સૌંદર્ય જોઇ તે વધારે પીડિત થયો. એવામાં હંસનું ટોળું જોઈ તે આશ્ચર્ય પામ્યો, ને તેમાંના એકને તે યુક્તિથી પકડે છે. કવિ આ કડવામાં ઝાડનાં નામ પુષ્કળ આપે છે.

અનંગ-અનહિ અને અંગ=શરીર-કામ. શિવે કામનું શરીર બાળી નાખ્યું હતું તે ઉપરથી તેનું એ નામ પડયું છે. અનળ-અગ્નિ. અનંગ અનળ-કામાગ્નિ. વહ્નિ-અગ્નિ; કામાગ્નિ. નીલાં-લીલાં. વાયો-ગરદનથી તે છેક ઘુંટણની નીચે અર્ધા પગ ઢંકાય એવડો ઝભ્ભો.

ગમ્ય-ચેન. વારૂ-સારાં. અનંક-અંક એટલે સંખ્યા વિનાનાં; અસંખ્ય. મગી-મઘમઘી રહી છે;*લવિંગસના-લવિંગનો છોડ હોય છે પણ તેનો વેલો હોતો નથી, પરંતુ પ્રેમાનંદે સંસ્કૃત કવિના કહેવા પ્રમાણે પોતે પણ એવો શબ્દ વાપર્યો છે. કુમુદની-ચંદ્રના પ્રકાશથી ખીલતું કમળ. વાયુ......નમંતી-પવનના સપાટાથી નમી પડતાં હતાં. શીતળ...... સરખો-પવન ટાઢો વાતો હતો છતાં નળને તે અગ્નિ સમાન લાગતો હતો. મેગળ-હાથી. દીસ-દિશા. આવ્યો......અનુક્રમી-આ દિશાએ હું ચાલી આવ્યો, તો જે મેં કદિ જોયું ન હતું તે આજે જોયું. હાથ પડે-પકડાય; કબજામાં આવે. ભેદ-યુક્તિ; કપટ. ભડ-તરત; એકાએક. લઘુલાઘવી-યુક્તિ, તદબીર.

૪૬. નળરાજાએ હંસને પકડયા પછી તેની પાસે તેને દમયંતી પરણાવી આપવાનું વચન લેઇ છોડયો હતો. હંસ દમયંતીને ત્યાં નળનો દૂત થઇ ગયો હતો, અને દમયંતી આગળ નળનાં વખાણ કરી તેને વિહ્વળ કરી તેની પાસે નળને પરણવાની કબુલાત લેઇ તે પાછો આવ્યો હતો. તે વખતે નળ પાસે તે દમયંતીનું વર્ણન કરે છે તે ખરેખર અતિ રસિક છે, ને પ્રેમાનંદની કલમને શોભાવે એવું છે. એમાં એક પછી એક અલંકાર કવિએ ખડક્યા છે. તેમાં શ્લિષ્ટતા અલબત્ત આવી છે, તો પણ આખું કડવું ઘણું જ રસિક છે.

ગર્વઘેલડી-જુવાનીના મદવાળી. કનકની વેલડી-સોનાની વેલ. દમયંતીની માધવી અને કેશવી નામની બે સખીઓને કેળના થાંભલા તરીકે, તથા દમયંતી બે વચ્ચે ઉભી હતી તેને તે થાંભલા ઉપર વિંટળાએલા સોનાના વેલા જેવી કવિ કલ્પે છે. અનેગ-શરીરનાં બધાં અવયવો, પૂરેપૂરી જુવાની આવેથી હોવાને લીધે, વિકાસ પામ્યાં હતાં. વ્યોમ-આકાશ. સોમ-ચંદ્રમા. ઇંદુમાં બિંદુ-ચંદ્રમાં કલંક; મૃગાંક. ઉડગણ-તારાનો સમૂહ. ભોમ-પૃથ્વીનો અથવા મંગળનો ગ્રહ. આકાશમાં

ચંદ્ર, અને પૃથ્વી ઉપર દમયંતીનો મુખરૂપી ચંદ્ર સામસામા શોભતા હતા. ચંદ્રની અંદર જે પ્રમાણે કલંક છે તેમ દમયંતીના કપાળ ઉપર ચાંદલો હતો તેથી તારાનો સમૂહ પૃથ્વી ઉપર આવીને રહ્યો હોય એમ મને લાગ્યું; અથવા ચાંદલો લાલ હોવાથી ભોમ કહેતાં મંગળનો ગ્રહ હશે એવું મને જણાયું. એથી થંભ્યો આકાશ—એ પ્રકાશના થાંભલાના આધારથી આકાશ ટેકવાઈ રહ્યું છે. નહિ તો તે નીચે આવત. કળા...લક્ષ—ઘણી જ તેજસ્વી દેખાતી હતી. ધરાધર—શેષનાગ. ચંદન વૃક્ષ—દમયંતીનું શરીર. દમયંતીનો ચોટલો વાંસા ઉપર પડેલો હતો તેને શેષનાગ કલ્પી કવિ કહે છે કે એના શરીરમાંથી સુગંધ પ્રસરતી હતી તે જાણે નાગદેવના તેના શરીર ઉપર સુગંધ લેવા ચડયો ન હોય તેવું લાગ્યું. કુરંગ—હરણ. મીન—માછલું. ખંજન—પક્ષી. જાળે પડીયા—જાળમા સપડાયાં. સોય નીમડીયાં—સોયનું કામ બન્યું. ડોકાળાં—ડોકાવાળાં. અંબુજ—કમળ. ભ્રુવ-ભવાં; ભમર. શર—કામઠું—દમયંતીની દૃષ્ટિ તીરના જેવી હતી ને તે તીર ભવાંરૂપી કમાનમાંથી છૂટી જેના પર પડતું હતું તે મોહિત થતું હતું. હાવ ભાવ—મનના ચાળા, ખભા ઉંચા નીચા થવાથી જ અથવા હાથના ચાળાથી જણાતા હતા; અથવા તીર નાખનાર જે હાથ તે હાવ ભાવ હતા; એટલે કે એની દૃષ્ટિથી તથા તેના હાવભાવથી મનુષ્ય મોહ પામતું હતું. મણુસ્થળ—ભાલ. ચકોટી—એક જાતનું ઘરેણું. તેના ગાલ નારંગી જેવા લાલ હતા અથવા એના ગાલ ઉપર નારંગાં પરેલાં હતા, અને તેનું કાનનું ઘરેણું સૂર્યની અને ચંદ્રની પેઠે પ્રકાશતું હતું. તેના હોઠ (અધર) પરવાળાં (પ્રવાળી) જેવા લાલ હતા, તથા તેના દાંત ઉપર સોનાની જડ હતી. તેના ઉપર જીભ (જીહ્વા) વારંવાર ફરતી હતી તે સોનું કેટલા કસનું હતું તેની કસોટી કરતી ન હોય તેમ લાગતું હતું. આનન—મ્હોડું. કીર આનન—પોપટ જેવું નાક. શ્રીખંડ—મોર. તેના પોપટ જેવા નાક ઉપર મોરના આકારની વીંટલી હતી તેથી મોર શોભી રહ્યો, કોયલ—

દમયંતી બોલતી હતી તે જાણે ઝાડમાં છૂપી કોયલ બોલતી હોય તેમ લાગતું હતું. વનવતા–એ પ્રમાણે વનવતા દમયંતી રૂપી વેલા ઉપર મોર બેઠેલો જોઇ મારી ધીરજ રહી નહિ અને મને પણ તેના ઉપર બેસવાનું મન થયુ. અધરરસ વગેરે–તેના બીના હોઠ ( અધરરસ ) ઉપર વાળીનું ધોળું મોતી ( શ્વેતબિંદુ ) આવી રહ્યું હતું તે જોઇ અમારો સ્વભાવ મોતી ચણવાનો હોઇ મને ખાવાનું મન થયુ. ( કરૂં ગ્રાસ ); અને તેનું પેટ ( ઉદર ) સરોવર જેવુ હતું તથા તેના ઘરેણા ( આભરણ ) કમળ રૂપ હતા તેથી મને પણ તે સ્થાને જઇ રહેવાની ઇચ્છા થઇ. નાભી વગેરે–નાભી=ડુંટી. નીકટ=પાસે મેખળા= કંદોરો–દમયંતીની કેડ એ પેટ રૂપી સરોવરનો કાંઠો હતો, અને તે કાંઠા ઉપર એટલે કેડ ઉપર ધોળો કંદોરો પહેરેલો હતો. હંસનો સ્વભાવ કિનારા ઉપર સાથે સાથે ટોળામાં બેસવાનો હોવાથી કંદોરાનો પ્રત્યેક મણકો હંસ જેવો લાગતો હતો. રોમાવળી વગેરે–શરીર ઉપરના વાળ એ સરોવરના ઝાડ હતા, તથા સરોવરમાં ઉતરવાને કાંઠા ઉપર જેવા ટોડા અથવા ઉભા થાંભલા હોય છે તેમ દમયંતીના પેટ રૂપી સરોવરની કંઠિ એના સ્તન રોડા હતા તથા એ સ્તનની વચ્ચેનો છાતીનો ખાડો ( ઉર મંડપ ) ઓવારો હતો ચગ વગેરે–એના શરીરનો રંગ એવો છે તથા તેની જુવાનીના ચાળા એવા છે, કે તે જોતા આપણે ધરાઇએ નહિ, અને તે વખતે આપણને ભૂખ કે તરસ કાંઇ લાગે નહિ. કચભૂષણ–ચોટલાનું ઘરેણું; ગોફણો–તેના ચોટલાનો ગોફણો, તેના કેળના પાદડા જેવા વાસા ઉપર, તે ચાલતી ત્યારે, અથડાવાથી વાગતો હતો. ( શબ્દ ઉઠે ) તે અવાજ કેડ રૂપી સિંહનો હતો. ( પંચાનન ), ( સિંહની કેડની સાથે સ્ત્રીની કેડ સરખાવવામા આવે છે ) ને તે દમયંતી હાથી ( મેગળ ) જેવી ચાલ ચાલતી હોવાથી જાણે હાથીની પાછળ બરાડા પાડતો સિંહ પડયો ન હોય તેમ લાગતું હતું. અથવા ગોફણો જ સિંહના આકારનો હોય અને તે

સિંહ એટલે ગોફણો દમયંતી ચાલતી તે વખતે કેડ હાલતી હોવાથી વાંસા ઉપર ઉંચો નીચો થતા વાગતો હતો. તે હાથીની પાછળ બૂમ પાડતો પડ્યો ન હોય એમ લાગતું હતું. કેળશાખાએ–કેળની શાખ રૂપી. દમયંતીના શરીર ઉપરના સ્તન રૂપી કમળ ( જલજ ) જોઇને હાથી દિલગીર થયો હતો, કારણ તેના કુંભસ્થળ કરતા તે વધારે સુંદર હતા, અને એની બે આંખો કમળ જેવી હતી, એટલે ત્યાં ચાર ( વેદ ચાર છે માટે ) પાંપણરૂપી ભમરાઓ ( મધુકર ) બેઠેલા હતા. સ્કંધ વગેરે પગની સાથળ કેળના જેવી હતી, અને ૭ ( પટ ) કમળ ( તોયજ ) પાણી ( તોય ) વિના તેના શરીર ઉપર હતા. વ્યોમચર–પંખી. હાટકરૂપ–સોના જેવું શરીર. મોહવારૂણી–મોહરૂપી દારૂ પીને હું મૂર્છામાં પડ્યો હતો. ભુજ અંબુજ–કમળ જેવી હાથેલી પ્રાણનળ–પ્રાણવાયુનો નળ. રહે તુજ–જેવી તારા શરીરની કાંતિ કમળ જેવી છે તેવી જ .કાંતિ તારા નળની છે ! પરઅગ્ર–પીછાંની અણી. વૃશ્ચિક આંકડો–વીછુનો આકડો. પીછાની અણી. વીછુના આકડા જેવી તીણી હતી, તેનાથી તેની હાથેલી ( ભુજતળ ) ભોંકી. ઉણો–ખાલી; અધૂરો. જે વખતે દેવતાઓ ઘડામાથી અમૃત પીએ ત્યારે તે અધૂરો થાય તે વખતે દમયંતીની વાણી રૂપી અમૃતથી તે ઘડો પાછો ભરાય છે. વિનતાવદન–દમયંતીનું મ્હોડું. સાર–સત. શશી–ચંદ્ર. નક્ષત્રનાથ–ચંદ્રમા. લાગટ કીધું–હમેશનું કલંક આપ્યું. દમયતીનું મુખ ઘડવાને બ્રાહ્મણે ચંદ્રમાનું તેજ લઇ લીધું તેથી ચંદ્રમાની અંદર હમેશનું કલંક આવી પડયુ છે. ગ્રહેશ–સૂર્ય ( સૂર્યની આસપાસ ગ્રહો ફરે છે તે માટે ). શર્વરીપતિ–રાત્રિનો રાજા ચંદ્ર. ગોપ્ય–છુપા; સંતાતા. વક્ત્ર–મ્હોડું. અમર આરતી કરે–સુર લોકો દમયંતીના મ્હોડા આગળ આરતી ઉતારે છે. એટલે દમયંતી તેમના કરતા ઉચ્ચ પદ્વિએ એટલે દેવની સ્થિતિએ છે. કચસમૂહ–ચોટલો. ગજ–ઇન્દ્રિયાદ. કળાધર–ચંદ્ર. કચસમૂહ વગેરે–દમયંતીનો ચોટલો કાળો હોય તે રાહુ જેવો ચંદ્રને

લાગ્યો એટલે તે બ્રહ્મા પાસે ફરિયાદ કરવા ગયો. પણ બ્રહ્માએ હાથની ઠેશ મારી ચંદ્રને અદ્ધર આકાશમાં હડસેલી મુક્યો તેથી તે આજ દિન સુધી આકાશમાં અંતરિક્ષ રહ્યો છે.

૪૭. નળરાજાના શરીરમાં કલિએ વાસ કર્યા પછી તે દમયંતીને મુકી ચાલ્યો ગયો, ત્યાર પછી દમયંતી જાગી એટલે તે તેની પાછળ નળને બુમ પાડતી જાય છે તથા વાઘ વરૂ રસ્તામાં જે મળે છે તેને નળરાજાના સમાચાર પૂછતી જાય છે ને રડે છે એ વિલાપ કવિએ ગાયો છે.

નૈષધનાથ–નિષધ દેશનો રાજા, વીરસેનનો પુત્ર, નળ રાજા. ભીમકરાજકુમાર–વિદર્ભ દેશના રાજાની કુંવરી; દમયંતી. વેદના–પીડા; વ્યથા. ચીતરો–ચિત્તો, વાઘ. કટ–કટિ; કેડ, શાર્દૂલ–વાઘ. સાવજ–સિંહ. દ્રુમ–ઝાડ. પર......છાંય રે–ઝાડ હમેશાં પારકા ઉપર ઉપકાર કરનારાં હોય છે, કારણ તે ઉંચાં હોઇ તથા તેમનાં પાંખડાં વિસ્તાર પામેલાં હોઇ તેનાથી છાંયો બની રહે છે, ને તે છાયામાં તાપની વખતે ઘણા માણસો વિશ્રામ લઇ શકે છે. તરૂ–ઝાડ. પુણ્યશ્લોક–નળ રાજા; જેના નામના સ્મરણથી પુણ્ય લાગે એવો પુરૂષ. વિકાસી મુખભાગ રે–હાચું ફાડીને; પહોળું કરીને. જાનું–ઘુંટણ; ઢીંચણ. રીર–બુમ. ઉંચાં...ચક્ષ– ડોળા ઉંચા ચડી ગયા. કંઠે...કાચકી–ગળું મળી ગયું; બોલાતું બંધ થયું. રસના–જીભ. વાસવ–ઈંદ્ર. કરતળ–હાથેલી. વાસ સુધા તણો– અમૃત રહેલું હોવાથી.

૪૮. નળનાં વખાણ કરવા આવેલા હંસને ઝાલવાને અથાક પ્રયત્ન કર્યા પછી કમળ ઉપર ભમરો બેસે છે તેનો વિચાર કરી પોતાની કમળ જેવી હથેલી ઉપર જાંબુ મુકી હંસને છેતરી પકડવાનો વિચાર કર્યો ને હંસને પકડ્યો, ને નળ વિષે પૂછપરછ કરીને તેને પરણવાનું વચન આપ્યું.

પાણુપંકજ-કમલ જેવી હથેલી. ચેહેબચા-તળાવ, જળાશય. પલાશ-ઝાડનું નામ, ખાખરો. પીમળ-સુગંધ. ભામા......ભણતી-દમયંતી ભમરાની માફક ગણગણતી હતી. અંબુજ-કમળ. ગારુઓ-ચતુર, હોશિયાર. ગાંઠો-છેતરાયો. ભીઆ-ભાઇ. વ્રખડોજ-એક જાતનું ઝાડ છે. અથઇતિ-પહેલેથી છેડે સુધી. ચપેલી-નાની ચાનકી (ચપેલી). કોટાન કોટ-કરોડો. તેજવંત-સૂર્ય.

૪૯. દમયંતી પોતાને જ પરણશે કે કેમ તેની ખબર કરવાને નળ જુદે વેષે ઇંદ્ર, વાયુ, અગ્નિ અને જમના દૂત થઇને આવ્યો ને પોતાની ઉપેક્ષા કરી. દમયંતી દઢ જણાઇ.

ન્યૂન-ઓછું. મોદવર્ધન-આનંદ વધે એવી. અંતરપટ-પડદો. પ્રસ્વેદ મુક્તા-પરસેવાનાં ટીપાને મોતીની ઉપમા. ઝબકારે-તેજથી. માતંગી-હાથણી, સ્ત્રી. ઉદંગી-અડેલીને. ગળસથળે-લમણે. દુઃખમોચની દુઃખ ટાળનારી. વારુ-ઠીક. મદગળ......પલાણે-હાથી સુકી પાડા ઉપર કોણ સ્વારી કરે? અજા-બકરી. સાળ-ડાંગર, ચોખા. કુસકા-છાલાં. નેગીયો-સ્નેહી. ઊવેખે-વખોડે નિંદા કરે. વાસવ-ઇંદ્ર. વહ્નિ-અગ્નિ. ઇક્ષુ-શેરડી. સુર-દેવ. મનુષ્ય......હાડ-માણસને માથે એકસો ને આઠ વ્યાધિ રહેલા છે, અને તેને વારંવાર મરવાનું છે ને પાછો અવતાર લેવાનો છે. આયુષ......હીંડે-જીંદગી જલદી પૂરી થાય, તથા મરણ પાસે આવે છે. સન્નિપાત-બેભાન સ્થિતિમાં, સખ્ત બીમારીમાં, સંબંધ વિનાના હાથ, મ્હો વગેરેના ચાળા. ઘરસૂત્ર-પુત્ર-પરિવાર. કીર-પોપટ. ઓસરે-પાછા હઠે. વૃંદ-ટોળું. સુધા-અમૃત. વારૂણી-દારૂ, મદિરા. તક-વખત. પારિજાતક-એ નામનું સ્વર્ગનું ઝાડ ને ફૂલ. રઢ લાગી-લહે લાગી. લવ-લવરી. નિભ્રંછ્યો-અવગણના કરી, વાકું બોલ્યો.

૫૦. દમયંતીને પરણ્યા પછી પોતાના ભાઇ પુષ્કળ સાથે દ્યુત રમતાં નળ હાર્યો ને રાજપાટ ખોઇ વનમાં ગયો, ત્યાં દમયંતીને

બોલે છે તે. કળા પાડી–તદબીર કરી. અટણ કરતાં–રખડતાં. અલભ્ય–મળે નહિ તેવું. ધર્મધોરિધર–ધર્મરાજા (ધુરિધર–અગ્રેસર). જાત......નેટ રે–નક્કી પોત પ્રકાશ્યું, જાત જણાઈ. વોહોરતીઓ–ઘરાક ખરીદ કરનાર (અહીં આગળ નળ). કીર્તિ......ઝાંખી રે–આબરૂને ડાઘ લગાડ્યો; બેઆબરૂ થયો. મર્માળી–ગર્ભિત, ભેદવાળી. ગેહેલીયો–ઘેલો, ગાંડો. બાહુક–નળ. કદ્રજ–(કર્દ–કાદવ) કાળી. ખરેરો–ઘોડાને સાફ કરવાનું ઓજાર. ખારે–ખારથી, દ્વેષભાવથી. તીખો–ઉગ્ર, કડક. તરેરો–ગુસ્સે, ક્રોધાયમાન. કારમો સરખો–ડરામણો, બીક લાગે એવો. વોહોર્યું......નીવડયું રે–(દમયંતી) રત્ન હતું એમ સમજીને ખરીદ્યું (પરણ્યો), પણ પાછળથી તે કાચ જણાયાથી છોડી દીધું. તત્વરહિત–સાર વિનાનું. ગૂઢ–મર્મવાળાં. સાસામા પડયો–સંદેહમાં પડયો. હારદ–મનની મતલબ. અનાહુત–અણબોલાવેલું. જઠરભરણ–પેટ ભરનાર. નૈવેદ્ય–દેવભાગ.

૫૩. આમાં પતિને મળવાનો જે આનંદ શરીરમાં વ્યાપી રહે ને તેથી મનમા તાલાવેલી થાય તેનું વર્ણન છે.

અવધ–વાયદો, મુદત. આજ......આખડી–સ્ત્રીની ડાબી અને પુરૂષની જમણી આંખ ફરકવી એ શુભ શુકન મનાય છે; કોઇ તરેહનો લાભ થાય એમ લોકોનું માનવું છે. વધ......વિજોગનો–વિયોગ રૂપી દુશ્મન નાશ પામશે. ગરજતો–અવાજ કરતો. ટચકાર–ગાડીવાનો હાંકતાં મ્હોંએથી જે અવાજ કરે છે તે. હાકણહાર–હાંકનાર; ગાડી. ખેડણ–હાંકનાર.

કળીના પ્રભાવે છોડી. તેને અનેક દુઃખો પડયાં,
માસીને ત્યા આવીને ચાકરડી તરીકે રહી હતી.
વથી તેની મસીઆઇ બેનનો હાર ચોરાયાનું
તે સંબંધીનું કાવ્ય છે.

અકળાવો—હેરાન કરો, મુઝાવો. પા
બરી-નોકર, ખોરાકના બદલામાં કામ કરવા
અભિલાખી-ભૂખી, લોભીલી. જશ...
કાર હોય તો.

પ૧. હાર ચોર્યાનું માથે આળ
દમયંતી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે અને
ખધાતા જોવામાં આવે છે. તેથી પોતાનું સતી.
હવે પ્રગટ થઇ.

નરતું-નીચું, હલકું. ગ્રાહથી-પકડેલો.
ધાઓ. નિપૂણ-સમજુ. બુધ-બુદ્ધિ. તોડલો
ત્રુઠયા-પ્રસન્ન થયા. મુખડું......વાળી-ઇંદુમતી
ને ફરી મ્હો ન બતાવી શકી.

પર. દમયંતીએ માસીને ત્યાથી પોતાને પી
નળની શોધ કરવાનો યત્ન જારી રાખ્યો ને એક
ગર્ભિત અર્થવાળી ટહેલ શીખવી મોકલ્યો; તે
ઋતુંપર્ણ રાજાને ત્યાં નળરાજા બાહુકને વેષે ગાડીવાન
તેણે આપ્યો તે પ્રસંગ છે.

ટાળી-વિના, વગર. ટહેલ-જોઇતું મળે તો જ
થવું એવા આગ્રહથી માગણુ શહેરમા ફરી ફરીને એકના

બોલે છે તે. કળા પાડી–તદબીર કરી. અટણ ફરતાં–રખડતાં. અલક્ષ્ય–મળે નહિ તેવું. ધર્મધોરિધર–ધર્મરાજા ( ધુરિધર–અગ્રેસર ). જાત......નેટ રે–નકકી પોત પ્રકાસ્યું, જાત જણાઇ. વોહોરતીઓ–ઘરાક ખરીદ કરનાર ( અહીં આગળ નળ ). કીર્તિ......ઝાંખી રે–આબરૂને ડાઘ લગાડયો; બેઆબરૂ થયો. મર્માળી–ગર્ભિત, ભેદવાળી. ગેહેલીયો–ઘેલો, ગાંડો. બાહુક–નળ. કદ્રજ–( કર્દ–કાદવ ) કાળી. ખરૈરો–ઘોડાને સાફ કરવાનું ઓજાર. ખારે–ખારથી, દ્વેષભાવથી. તીખો–ઉગ્ર, કડક. તરૈરો–ગુસ્સે, ક્રોધાયમાન. કારમો સરખો–ડરામણો, બીક લાગે એવો. વોહોર્યું......નીવડયુ રે–( દમયંતી ) રત્ન હતું એમ સમજીને ખરીદ્યું ( પરણ્યો ), પણ પાછળથી તે કાચ જણાયાથી છોડી દીધું. તત્વરહિત–સાર વિનાનું. ગૂઢ–મર્મવાળાં. સાસામા પડયો–સંદેહમાં પડયો. હારદ–મનની મતલબ અનાહુત–અણબોલાવેલું. જઠરભરણ–પેટ ભરનાર. નૈવેદ્ય–દેવભાગ.

૫૩. આમા પતિને મળવાનો જે આનંદ શરીરમાં વ્યાપી રહે ને તેથી મનમા તાલાવેલી થાય તેનું વર્ણન છે.

અવધ–વખત, મુદત. આજ......આખડી–સ્ત્રીની ડાબી અને પુરૂષની જમણી આખ ફરકવી એ શુભ શુકન મનાય છે; કોઇ તરેહનો લાભ થાય એમ લોકોનું માનવું છે. વધ......વિજોગનો–વિયોગ રૂપી દુસ્મન નાશ પામશે. ગરજતો–અવાજ કરતો. ટચકાર–ગાડીવાનો હાકતાં મ્હોએથી જે અવાજ કરે છે તે. હાકણહાર–હાકનાર; ગાડીવાન. ખેડણ–હાંકનાર.

૫૪. બાહુક નળ રાજા છે એવી ભ્રાન્તિ પડવાથી તેની પરીક્ષા કરવા દમયંતી તેને તેડાવે છે. બાળક છોકરાંને જોઇ હેયું ભરાઇ આવે છે; વ્હાલ આવે છે. તે તેમને ભેટવાનું મન કરે છે. છોકરાં હાકિને જોઇ બ્બે જ તે સ્વભાવ. નળના ચેનકા વગેરે બાબતનું વર્ણન.

કળીના પ્રભાવે છોડી. તેને અનેક દુઃખો પડયા, આખરે તે પોતાની માસીને ત્યા આવીને ચાકરડી તરીકે રહી હતી. અહીં કળીના પ્રભાવથી તેની મમીઆઇ બેનનો હાર ચોર્યાનું આળ તેના ઉપર આવ્યું તે સંબંધીનુ કાવ્ય છે.

અકળાવો—હેરાન કરો, મુઝાવો. પાખે-વિના, વગર. ઘરની પેટ ભરી-નોકર, ખોરાકના બદલામા કામ કરવા રહેલી તે. ફાંસુ-ફોકટ. અભિલાખી-ભૂખી, હોસીલી. જશ......વ્હાલો-તમને આબરૂની દરકાર હોય તો

૫૧. હાર ચોર્યાનું માથે આળ આવ્યાથી તેમાથી મુક્ત થવા દમયંતી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે અને ટોડલો ફાટી હાર લટકતો બધાના જોવામા આવે છે. તેથી પોતાનું સતીત્વ જળવાયું ને દમયંતી હવે પ્રગટ થઇ.

નરતું—નીચું, હલકું. ગ્રાહથી-પકડેલો. ભણી જુઓ-વ્હારે ધાઓ. નિપૂણ-સમજુ. બુધ-બુદ્ધિ. તોડલો-લાકડાની મોટી ખીટીં. ત્રુઠયા-પ્રસન્ન થયા મુખડું......વાળી-ઇંદુમતી ખિસિયાણી પડી ગઇ ને ફરી મ્હો ન બતાવી શકી.

૫૨. દમયંતીએ માસીને ત્યાથી પોતાને પીયેર આવ્યા પછી નળની શોધ કરવાનો યત્ન જારી રાખ્યો ને એક સુદેવ નામના ગોરને ગર્ભિત અર્થવાળી ટેહેલ શીખવી મોકલ્યો; તે ટેહેલનો પ્રતિઉત્તર, ઋતુપર્ણ રાજાને ત્યા નળરાજા બાહુકને વેષે ગાડીવાન તરીકે રહ્યા હતો તેણે આપ્યો તે પ્રસંગ છે.

ટાળી-વિના, વગર. ટેહેલ-જોઇતું મળે તો જ બોલતાં બંધ થવું એવા આગ્રહથી માગણ શહેરમા ફરી ફરીને એકના એક બોલ

બોલે છે તે. કળા પાડી-તદબીર કરી. અટણુ ફરતાં-રખડતાં. અલભ્ય-મળે નહિ તેવું. ધર્મધોરિધર-ધર્મરાજા ( ધુરિધર-અગ્રેસર ). જાત......નેટ રે-નક્કી પોત પ્રકાસ્યું, જાત જણાઇ. વેહોરતીઓ-ઘરાક ખરીદ કરનાર ( અહીં આગળ નળ ). કીર્તિ......ઝાંખી રે-આબરૂને ડાઘ લગાડયો; બેઆબરૂ થયો. મર્માળી-ગર્ભિત, ભેદવાળી. ગેહેલીયો-ઘેલો, ગાંડો. બાહુક-નળ. કર્દમ-( કર્દ-કાદવ ) કાળી. ખરેરો-ઘોડાને સાફ કરવાનું ઓજાર. ખારે-ખારથી, દ્વેષભાવથી. તીખો-ઉગ્ર, કડક. તરેરો-ગુસ્સે, ક્રોધાયમાન. કારમો સરખો-ડરામણો, બીક લાગે એવો. વેહોર્યું......નીવડયું રે-( દમયંતી ) રત્ન હતું એમ સમજીને ખરીદ્યું ( પરણ્યો ), પણ પાછળથી તે કાચ જણાયાથી છોડી દીધું. તત્વરહિત-સાર વિનાનું. ગૂઢ-મર્મવાળાં. સાંસામા પડયો-સંદેહમાં પડયો. હારદ-મનની મતલબ. અનાહુત-અણબોલાવેલું. જઠરભરણ-પેટ ભરનાર. નૈવેદ્ય-દેવભાગ.

૫૩. આમાં પતિને મળવાનો જે આનંદ શરીરમાં વ્યાપી રહે ને તેથી મનમા તાલાવેલી થાય તેનું વર્ણન છે.

અવધ-વખત, મુદત. આજ......આખડી-સ્ત્રીની ડાબી અને પુરૂષની જમણી આખ ફરકવી એ શુભ શુકન મનાય છે; કોઇ તરેહનો લાભ થાય એમ લોકોનું માનવું છે. વધ......વિજોગનો-વિયોગ રૂપી દુસ્મન નાશ પામશે. ગરજતો-અવાજ કરતો. ટચકાર-ગાડીવાનો હાંકતાં મ્હોંએથી જે અવાજ કરે છે તે. હાંકણહાર-હાંકનાર; ગાડીવાન. ખેડણ-હાંકનાર.

૫૪. બાહુક નળ રાજા છે એવી ભ્રાન્તિ પડવાથી તેની પરીક્ષા કરવા દમયંતી તેને તેડાવે છે. બાળક છોકરાંને જોઇ હૈયું ભરાઇ આવે છે; વ્હાલ આવે છે. તે તેમને ભેટવાનું મન કરે છે. છોકરાં હાઉને જોઇ છળે જ તે સ્વભાવ. નળના ચેનકા વગેરે બાબતનું વર્ણન.

ઉલટયુ અંતઃકર્ણ—હૃદય ભરાઇ આવ્યુ દામણા—ગરીબડા. અંતરિયાળ—એકલુ. અધવચ—આશ્રય વિનાનુ. સંજોગ...સમાન—મેળાપ રૂપી દરિયાનુ પાણી ઉછળ્યુ એટલે હૃદયની ઊર્મિ થઇ આવી ને શ્રાવણ માસમા વરસાદની ધારા માફક આખમાથી આસુ ચાલ્યા. ધીશ—રાજા. છબ્યા—ચોકયા. સ્પર્શ—આલિંગન ગળગળો—રડવા જેવો સોમવદની—ચદ્રના પ્રકાશ જેવા વદનવાળી, ચદ્રમુખી સારંગનયનિ—હરણની આખો જેવી આખવાળી સદ્ય—જરૂર બાહેધર—જામીન નીચી નાડે—નીચુ જોઇને વિમરે ભરી—શુદ્ધ મન વિનાની કપાટ—બારણા. દાસીયે .....આખડી—ક્રોધ કર્યો, ધમકાવ્યે.

૫૫. ઋતુધ્વજ નામના રાજાએ પાતાળકેતુ અને તાલકેતુ નામના દૈત્યોને સ્વર્ગના ઘોડાની મદદથી હરાવ્યા હતા. યુદ્ધમા તાલકેતુ માર્યો ગયો એટલે પાતાળકેતુ નાસી જઇ હિમાલય પર ગયો, ત્યા મદાલસા નામે ગાંધર્વ કુમારીને ઉપાડી પોતાને ઘેર લઇ ગયો રસ્તામા પાર્વતિ મળ્યા. તેમણે તેને આશ્વાસન આપ્યુ કે 'તને જે છોડવશે તે તને પરણશે ' થોડા સમયમા ઋતુધ્વજ પાતાળકેતુની પાછળ પડતા તેને ઘેર આવી પહોચ્યો તો મદાલસાને દીઠી. બન્ને એક બીજા ઉપર મોહિત થયા. નારદજી એટલામા આવી પહોચ્યા ને તેમણે તેમનો ગાધર્વ વિવાહ કર્યો મદાલસાને ઋતુધ્વજ ઘેર લાવ્યા પછી તેને મદાલસાએ એવુ કહીને મણિ આપ્યો કે ' એ મણિ જશે તો મારૂ મૃત્યુ થશે ' પાતાળકેતુએ બ્રાહ્મણનો વેશ લેઈ એ મણિ ઋતુધ્વજ પાસે થોડા સમય માટે માગી લીધો, ને પછી તે મદાલસા પાસે ગયો મદાલસાએ મણિ જોતા જ દેહત્યાગ કર્યો, એટલે તેને સ્મશાને અગ્નિદાહ કરી આવ્યા ત્યાર બાદ ઋતુધ્વજ આવી પહોચે છે, ને મદાલસાની શોધ કરે છે એ બે વચ્ચે દિવ્ય પ્રેમ હતો તો ઋતુધ્વજ આખરે મરી ગએલી મદાલસાને મેળવી શકે છે

અચેતન—બેભાન, બેભાન વાધ્યુ સીત—શરીર ટાઢુ ટાઢુ થઇ

ગયું. કાષ્ટવત્–લાકડા જેવી. બ્રહ્માણ્ડ...ચિત્ત–જીવ તાળવે ચડી ગયો. ચિત્તભ્રમ–ગાંડા જેવો; મગજ ખસી ગએલું હોય ને તે જેવી રીતે વર્તે તેવા વર્તનવાળો. ભીતર......લાગી–શરીરની અંદર છેક આંતરસૃષ્ટિમાં દાહ લાગી ઉઠ્યો. વહોણાં–વિનાં. હેજ–પ્રેમ. કેટલીક પ્રતમાં 'હેજ'ને બદલે 'એજ' શબ્દ છે. એ પ્રમાણે લીધાથી એનો અર્થ, 'તમે બોલો એટલું જ અથવા એ જ તમારી પાસે હું માગું છું' એવો થશે. ખુણાખંચાળા–ખૂણા ખાચરા. ઉદવસ્ત–ઉજડ. સ્મશાને વસાસ્યું–સ્મશાનવાસી થયાં; મરી ગયાં. હું મુવો છઉં–તું મરી ગઇ છે એટલે તું મને મુવેલો જ જાણજે. છોકરવાદી–બાળચેષ્ટા. હું થયો ન–તું મરી તે પહેલા હું મરી ગયો હોત તો સારું. બારેવાટ–હાંફલો ફાંફલો; રખે...મારે–મદાલસાને મારી નાખીને બાળા મુકી, તેમ કોઇ એની રાખોડીને પણ મારી નાખે તો શું કરવું એવી ચિંતા કરતો તથા ગોવાં ગાડાં કાઢતો તે હાફલો ફાંફલો રખડવા લાગ્યો. પ્રાણી–જીવ; આત્મા

૫૬. મદાલસાના મરી ગયા પછી ઋતુધ્વજ તેની પાછળ ગાડાં કાઢતો હતો, ને તેની રાખનું પોટલું બાંધી માથે મુકીને ભટકતો તેને સમજાવવા તેના માબાપે અનેક પ્રયત્નો કીધા, પરંતુ તેમાં તે નિષ્ફળ ગયાં તે વિષેનું વર્ણન અદ્ભુત છે.

આખડીએ...પાણી–રડતાં રડતા. પીલાય છે...ધાણી–જેવી રીતે ધાણીની અંદર તેલ પીલવામાં આવે છે તેવી રીતે આ સ્ત્રીના વિયોગની દુઃખરૂપી ધાણીમાં બધું પીલાય છે. એટલે અધિક દુઃખ થાય છે. મારી શી...સંભારી–એવું કયું સગપણ યાદ લાવીને તમે મને સમજાવવા આવ્યા છો? ગાંધર્વકુમારી–મદાલસા. ઉમયાધારી–શિવ. વારી રાખો–અટકાવો. ત્રિપુરારિ–ત્રિપુર નામના રાક્ષસને શિવે માર્યો હતો તે ઉપરથી તે ત્રિપુરારિ કહેવાયા છે. પરજ્યો–જોડ્યો; લાગ કર્યો.

જોગટ-જોગટોડ સાધુ; યોગી. ખપ-માગણી. ભાયેગમંદ-કમ કીસમત; અભાગિયો. રાખોડી ચોળી-વૈરાગ લીધો. સેકે છે-દુઃખ દે. છે. ચક્ષ-લોચન; ચક્ષુ. ભક્ષ પામે-ખાવાનું મળે. તરૂણિ-સ્ત્રી. તંન સંતપિયું-દેહને કષ્ટ આપ્યું. સાસો-સંશય; વહેમ.

૫૭. ઋતુધ્વજ માબાપે સમજાવ્યો સમજ્યો નહિ, ને તેમણે ઘણો આગ્રહ કરવા માંડયો એટલે તે ત્યાંથી નાસી જઇ ગંગા નદી તટે આવ્યો અને ત્યાં સ્ત્રીની રાખોડી પાથરી તે ઉપર તેનું ધ્યાન ધરવા લાગ્યો. એના મિત્રો નાગ હતા તેમની પાસે તે ન ગયો એટલે તેમને ચિંતા થઇ અને ઋતુધ્વજનું દૃઢ મન તથા તેનો મદાલસા પ્રત્યે અચળ પ્રેમ જોઇ તેમણે શિવની આરાધના કરીને વર મેળવ્યો, અને ઋતુધ્વજને પાતાલમાં લેઇ ગયા. એ વરને પ્રતાપે ઋતુધ્વજને મરી ગએલી મદાલસા પાછી મળી તે વખતે એક બીજાનું નામ જ જપતાં હતાં.

જ્ઞાનમાંચ-જ્ઞાનનો માર્ગ. ગળે પાછો-બોલતો બંધ પડી જાય; જીભ ઉપર આવેલો બોલ પાછો ગળામાં ઉતારી લે. વાયેક-શબ્દ; વાક્ય. લોચન ભરાયાં-આંસુ આવ્યાં. સામસામાં...બન્ને-ઋતુધ્વજ અને મદાલસા બન્ને જણાં એક બીજા તરફ આગળ ચાલ્યાં.

૫૮. નરસિંહ મહેતા પોતાની દીકરીના સીમંત ઉપર જવાની તૈયારી કરે છે. પોતાને પરમેશ્વર ઉપર પૂર્ણ ભરોસો હોવાથી ઇશ્વરને આરાધી માત્ર ભક્તના શણગાર સાથે વાહન જોડી કુંવરબાને સાસરે જાય છે. તેનું વર્ણન કવિએ કર્યું છે.

ત્રીકમજી-શ્રીકૃષ્ણે વૈરાટ રૂપ ધરી બલિ પાસે ત્રણ ડગલાં જમીન માંગી હતી તે ઉપરથી નામ પડયું છે. સીમંત-અધરણી. ધુંસરી-ગાડી. ઘો બળદ જોડવાને ચાડું લાકડું રાખવામાં આવે છે

તે. સાંગી-રથની ધરી તે સાટી એ બેની વચ્ચેનો ઢરેરાવાળો ભાગ. સાટી-ધોરીઆ ઉપરનો માણસને બેસવાનો ભાગ. તળાવાં-ધરી ઉંચી નીચી ન થાય તે માટે એક ઉભો અને એક ત્રાસો એવા બે કટકા માચડા સાથે ટેકાવેલા હોય છે તે. પિંજણિઓ-પૈડું તથા તળાવા બહાર નીકળી ન જાય તે માટે કમાને મુકવામાં આવે છે તે. ગળિયો -સીધો ચાલે નહિ ને જરામાં બેસી જાય તેવો. જૂજવાં-જૂદાં જૂદાં. રોક-રોકડું. વસાત-શક્તિ.

૫૮. નરસિંહ મહેતા મોસાળું કરવા ગયા તેથી બધા મશ્કરી કરે છે, ને પછી બાપદીકરીનો મેળાપ થતાં હાલામાલા મશ્કરી કરાવવા આવ્યા જાણી દીકરી પોતાના મનનો ઉભરો કાઢે છે ને તેને નરસિંહ મહેતા આશ્વાસન દે છે કે ' શ્રીકૃષ્ણ ભગવાન તારા મનના મનોરથ પાર પાડશે '

છાજ-છાપરા ઉપરનું વળણ. દેહદશ-દશે દીશાએ. જુઆ-એક જાતનું જીવડું છે ( જ્યાં ઢોર બંધાય ત્યાં ઘણાં માલમ પડે છે ). હસણી-મશ્કરીખોર. ખોઇએ પાપ-પાવન થઇએ. તૂઠડો-પ્રસન્ન, તુષ્ટમાન. મરડે મુખ-મહોડું બગાડતી હતી; મશ્કરી કરતી હતી. બગાઇ-એક જાતનું જીવડું ( ઢોરના શરીર ઉપર જણાય છે ). ચંગ-ઝાંઝ, તાલ વગાડવાની પીતળની ચકતીઓ. રંગ-આબરૂ, શોભા. ઉધારો-ખામી, વાંધો. શંખ ફુંકશે-શંખ વગાડશે; દેવાળું કાઢશે. સચવાશે-પાર ઉતારી શકશે. મોડ-લગ્ન અથવા શુભ ક્રિયા વખતે સ્ત્રીઓ માથા ઉપર બાંધે છે તે. નાડાછડી-લાલ રંગનો સુતરનો કાચો દોરો જે શુભ પ્રસંગમાં વપરાય છે તે. ઘાટ-ઘાટપોતનું કપડું. બારેવાટ-તૈયારી વિના. હેજ-હેત. વછોઇ-છુટી પડી. ઢંગ-આચરણ, રીત.

[illegible]

પોતાના દરેક ભકતને સંકટ સમયે મદદ કરી હતી એ વાત સુપ્રસિદ્ધ છે. તે પ્રમાણે નરસિંહ મહેતાની મદદની પ્રાર્થનાથી તે ઉઠે છે, ને રાણીને તથા બીજાને મોસાળાની સર્વ સામગ્રી લેઇ તૈયાર થવા હુકમ આપે છે. હરિ બરાબર દોશી વાણીઆનો વેશ લે છે. એ ચિત્ર ચીતરવાની કવિની શક્તિ અદ્‌ભુત છે. આ કાવ્ય એની શક્તિનું માપ છે. એના વર્ણનથી ચિત્રકારને છબી ચિતરવા આપી હોય તો તે આબેહુબ ચીતરી શકે.

સરે–ચાલે. રિદ્ધિસિદ્ધિ–દોલત. હેમસાંકળાં–સોનાનાં સાંકળાં (ઘરેણું). કોઇ દિવસ પણ દીઠાં નહિ હોય, અને જેનાં નામ પણ જડે નહિ એવાં લૂગડાં લો. ધોરી–બળદ. વાડ–સોકોનું ટોળું; જમાવ. વાડ મુકાવી–ટોળાને ખસેડ્યું. ખટદર્શન...લાધે રે–ઇશ્વર સંબંધી ગ્નાન આપનારાં છ દર્શનનો છે તે બધાંથી ખોળવા મથીએ તો પણ પાર પામીએ નહિ. ઉમિયાવર–શિવ. જાગે–યજ્ઞયાગથી. અણવાંણે–ઉઘાડે, અડવે. બજાજ–કાપડિયો. પટકોં–પાંચેક હાથનો લૂગડાનો કકડો; ફેંટો. મોજાં–જોડા. બહુ–વિશાળ, શોભિતું. રાખડી–રક્ષાબંધન. ખંજન–એ નામનાં, પૂંછડી વારંવાર હલાવ્યા કરતાં ભૂરા રંગનાં ચકલીની જાતિનાં પક્ષી. ચંપકવર્ણી–પીળા રંગની. કોડ પૂરો–મનની ઇચ્છા પૂરી કરો. મીઠી–વહાલી. કાઠી–તપાર.

૬૧. અહિલોચનના પિતાને શ્રીકૃષ્ણે માર્યો હતો તે વાત તેની માથી જાણ્યા પછી અહિલોચને પિતાનું વેર વાળવાનો નિશ્ચય કર્યો. કૃષ્ણ નહિ મરે એ બાબત માએ ઘણો સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ. તે તપશ્ચર્યા કરવા ગયો, ને તેણે લેખંડની પેટી મેળવી. બાળક બુદ્ધિ પેટી લેઇને કૃષ્ણને મારવા જતો હતો ત્યાં રસ્તામાં કૃષ્ણ ભગવાન વૃદ્ધ બ્રાહ્મણને વેશે તેને મળ્યા, ને એણે તેને કહ્યું કે, 'તારા જેવડા જ કૃષ્ણ છે, તું જો એ પેટીમાં સમાશે તો તે સમાશે માટે

પહેલાં તું પેટીમાં સમાઇ ખાત્રી કરી લે ને પછી તેને મારવા જા. ' આ પ્રમાણે અહિલોચનને મારવાનું જે કપટ કૃષ્ણે રચ્યું હતું તે વિષે હકીકત.

વ્હાલા......વારો છો-મારૂં ભલું ઇચ્છીને શું દુશ્મનાઇનો બદલો લો છો ? ભૃગુ-શુક્ર. શુક્રાચાર્ય-એક આંખે ખોડવાળા ગુરુ. શીત વ્યાપ્યું-શરીર ટાઢું થયું, મરવાની અણી ઉપર જેવું ટાઢું થઇ જાય તેવું. શોપ પડયો-ગળે કાચકી બાઝી, ગળું સુકાઇ ગયું. મનના ......રેખા-મારા દિલની ઇચ્છા પાર પડી નહિ. અંબુજ-કમળ. અંબુજ......આશ-જેવી રીતે કમળ ઉપર ભમરો વિશ્વાસથી મકરંદ લેવા બેસે છે, પણ સૂર્યાસ્ત પછી કમળ બીડાઇ જાય છે તેથી તે સપડાઇ મરી જાય છે, પણ કમળ બીડાશે તેવો તેને અવિશ્વાસ હોતો નથી, તે પ્રમાણે હું તમારા વચન ઉપર વિશ્વાસ આણી પેટીમાં પેઠો છું. બોળે......શીશ-આશ્રયે આવ્યા પછી, પોતાનો કરી મારી નાખવો ન જોઇએ.

૬૨. કૃષ્ણ પોતાનું કપટ અહિલોચનને કહી સંભળાવે છે એટલે પેટીમાંથી મરતાં મરતા કૃષ્ણને, શાપ દે છે, તથા અનેક અનેક સુકનો સંભળાવી તેનાં આ નીચ કૃત્યો માટે ધિક્કાર આપે છે.

વારી-અટકાવી. સાણસે......સાપ-( સાણસો-સાપ પકડવાનું લાકડાનું હથિયાર. ) કબજામાં આવેલાં વેરીને છોડીએ. હું......, ભોળો-વિષ્ણુ, બ્રહ્મા અને શિવ એ ત્રણે એક જ છે, જૂદા નથી. હૈડે......હુતાસન-ગુસ્સો ચડયો. અભ્યંતર-કોઇ વસ્તુની અંદરની જગ્યા. અભ્યંતર......અર્ક્યા-તે મંત્ર પેટીની અંદરની જગ્યામાં આવ્યો, પ્રકાશ નહિ. જરાસંધ-મગધ દેશનો રાજા અને કંસનો સસરો. પારિજાતક-હારસિંગારનું ઝુલ. પ્રહ્લાદ-હિરણ્યકશિપુનો પુત્ર અને કૃષ્ણનો ભક્ત. એને ભગવાને નૃસિંહ અવતારમાં થાંભલામાંથી પ્રગટી

પોતાના દરેક ભક્તને સંકટ સમયે મદદ કરી હતી એ વાત સુપ્રસિદ્ધ છે તે પ્રમાણે નરસિંહ મહેતાની મદદની પ્રાર્થનાથી તે ઉઠે છે, ને રાણીને તથા બીજાને મોસાળાની સર્વ સામગ્રી લેઇ તૈયાર થવા હુકમ આપે છે. હરિ બરાબર દોશી વાણીઆનો વેશ લે છે. એ ચિત્ર ચીતરવાની કવિની શક્તિ અદ્ભુત છે. આ કાવ્ય એની શક્તિનું માપ છે. એના વર્ણનથી ચિત્રકારને છબી ચિતરવા આપી હોય તો તે આબેહુબ ચીતરી શકે

મરે-ચાલે રિદ્ધિસિદ્ધિ-દોલત. હેમસાકળાં-સોનાના સાકળા ( ઘરેણું ). કોઇ દિવસ પણ દીઠા નહિ હોય, અને જેના નામ પણ જડે નહિ એવા લુગડા લો ઘોગી-અજાણ. વાડ લોકોનું ટોળુ; જમાવ વાડે સુકાવી-ટોળાને ખમેડ્યું. ખટદર્શન...વાધે રે-ઇશ્વર સંબંધી જ્ઞાન આપનારાં છ દર્શનનો જે તે બધાથી ખોળવા મથીએ તો પણ પા પામીએ નહિ. ઉમિયાવર-શિવ. જાગે-યત્નયાગથી. અણવાણે-ઉઘાડે, અકરે બુજાજ-કાપડિયો. પટકો-પાચેક હાથનો લુગડાનો કકડો; ફેંટો. મોજા જોડા. ભલું-વિશાળ, શોભિતું. રાખડી-રક્ષાબંધન. ખંજન-એ નામન પૂંઠડી વારંવાર હલાવ્યા કરતા ભૂરા રંગના ચકલીની જાતિના પક્ષી ચંપકવર્ણી-પીળા રંગની. કોડ પૂરો-મનની ઇચ્છા પુરી કરો. મીઠી વહાલી. કોઠી-વખાર.

૬૧. અહિલોચનના પિતાને શ્રીકૃષ્ણે માર્યો હતો તે વાત તે માથી જાણ્યા પછી અહિલોચને પિતાનું વેર વાળવાનો નિશ્ચય કર્યો કૃષ્ણ નહિ મરે એ બાબત માએ ઘણો સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ તે તપશ્ચર્યા કરવા ગયો, ને તેણે લેખંડની પેટી મેળવી બાળક બુદ્ધિ પેટી લેઇને કૃષ્ણને મારવા જતો હતો ત્યા રસ્તામા કૃષ્ણ ભગવાન વૃદ્ધ બ્રાહ્મણને વેશે તેને મળ્યા. ને એણે તેને કહ્યું કે, 'તા

આપી હતી તે તમામ વસ્તુ અનેક બહાને પાછી માગી લીધી એ સ્ત્રીચરિત્ર કવિ આલેખે છે.

નહિ પિતાની જાત—એ બાપની હોય તે બહાર જઇને પેટી સબધી વાત કરે એવા અઘરા સમ આપ્યા. તિહીકાર—તાકીદ. મૃતક—મડદું. મદ્દ. તીના—ઝીણા. હસ—જીવ, પ્રાણ. ઘટમાય—શરીરમા. મરકલડે—મદહાસ્યથી, મશ્કરી કરી, મ્હોડુ મરડયું. અવનિલોક—પૃથ્વી ઉપરના લોક. સગડા તાણવા—નમકોરા બોલાવવા. ઠુઠોળી—મશ્કરી, ઠીઠી કરવા લાગી સાસ્તા રહી—ધીમેથી; હાવભાવથી બિયા—બાઇ. માતી મોતી—મોટી માની ભાવ પોંતી—હેત મળી ચુકયુ. સાસ્લા સોતી—એક સાડલા સાથે અથવા સાંકલા બેર ત્રસો—ટચકો; છણકો કર્યો

૬૫ અહિલોચન પેટીમા મર્યા પછી કૃષ્ણ પેટી ઘેર લઇ ગયા ને તે સુભદ્રા બ્હેનને ત્યા મુકી કૃષ્ણ કંઇ નનાઇ લાવ્યા ને તે બ્હેનને આપી એવી શકા રાણીઓ લાવીને નણદને ત્યા જોવા ગઇ સુભદ્રાને અનેક પેરે સમજાવી પેટી ઉઘડાવી. અહિલોચન મરણ પામ્યો હતો, પણ જીવ બહાર નીકળી શક્યો નહિ હોવાથી જેવી પેટી સુભદ્રાએ ઉઘાડી તેવો જ જીવ સુભદ્રાના પેટમાં ભરાયો પુત્ર પ્રસવ્યો તે અભિમન્યુ ગર્ભનો પ્રસવ ન થવાથી કૃષ્ણે તેને છ કોઠા શીખવ્યા ને પ્રસવ થયા પછી સાતમો શીખવવાનુ વચન આપ્યુ. આની કથા છે. જન્મ્યા પછી મામા સાથે દુશ્મનાવટ છે એવુ તેણે ઘણી વખતે બતાવ્યું હતુ તેથી તેને મારી નખાવાનો પ્રયાસ કૃષ્ણનો હતો તેથી પાડવ કૈરવના યુદ્ધમા ચક્રાવાના વ્યુહમા તેને જવાનું આવ્યુ. તેથી પોતાની સ્ત્રી ઉત્તરા પાસે રજા લેવા આવ્યો

આભૃત્ય—આધાર. અવતાર......એળે—જન્મારો મારો વ્યર્થ ગયો અભ્યતર—દિલના, અંતરના. નહીં......રેષા—કર્મની દોરી એટલે

હિરણ્યકશિપુને મારી ગાદીએ બેસાડયો હતો. વરાહ-ડુક્કર, સુવર. ભૃગુ-પરશુરામ. પાહાણુ.:....પાર-રામાવતારમા સેતુબંધ બાંધી લશ્કરને ઉતાર્યું.

૬૩. અહિલોચન મરી ગયા પછી શ્રી ભગવાન તે પેટી લઇ સુભદ્રાને ત્યાં આવ્યા ને તેને તે સોંપી. એટલે શ્રી ભગવાન શું લાવ્યા અને બેનને શું આપ્યું તે જાણવા એની ભાભીઓ એની પાસે જઇ પહુડાઇ કરે છે, ને લૂગડાં, ઘરેણાં વગેરે આપી તેનું મન મનાવે છે. સ્ત્રીચરિત્ર કવિએ આબેહૂબ વર્ણવ્યું છે.

સોળસહસ્ર-પ્રાગ જ્યોતિષપુરના રાક્ષસ નરકાસુરે પરણવા માટે સોળહજાર કન્યા એકઠી કરી હતી, પણ ઇંદ્રની વિનતિથી શ્રી કૃષ્ણે તેને માર્યો અને તે સોળહજાર કન્યા પોતે પરણ્યા તે ગણીઓ. આવાસ-મહેલ. સાસરવાસો-છોકરીને સાસરે વળાવતી વખતે તેને પીયેરથી આપવામાં આવતાં લૂગડાં, ઘરેણાં વગેરે. વામા-સ્ત્રી. ભીયાં ઉવરૂં-એનાથી વધારે. એ તો દૂધ......દહિરિ-સર્વસ્વ; જે ગણો તે એ છે. ગર્થ-પૈસો. તાજુ-નવુંનકોર. એકલું છે હીર-નર્યા રેશમનું લૂગડું; સૂતરના ભેગ વિનાનું. મન બહોળું કરવું-ઉદાર થવું. વેસર-નીટલી. અણુવટ-પગને અંગુઠે પહેરવાનું ઘુઘરીવાળું ઘરેણું. પ્રાહૂણા-પરોણા; મહેમાન. ભિયા-ભાઈ. જીભ-દંત-અરે એવું બનેજ કેમ અથવા એવું બોલાય-જ કેમ એવા મનના ઉદ્ગાર બતાવવા હોય ત્યારે વપરાય છે. અગ્નિનો ભડકો-ઘણા ક્રોધી. ઘો-ગરોળીની જાતનું ઉરગ પ્રાણી; દાખલા તરીકે ચંદન ઘો અને પાટલા ઘો. ઝાકળ ઉતારવી-પાણી પાણી કરી નાખવું; નરમ કરવું. હાથે લેશું-સપાટામાં લઇશું.

૬૪. સુભદ્રાની ભાભીઓએ એને ફોસલાવી પેટી ઉઘડાવી, ને તેમાં તેમણે સુકડું જોયું એટલે ધીમેં ધીમે જે વસ્તુ તેમણે નણંદને

આપી હતી તે તમામ વસ્તુ અનેક બહાને પાછી માગી લીધી એ સ્ત્રીચરિત્ર કવિ આલેખે છે.

નહિ પિતાની જાત–એ બાપની હોય તે બહાર જઇને પેટી સંબંધી વાત કરે એના અધરા સમ આપ્યા. તિહીકાર–તાણ્યું. મૃતક–મડું; મડદું. તીના–ઝીણા, હંસ–જીવ; પ્રાણ. ઘટમાંય–શરીરમાં. મરકલડે–મંદહાસ્યથી, મશ્કરી કરી; મ્હોડું મરડ્યું. અવનિલોક–પૃથ્વી ઉપરના લોક. સરકડા તાણવા–નસકોરાં બોલાવવાં. ઠુંઠોળી–મશ્કરી; ઠીઠી કરવા લાગી. સાંસ્તાં રહી–ધીમેથી; ઠાવકાઇથી. બિયાં–બાઇ. માની મોતી–મોટી માની. ભાવ પોંતી–હેત મળી ચુક્યું. સાલ્લા સોતી–એક સાડલા સાથે અથવા સાડલા ભેર. ત્રસો–ટચકો; છણકો કર્યો.

૬૫. અહિલોચન પેટીમાં મર્યા પછી કૃષ્ણ પેટી ઘેર લઇ ગયા ને તે સુભદ્રા બ્હેનને ત્યા મુકી. કૃષ્ણ કંઇ નવાઇ લાવ્યા નં તે બ્હેનને આપી એવી શંકા રાણીઓ લાવીને નણંદને ત્યાં જોવા ગઇ. સુભદ્રાને અનેક પેરે સમજાવી પેટી ઉઘડાવી. અહિલોચન મરણ પામ્યો હતો, પણ જીવ બહાર નીકળી શકેલો નહિ હોવાથી જેવી પેટી સુભદ્રાએ ઉઘાડી તેવો જ જીવ સુભદ્રાના પેટમાં ભરાયો. પુત્ર પ્રસવ્યો તે અભિમન્યુ. ગર્ભનો પ્રસવ ન થવાથી કૃષ્ણે તેને છ કોઠા શીખવ્યા ને પ્રસવ થયા પછી સાતમો શીખવવાનું વચન આપ્યું. આવી કથા છે. જન્મ્યા પછી મામા સાથે દુશ્મનાવટ છે એવું તેણે ઘણી વખતે બતાવ્યું હતું, તેથી તેને મારી નખાવાનો પ્રયાસ કૃષ્ણનો હતો. તેથી પાંડવ કૌરવના યુદ્ધમાં ચક્રાવાના વ્યુહમાં તેને જવાનું આવ્યું. તેથી પોતાની સ્રી ઉત્તરા પાસે રજા લેવા આવ્યો.

આભૃત–આધાર. અવતાર......એળે–જન્મારો મારો વ્યર્થ ગયો. અભ્યંતર–દિલનાં, અંતરનાં. નહીં......રેષા–કર્મની દોરી એટલે

કર્મમાં લખાયું છે તે મિથ્યા થનાર નથી. રણ......શૂર-શૂરવીર હોય તે લડવાની ના ન કહે. ઓસરવું-હઠવું. પાલવ-લુગડાનો છેડો. તમો ......ચૂકો-શાણા થઇને કેમ તમારામાં ભૂલ પડે છે? વકરો-આડા ફાઓ. ચક્રાવો-ચક્રવ્યૂહ. જયદ્રથ-સિંધુરાજનો પુત્ર. એ દુર્યોધનની બ્હેન દુઃશીલા સાથે પરણેલો હતો. એણે દ્રૌપદીનું હરણ કર્યું હતું, પણ ભીમે તેને પકડી ધર્મરાય પાસે આણ્યો. એણે પાંડવોને જીતવા માટે તપશ્ચર્યા કરી પણ અર્જુનની ગેરહાજરીમાં પાંડવ હારશે એવો વર તેને મળ્યો, અભિમન્યુને તેણે માર્યો, તેથી અર્જુને તેનું શિર છેદ્યું. તે શિર એનો પિતા અંજલિ આપતો હતો તે વખતે ખોળામાં પડયું તે બાપ ને દીકરો બન્ને મર્યા. ભૂરિશ્રવા-કૌરવ સૈન્યનો યોદ્ધો. કૃતવર્મા-એ યાદવ હતો. દુર્યોધને કૃષ્ણ પાસે મદદ માગી ત્યારે તેણે તેને પાંડવની સામે યુદ્ધ કરવા સૈન્ય સાથે મોકલ્યો હતો. કૃતાંત-યમ. વ્યાળ-વાઘ. અશ્વત્થામા-દ્રોણાચાર્યનો પુત્ર. એ ચિરંજીવી છે. કહે છે કે નર્મદા નદીને કિનારે ભીલ લોકો તેને ફરતાં જુએ છે. એના મણિનું છેદન અર્જુને કર્યું હતું. અશ્વત્થામા મરે નહિ તે દ્રોણ જાણતા હતા પણ તેનાં હથિયાર મૂકાવવાને યુધિષ્ઠિર પાસે હાથી માર્યો ત્યારે કહેવડાવ્યું કે 'નરો વા કુંજરો વા.' આ પછી દ્રોણે હથિયાર છોડયાં હતાં. શલ્ય-પાડવકૌરવના યુદ્ધમાં કર્ણના સારથી. નકુળ સહદેવનો મામો. ઉલ્કાપાત-ખરતા તારા. આયુદ્ધધારા-ઉપરાચાપરી હથિયારોનો મારો. ચાળ-યુક્તિ. નિમેષ......આંખડીયેરે-આંખનો પલકારો પણ નહિ થાય. માતા......ફરજો-માને નથીએ તમે લડાઇ જીતી પાછા ઘેર આવજો. પોતાના ભાગ્ય કરતાં માતું ભાગ્ય વિશેષ લેખે છે. ઉપરાજી-લઇ; પેદા કરી. વરાંસો-ભરોસો. શિબિર-તંબુ.

. ૬૬. નરસિંહ મહેતા પરમ વિષ્ણુભક્ત હતા. એટલે શૈવ તેની મશ્કરી કરતા. એક વખત એવું બન્યું કે કેટલાક જાત્રાળુઓ જુનાગઢ આવ્યા તેમને દ્વારકાની હુંડી જોઇતી હતી. તે લાગ સાધી એના

વ્હાલેશ્વરીઓએ તેમને મહેતાનુ ઘર બતાવ્યુ. યાત્રાળુઓ મહેતાને ત્યાં આવ્યા, પણ અહીં તાલ મૃદંગ વાગતા જોઈ વિસ્મય પામ્યા. પણ મહેતે તેમની પાસેથી રૂપીયા લઈ શામળશાના નામની હુંડી કરી આપી. કૃષ્ણ ભગવાને નરસિંહને ઘણી વખત મદદ કરી હતી તેમ આ વખતે નાણાવટીને વેશે આવી વેણે શિકારી. હુંડી વાણીનો ભીનેવાન-કાળા રંગનો વાણીયો. વેતાલ-રાક્ષસ. હીરા......કશતારે-દાત હીરા જેવા સફેદ દેખાતા હતા. ધનરેખા-હથેળીમાની જે રેખાથી પૈસા વિષે ભવિષ્ય ભાખી શકાય છે તે. તાઇ-અંગરખી દોત-ખડીયો. નીચેખામણે -બેહાધાટનો, બેહાકનો. જાય ભામણે-ઓવારણા લે. વહી-ચોપડો. પારસી......રોટળારે-( પારસી-વેપારી લેકો માહોમાહે શમસ્યાની જે ભાષા બોલે છે તે ) શમસ્યા બોબડી બોલતા હતા કાર-વ્યવહાર. વેચે ત્યા વેચાઇએ-આધીન છીએ. સુને......જે વારે-નરસિંહ મહેતા જેવા ભકતો નને ઓળખે છે મહેતાની......માડીરે-મહેતાને નામે વેપાર ચલાવીએ છીએ

૬૭ સુધન્વા-ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર. એ મોટો વિષ્ણુભકત હતો પાડવોએ અશ્વમેધ યજ્ઞ કર્યો ત્યારે ઘોડો રાજાએ બાધ્યો ને ગામમા સાદ પડાવ્યો કે યુદ્ધ કરવા જે નહિ આવે તેને ઉકળતા તેલની કઢામા નાખવામા આવશે. એવુ બન્યું કે સુધન્વાને આવતા વાર થઈ એટલે બ્રાહ્મણોએ તેનું વચન મિથ્યા ગયાનું કહી જવા માડ્યું. આથી રાજા મમત પર આવ્યો ને પુત્રને ઉકળતા તેલની કઢાઇમા નાખ્યો, પણ ભગવાને તે તેલ ડંડુંગાર કર્યું ને ભકતને બચાવ્યો. પછી તેલ ટાઢું હોવાનું બધાએ કહ્યુ એટલે કઢાઇમા નાળિયેર નાખ્યું. નાળિયેર તેલમા પડતા જ ફાટ્યું ને ઉડી ગોરના કપાળમા ચોટ્યું, તે તે દાઝ્યો. એવી કથા છે.

સદ્પાત્ર-બ્રાહ્મણો; ઋષિમુનિ, સત્યના 'સાથી-જ્યા સત્ય હોય ત્યા જ ઉભા રહેનારા, વિચરનારા. મિતાક્ષરા-શાસ્ત્રનું પુસ્તક, યાજ્ઞ-

લ્કયની સ્મૃતિ ઉપર ટીકાનું પુસ્તક; એમાં ન્યાયને માટે કાયદા આપેલા છે. મેં......તતખેવ-મારે હમણાં જ ઉકળના તેલની કઢાઇરૂપી યજ્ઞમાં સુધન્વારૂપી નાળિયેરની આહુતિ જરૂર આપવી. પુરોહિત-પરોધ; ગોર. નીપાય-બનાવે, આપણે ભોગવવાનું જે નિર્માણ થયું છે તે ભોગવવા વખતને અનુસરી 'ચાલવું પડે છે,' એમાં પોતાનો દોષ નહિ હોતાં નશીબનો દોષ છે એવું કવિ કહે છે. लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः એ સંસ્કૃત વાક્યનું અવતરણ છે. કપાળમાં લખેલું ભૂસવાને કોણ શક્તિમાન છે.

૬૮. કુંભકર્ણ રાવણનો ભાઇ. એ અઘોરી હતો, અતિ બળવાન હતો. રામ લંકા જીતવા આવ્યા ત્યારે તેની સામે લડવા તેને નિદ્રામાંથી ઉઠાડવાની શી વિધિ થઇ હતી તેનું કવિ વર્ણન કરે છે.

ભીડ પડી છે-સંકટમાં આવ્યા છીએ. સોહાય-સારી લાગે. ઢંઢોળે-શરીર હલાવે. ફુંકે મદનભેર-વાદિત્ર વગાડે. મેઘસ્વરે-વરસાદની ગર્જના જેવો. અર્જા......જાય-બકરા ગુંછળાં ખાતા ઉડીને બહાર પડે. વઢાવ્યા......માતંગ-હાથી અને પાડાની કુસ્તી કરાવી. નાના-જાતના જાતના. વાજ આવ્યો-થાક્યો. મુહુર્તમાત્ર-એક ઘડીમાં.

૬૯. આમાં કુંભકર્ણ રાવણનું મન જુએ છે; સીતા પાછી આપી દેવાનું કહે છે. વગેરે બાબત આવે છે.

ધુણી ધુણાવી; માથું હલાવી. ઘર ઘાલ્યું-સત્યાનાશ વાળ્યું; પાયમાલી કીધી. ત્ર્યંબક......લંકાનાથ-સીતાના સ્વયંવરમાં ત્ર્યંબક ધનુષ્ય ઉપાડતાં રાવણનો હાથ ચગદાઇ ગયો હતો તે રામે ઉઠી કાઢયો તે ઉપકાર શું તું ભૂલી ગયો ? જોર-તાબે; કબજે. શીશ મેલ-શરણે જા; પગે લાગ, લાગે......વિષે-ચૂંડાએ ડાઘ લાગે; આબરૂ જાય. મેઘાડંબર-વરસાદનો ઘેરાવો સ્યામ......થયા રે-ઘડપણ આવ્યું; કાળા વાળ ધોળાં થયા. જામની-રાત્રી, પાવક જ્વાળા-દેવતાની ઝાળ.

## ગદ્ય.

૧. સૂત્રધાર–રંગભૂમિ ઉપર આવીને દરેક નટે કેમ વર્તવું તે બતાવનાર પુરૂષ. મારિષ–નટ, નટનું સંબોધન. સુહૃજ્જન–હિતચિંતક પુરૂષો. મહાજન–મોટા માણસો, સંભાવિત ગૃહસ્થો. હિંગોરૂ–એક જાતનું ફળ. શું......ઠર્યા–એ કહેવત છે, શું બીજી બધી વસ્તુ નાશ પામીને નિર્માલ્ય વસ્તુ માલવાળી થઇ! કાલિદાસ–સંસ્કૃતમાં એણે રઘુ, શંકુતલા, મેઘદૂત, વિક્રમોર્વશી વગેરે નાટકો તથા કાવ્યો લખ્યાં છે. બાણ–કાદંબરીનો કર્તા. સૌમિલ્લ–એક કવિનું નામ છે. જયદેવ એણે ગીતગોવિંદ વગેરે ધ્વનિકાવ્યો લખ્યાં છે. દેવગિરા–સંસ્કૃત. ગ્રંથિત–ગુંથેલી, બનાવેલી. દોષદર્શી–દોષ જોનારા. નાટક નવું છે એટલે તેમાં દોષ તો હશે જ, પણ તે તરફ નહિ જોતાં માત્ર તેમાંના ગુણ લેશે. ન્યાત બહાર મૂકવું–તજી દેવું. બાલભાષા–સુરસેની, માગધી વગેરે બાલભાષા કહેવાય છે; અપભ્રષ્ટ ભાષા.

૨. શ્રીદામો–કૃષ્ણનો મિત્ર. બાલ્યાવસ્થા......કરાવી–બાળપણમાં માખણ ચોરીને ખાતો હતો તેથી ચોર કહેવાતો તે આજે મણિને લીધે ચોર કહેવાયો, તેથી જાણે મારી બાળક અવસ્થા પાછી આવી. કાંચનપુરી–દ્વારિકા. સિદ્ધિપ્રદ–ફળ આપનારો. જગત...... ઝવેરી છે–દુનિયાનો પરીક્ષક છે, એટલે કે તમે ચોર છો તે જાણે છે. ચૌરિકા–ચોરી; જેમ માખણની ચોરી ગોપીઓને રાજી કરવાથી મટતી હતી તેમ કોઇ ઉપાયથી આ પણ મટે. પ્રતીતિ–ખાત્રી. પિપીલિકા–કીડી. માખણની ચોરી કરતાં પકડાતા ત્યારે કીડી ચડી છે તે ઉતારવાનું બહાનું કાઢતા હતા તેમ. કૃપાકટાક્ષે–મહેરબાની, પ્રેમની આંખને લીધે. આવશ્યકતા–જરૂર. જાતિ......સ્વભાવ–જે સ્વભાવ પડયો હોય તે મરતાં સુધી જતો નથી. દીર્ઘસૂત્રતા–સુસ્તતી રાખવાનો સ્વભાવ. દીર્ઘસૂત્રતા......છું–આ પ્રમાણે કહેતાં વાર લગાડવામાં કઇ

મતલબ પાર પાડવાની તું રાહ જુવે છે. ભાભા...ત્યાં-એનું એ જ કહેવાનું હશે. એ કહેવત છે. જનક-બાપ આવા......ધટે-નીચને નીચ બુદ્ધિજ હોય, તેથી તે તેવો જ રસ્તો બતાવે. સ્વામાની ઉત્તાસા-સ્રીની મરજી. જાત......ભાત-જેવી જાત હોય તે પ્રમાણે જ તે પર સંસ્કાર થાય. હંસજી......કાગડો-गिरिशिखरगतापि काकपंक्ति र्न हि तुलनामुपैति राजहंसैः કાગડો પર્વતના શિખર ઉપર હોય તો પણ હંસની બરાબરી કરી શકતો નથી. ટાઢા......બવરાવવી-નવરા બેઠા ગપાટા મારી આનંદ લેવો અને લેવરાવવો. વાલેશરી-વહાલો.

૩ આડે અંગે-પૂરેપૂરી. દેખીતું......ધુમાડો-ઇંદ્રવાયણાનાં ફળ ખૂબસુરત હોય છે, પણ કડવાં ઝેર જેવાં હોય છે તેથી કહેવત પડી છે; વાતમાં માલજ નહિ. સ્રીની......પાનીએ-સ્રીને લાંબી અક્કલ જ ન હોય. રાતાં પીળાં-ગુસ્સે, ક્રોધ કરો છો. કશરે-નિરાંતે. કહે...... નવાબ-ધણી જે કહે તે અમારે કબૂલ

૪. કારાગૃહમાં-કેદખાનામાં. વૃદ્ધિંગત થવું-મોટા થવું. નિર્મિત -બનાવેલી. કાચનપુરિ-સોનાનું શહેર; દ્વારિકા. બ્રહ્મસદન-સત્યલોકમાં. પુરંદરાલયે-ઇન્દ્રના સ્થાનમાં. અટન-ભ્રમણ. વિભ્રમ-ભ્રાન્તિ. ચાર્વસ્તિ ( ચારૂ+અસ્તિ ) ઠીક છે. ઇદ્ર અંતઃપુર પાલક-ઇદ્રના ગણવાસનો રખેવાળ; કંચુકી. વિધિજ-બ્રહ્માના પુત્ર; નારદ. દેવશ્રી-શ્રીકૃષ્ણ. આગમ -આવવું તે. નામાભિધાન-નામ, અરિગણ-શત્રુઓ. અંતરાય-અટકાવ; અડચણ. અનુવર્તન કર્યું છે-ગાસ્યો છું. કારો વગેરે-આપણી વચ્ચે નારદ રૂપી સાલ આવ્યું છે તેને વહેલા વિદાય કરી દેજો. અંતર્ગત-મનમાંની વાત જાણી લેવાની શક્તિવાળા અવિગત-સર્વેમાં અન્વય રૂપી વ્યાપી રહેલા. અજર-જેને જરા નથી એવા. કાર્યવશાત્ -કારણસર. અવગત-જાણીતું. યાતુધાને-રાક્ષસોએ. હે કૃષ્ણદેવ ! સૂરને, રાક્ષસોએ કષ્ટમા અતિશય ગરકાવ કર્યા છે. જાતુષે-લાક્ષાગૃહમાં.

લાખના ઘરમા અગ્નિ જેવો નરકાસુર નામનો રાક્ષસ સૃષ્ટિના કષ્ટમા ફરનારો છે. કાતું-છરી; દાંતી. એ અસુર કયાં તો છરી છે અથવા કટારી છે તેમાં જરા પણ ફેરફ નથી, તેનું પુણ્ય નાશ પામ્યું છે તેનો વિચાર કરી દેવતાની મદદે તું ધા અને અસુરનો ક્ષય કર, કેમકે ઇંદ્રે ( સુરારિએ ) દુઃખ નજરે જોયું છે તેથી તેનું હૃદય કંપે છે ( ધરક છે ). પદ્મયોનિજ—નારદ. માયાનિર્લેપ—માયામા નહિ લેવાયલા; કૃષ્ણ. કષ્ટજન્યા—દુઃખ ભોગવવાને જન્મેલી. ઘટિકાધન્યા—ધન્ય ઘડી દહાડો ક્યાંથી હોય ? સહસ્ત્રાક્ષિ-ઇંદ્ર. સુંદરશ્યામ—કૃષ્ણ શક્ર સુચનો—ઇંદ્રનો સંદેશો. ભોળે ભાવે વગેરે—આપણે તો કપટ વિનાના ભોળા એટલે મનમા આવ્યું તે બોલી નાખનાર, પછી તે બોલ્યાથી પરિણામ શું આવશે તેનો વિચાર કરનારા નહિ એવા. તમે વગેરે—તમે જાણો અને તમારો ભેદ ( કર્મ ). જાણે. માધવ ( મા—લક્ષ્મી, ધવ—ધણી ) લક્ષ્મીનો ધણી; ભગવાન તારું તેલ ગયું-તારું પાણી ગયું. તમે માગેલું આપી ન શકયા એટલે મારી ભાગણી ( મારો ખેલ ) રદ થઇ

૫. પરિણય—લગ્ન. જોષી......વટેમાર્ગુ—જોષી, વાણીઓ, અને મુસાફર; એ ત્રણ જણા કંઇ લેખામાં નથી હોતાં, મફતીયાં ગણાય છે. ખિયાબારૂં—અણબનાવ; બે અને બારનો મેળ. પુનઃનાસિકા...... ફરી-ફરીથી નાક પકડી એટલે શ્વાસ જોઇ ભવિષ્ય કહેતો હોય તેમ કરી. દૈવજ્ઞ—જોશી. સુતાને—દીકરીને. ચોથાભુવને—જન્મકુંડળીમા ચોથા ઘરમાં. એ ઘર સતતિનું છે. પ્રાસાદ—મહેલ. અપિચ—વળી. સાતમું સ્થાન—સ્ત્રીભુવન કહેવાય છે. ભાગ્ય......બળ્યું—નશીબ ઉઘડયું. ભાવિયો—મનગમતો. મેરૂ ચળે—હિમાલય ચલાયમાન થાય. નભ—આકાશ. ચળે નહિ—મિથ્યા જાય નહિ. નિવારવો—દૂર કરવો. કીર્તિ—વર્ત્તન. ગંગુકે—જોશી. વક્ર-વાંકો. જન્મ રાશીથી ચોથી રાશીએ સૂર્ય વાંકો થઇને રહ્યો છે. નવનરેતા—નવે ગ્રહ નડારા. લાડસપેલી—લાડવાઇ. સાડાસાતી—સાડાસાત

વર્ણની. પરિહાર–તજી દેવાનો ઉપાય. દ્વિજ–બ્રાહ્મણ. કુશ......પાંખડી–કહેવત છે. પૂરેપૂરૂં તો નહિ પણ તેનો અમુક ભાગ. શુભંભવતુ–ભલું થાઓ. ધોળી......ઘાટનો–કહેવત છે. કોઇ સ્થિતિમાં મેળ ન હોય ત્યારે વપરાય છે. ફટ કહેજે–તિરસ્કાર કરજે.

૬. સંકર્ષણસહ–બળરામનું ઘર. પ્રેરુન થયો–તૈયાર થયો. અજન્ય–અપશુકન. અધુના–હમણાં. વાંચ્છના–ઇચ્છા; મરજી. માનસ–મન. અંજસા–ઉતાવળો. અજ્યા–માયા. અકુંઠધિષ્ણ્ય–સ્વર્ગ. નવું વગેરે–નવી વસ્તુ પ્રાપ્ત થઇ હોય તેના ઉપર પ્રીતિ નવ દહાડા એટલે થોડો કાળ રહે છે. જેમ જેમ તે જૂની થાય છે તેમ તેમ તેના પરથી મોહ ઉતરતો જાય છે. ઉભય ચક્ષુ–બે આંખે એક સમાન જોનાર એટલે કે બન્નેને એક સરખી ગણનાર. સફાઇ કરો છો–બડાઇ મારો છો. શસ્ત્રાસ્ત્ર–હથિયાર. હોઠ સાજા વગેરે–બડબડી અથવા વાચાળ હોય તેને ઉત્તર ગોઠવવા કયાં અઘરૂં છે ? પડી મુકી–રહેવા દઇ. ઉતાવળે આંબા વગેરે–ઉતાવળ કર્યાથી કાર્ય સિદ્ધિ થતી નથી. અનુકંપા–દયા. કહ્યા સતે–કહ્યા છતાં.

૭. કાંટા વેરે–કૃષ્ણ બધે લડતા ફરે અને તેનું સમાધાન મારે કરવું. વકરાએલી વાઘણ–ખીજવાએલી સત્યભામા. દૈવ જાણે–તે મારા ઉપર પણ ગુસ્સે થાય છે કે પછી તેને હું મનાવી શકું છું તે તો પ્રભુ જાણે. સાંઇ–કલ્યાણ; આલિંગન. સંદેશા ને સાંઇ–ખુશી ખબર; વ્હાલ. ઉજળું એટલું–કપટ વિનાનું: સારૂં સારૂં. અલાવડાં–ખુશામત. મીઠડાં–ઓવારણાં. અલાવડાં ને મીઠડાં–ખુશામતની વાતો. ઢંગે રહેવું–આબરૂમાં રહેવું; વધારે ઓછું બોલ્યા વિના મર્યાદામાં રહેવું. શોકયને ખારે–રૂક્મિણી ઉપરની દાઝે. નાંખ્યો વગેરે–જે કામ હાથમાં લીધું તે પાર ઉતારનાર. મરતા વગેરે–જે વિધિથી નિર્માણ થયું હોય તે ગમે તે ઉપાય કર્યાથી” પણ થયા વિના રહે ? અહ

વાંકા થવા-અવળો દહાડો આવવો, શા ઉપર-કયા કારણથી. હૈયામાં વગેરે-ઘણા જ નિર્દય. ઉઘાડાં ઢાંકયાં- છ.નાં છપનાં; ચોરીથી. ભાગી-રાતે-અર્ધી રાત્રિએ એવું તોફાન. જ્યાં નર્યાં વગેરે-બધું જ ખોટું હોય ત્યાં સાચું શી રીતે હોય ? મોનાં મીઠડાં ઉપર ઉપરનું પણ હૃદયનું નહિ એવું મીઠું.મીઠું શા માટે બોલો છો ? પીયુષ-અમૃત. બોલ્યે બંધ-બોલતું જ ઠેકાણું નહિ; જૂઠું. પાનાં પડયાં-નશીબ જડાયાં; સંબંધ થયો. દગ્ધ થવા વગેરે-દાઝયા ઉપર મીઠું નાખ્યાથી બળતરા વધારે થાય તેમ એક તો અંતર બળતું હોય તેના ઉપર તારા શબ્દ રૂપી મીઠું નાખી વધારે દુઃખી કરવામાં તું કુશળ છે. જુંદલતા-પરણવા માટે ઘોડે બેસવું તે. મનસ્વી વગેરે-મનમાં આવે તે પ્રમાણે બોલવાનું તમે નક્કી કર્યું છે. ખાંજરે-ખૂણામાં. ખાંજરે નાંખવું-લેખામાં ન ગણવું. પરિજ-નાદિક-નોકર ચાકર વગેરે. અંગોઅંગ......રહ્યાં છે-મારા શરી-રમાં લાહ બળે છે. કાળા તલ ચોર્યા-પાપ કીધાં હતાં. નવીન જાગૃત થવું-એમાંથી નવું નીકળ્યું. દીકરીએ દીવો રહેવો-દીકરીનો વંશ નિર્વંશ જવો. કૂવામાં ઉતારી-ફસાવી. મરચાં લાગવાં-તાનો ચઢવો; ગુસ્સે થવું. એકલી બાવળીયા જેવી-સાવ નિરાધાર; એકલી. કુસુમ-ફુલ. ફૂકો-ખાંગડો. કથિર-હલકી ધાતુ. હેરે આવવું-સેરમાં આવવું, ભુત જેમ સેરમાં આવે છે તેમ. બત્રીસે કૂડે દીવા થવા-નીરાંત વળવી. વિઠ્ઠલ...,વાંશે-ભગવાન સત્યભામાને હેતરશે. લેખામાં-હીસાબમાં, ગણત્રીમાં. નારદવેડા-લડાવી મારવાનો ધંધો. પ્રત્યવાય-અટકાયત, બાધ. ભીષ્મકનંદિની-રૂકિમણી. નંદિની-પુત્રી. ભદ્ર......ભદ્ર-કલ્યાણ થાઓ, કલ્યાણ થાઓ. બ્રહ્મકુમાર-નારદ. અમી દષ્ટિ-મહેર-બાની. આસક્ત-મચેલી. કૃત્યકૃત્ય-કૃતાર્થ, સંતુષ્ટ. રતિરતી-પ્રીતિવાળી. કુડી-ખરાબ, માઠી. ક્રીડા-રમત, ખેલ, સુક્તિ. મતિવરે-ઉત્તમ બુદ્ધિવાળી. અહિત-અકલ્યાણ, ખરાબ. તેજથી ભ્રષ્ટ-તેજ રહિત, નિસ્તેજ.

ચકોરી......શિથિલે-પતિની ગતિ શિથિલ ( મોળી ) પડી જાય છે તો ચકોરી......( પક્ષીની જાત ) દુ:ખી થાય છે. ધવ-ધણી. ધણી દુ:ખી થાય છે, ને તું નિરાંતે ઉંઘે છે, ને માથે પુષ્પ રાખ્યું છે એ શું ! વયસ્યા-બેની રીસનું જાણું-ઘણી, રીસાળ, ક્રોધથી ભરેલી. ક્ષુલ્લક-નિર્માલ્ય. ચંપકકુસુમ-ચંપાનું ફુલ. ભણ્યો વર...જાન-જેમ થવું હશે તેમ, વાત જ પડતી મૂકો. તમારૂં ફુલ મને શા ઉપયોગનું, વ્હાલું. ભેદવચન-મર્મવાળા શબ્દો સાયર-દરિયો. મરજાદા મુકે-હદ છોડે. દરિયા જેવા ગંભીર કહેવડાવી આમન્યા તોડે તો તે ગંભીર શેના. વગર નોતરીયા-તેડા વિના, ગોલ્લા. પ્રલય......મૂકે-વિનાશ કાળે દરિયો પણ પોતાની હદ છોડી દે છે. હેરિયા હેરવા-છાનુંમાનું જોનાર. લટકતી મૂકવી-ગણકારવી નહી. સજળ......છે-સત્યભામા જળ અને કૃષ્ણ વાદળું એ એને છૂટા પાડવાને પવનરૂપી રૂક્મિણીએ વાવુ એટલે યત્ન કરવો તેમા કૃષ્ણની શોભા ઓછી થાય છે. ચપળા-વીજળી જો દેખાવું ન દેખાવું એમા જ ઘનની શોભા રહે છે. પૂર્વોત્તર ચપળાનો ચમકારો-રૂક્મિણી અને સત્યભામા એ બે વીજળીઓની લડાઇ. અંતર વૃત્તિ-મનની ઇચ્છા. પર્યંક-ખાટલો. પાલે પડી-સંબંધ જોડાયો. ચૌદમું રત્ન-લાકડીનો માર ઓપી રહ્યું હોત-સપાટાથી સોળ પડયા હોત. હાડગાળવાં-સોસવાઇ જવું, દુખણુ પડવું. વેરવી-દુશ્મન. વેણબાણ-તીર જેવા બોલ દ્વૈતવાદી-બે સ્ત્રી વાળો. અદ્વૈતગયુ-બ્રહ્મપણું ગયું, એક પત્નિપણું ગયું. કાયા ન વહા-છેતર નહિ. અદ્વૈત......નહા એક પત્નિવ્રતમા નહા (સ્નાન કર, મગ્ન થા). વચલેન પાળે તો એ સ્રીની અસ્થિરતા પણ ચગશે. કામે......સહા-કામથી કાચું સુખ તું ન લે. સાર્યાર્જ-વીખ્યા કરો છો, મેણા મારો છો. હંસલા-મેણા, ટપલા. સમીર-પવન મરાળા-હંસ. ચરાળા-મોતી ચરનારા; હંસ. કરાળા-વિકાળ સ્રી. તોબરો ચડયો-મોઢું ચડયું, ગુસ્સો આવ્યો. મ્હોમા એવું-સમને શોભે એવું, વાજબી.

૮. જ્યારે.....દૈવા-વખતને અનુસરી ચાલવું. ઇશ્વરેચ્છા બલીયસી-ઇશ્વરની ઇચ્છા બળવાન છે. मौनं सर्वार्थ साधनम्-મુગા રહેવું એ બધી મતલબ પારે પાડનારું છે. આહ્લાદજનક-આનંદ ઉપજાવે એવું. સુમન-ફુલ. મધુકણ-મકરંદ; રસ. સ્ત્રવે-રેલાય. આ... શકે-આ તે સુંદર ફુલનો રસ રેલાય છે. કિંશુક-ખાખરો વાસનનું-પીમળ વિનાનું. અનુદિન-હમેશની. મત્તભૃંગ-રસ પીને મસ્ત થયેલો ભમરો. ગુંજે-અવાજ કરે. અકલ-ન કળી શકાય એવી. પરભૃત-કોયલ. ઉપવન.......પ્રેમ તણી-વસંત ઋતુમા બાગમા ફુલ આવેલાં જોઇને મસ્ત ભમરો ગુંજારવ કરે છે તેમ ભાષા રૂપી વાડીની, અંદર કોઇ પ્રેમીની ગુજરાતી ભાષા કોયલની મધુર ભાષા જેવી છે. સુરભી-વસંત ઋતુ. સહકાર-આંબા. સુરભિ......કર્યા-વસંતમા, આંબા, ફાલ્યા છે.. દ્વિજગિ ા-પ્રેમાનંદ બ્રાહ્મણની ભાષા સુડામણી-શોભાયમાન. ધન્ય-, ધન્યવાદને યોગ્ય. વાયન દાને-વાયણાનું દાન. સુપડામાં કંકુની દાબડી, કાંસકી, ને ફળ મૂકી સ્ત્રીઓ દાન આપે છે તે. વ્યંય-છેતરે. લલના. લેવા-દ્રૌપદીનું હરણ કરવા. શકે ભુમિ મેટે-જમીન ઉપર આળોટે છે. માધુર્ય-મીઠાશ. નેપથ્યાભિમુખ-પડદા સામે કૃષ્ણા-દ્રૌપદી. શક્રપરથ-ઇંદ્રિપરથ. પાચાલી-પાંચાલ દેશના રાજાની પુત્રી. આગમ-શાસ્ત્ર. સ્વય......શાપે-પોતાના સુખ ધિકારે.

૯. વનકુળ-ઝાડની છાલ તથા પાદડાનું વસ્ત્ર. અવકૃપા-હત, રાજ્ય ભદ્ર-કલ્યાણ. ભૂસુર-બ્રાહ્મણો. માંત્રિક-મંત્રવિદ્યા જાણનારો. ..વ......પાડવ નિવારી-પાડવોના અસ્ત્રશસ્ત્રો જોયાજ કરતો હતો. અજાતશત્રુ-યુધિષ્ઠિર. નેત્રપલ્લવી વડે-આખના અણુસારાથી તપતપ-ગભરાઇને બોલતા એકનો એક શબ્દ બે વાર બોલાય છે. ગોત્રાદિ-મારૂં કયું ગોત્ર છે તેનો. શંકાસ્પદસ્થાન-શંકાનું સ્થાન જેને વિષે સ્થાન કરી રહ્યું છે એવા. ઉંડા......પેસવાનો-અજાણ્યાને અહીં

રાખી જોખમમાં પડવાનો. કિંકરી-દાસી. વાડવ-બ્રાહ્મણ. શંકાશીલ-શંકાવાળું. મૃગજળ-ઝાઝવાંના પાણી. પાવક-અગ્નિ. કલંક અને શંકાવાળું જીવવા કરતાં અગ્નિમાં નિવાસ કરવો એ સારા માણસે વધારે ઠીક ગણ્યું છે. વામલોચન-વાંકી દૃષ્ટિવાળી સ્ત્રી; દ્રૌપદી. ધરો લાડવો ન થવો-મરી ન જાઓ. યાજ્ઞસેની-દ્રૌપદી. બ્હારી જવું-કાઢી કાઢવો; કમાવું. તરખલાની તોલે-ભાર વજન વિનાનો.

૧૦. સ્વાનુભવ-પોતાનો અનુભવ. વશવર્તી-તાબે. શરમ-શર્મ-સુખ. સમી-જેવી. પૃષ્ટ-પીઠ. યજ્ઞદેન નૈવેદ્ય-યજ્ઞમાં ધરાવવાનું નૈવેદ્ય. મોભાગ્રમતિ-જાડી બુદ્ધિનો; અક્કલ વિનાનો. સુજ્ઞેષુ......વહુના ડાહ્યા માણસને વિશેષ કહેવાનું શું કારણ છે ? મધ્યમુહૂર્ત-યજ્ઞનો નીમેલો વખત. સ્વસ્તિના ઇન્દ્રાં-આશીર્વાદનો મંત્ર. હુંબડાં સજીવન થયા-બ્રાહ્મણો આવી ચડયા. ઇશ્રળ-ઇશ્રાંવાળી કીડીઓ, ગોળ અને ખાંડ મળે ત્યાં અથવા ચોમાસામાં ઉભરાય. આવાહયામિ-બોલાવું છું. પ્રાઘૂર્ણ-પ્હરોણો; મેહેમાન. મફતીઓ-મહેનત કર્યા વિનાનો. યજ્ઞપુરોડાશ-યજ્ઞનું બલિદાન. મખ્યજ્ઞ. આજ્ય-ઘી. માર્જારી મારી ગઇ બિલાડી ખાઇ ગઇ. વિધિનિષેધ-બાધ. શ્રમસાધ્ય-મુશ્કેલીથી મેળવાય એવું. શાખ-આધાર. સયુક્તિક-દૃષ્ટાંત વગેરે યુક્તિથી પ્રમાણ થયેલું. ચોપટ ગોઠવી-યુક્તિ રચી; બાજી માંડી. પાસા......પડે-પોબાર પડે; ધારેલું નીવડે. દાનવીમાયા-રાક્ષસીમાયા. ગુપ્ત......રહે-જેવી રીતે અગ્નિ રાખમાં ઢંકાયેલો રહેલો હોય છે તેમ. સુપ્ત-સુનેલા. કરિઅરિ-સિંહ હલકમાં-હેલામાં; ઘડીમાં. રામ રમતાં-મરણ પામતાં.

૧૧. અભિનય-હાવભાવ. પરિમળ-સુગંધ. સૌગંધિક-એ નામનું કુબેર ભંડારીનું વન. કિન્નરો-દેવોની એક જાતિ. નભમાં-આકાશમાં. કોકનદ-રાતાં કમળ. તારે મન વગેરે-શું અમે અમથા બકબ-

કાટ કરીએ છીએ? વીર્ય—બળ. અગાધ—ઘણું, પ્રબળ. વયસ્યા—સખી. કાટને—લાકડાને. ઉતળા—છીછરાં—છીછરા; ઘણા ઉંડાં નહિ. જે ગતિ વગેરે—જે પ્રમાણે સર્વ માણસની સાથે વર્તવામાં આવે તે પ્રમ વહુની સાથે એટલે દ્રૌપદીની સાથે ભીમ વર્તે તેની બીકથી વાત ક તાણ્યે તુટી જાય—બહુ ખેંચપકડ કર્યાથી બધામાં રહી જવાય વાતનો મેં વિચાર કર્યો છે. સમયોચિત શાસ્ત્ર—જેવો વખત તે પ્રમ વર્તવું એવું શાસ્ત્ર. ઉલ્લંઘન—નાકબુલ. મોરખું—સામાને સારૂં લ કહેવાને બોલવું તે. કુસુમશય્યા—ફુલની પથારી. વાત મારી જશે બાજી બગડી જશે. સુમન—ફુલ. દુર્મિલ—ન મળી શકે એવું. ચાલ ગાડી વગેરે—કોઇએ કહ્યું હોય તેનો ખરા ખોટાપણાનો વિચાર ક વગર તે સ્વીકારી લેવું અને વાત ઉડાવી દેવી એવી સ્થિતિમાં કહેવતનો ઉપયોગ કરવામાં આવે છે. હાથ પગ વગરની—પાયા વિનાન ચઢી જવું—ગુસ્સે થવું. અભિરુચી—ઇચ્છા; મરજી. મૃદંગ—નરઘાં; સાન ખડખડતા ઘુઘરા—ઝણુના ઘુઘરા. મેં કું—મેં કહ્યું; એ વાક્યનું સંક્ષિ રૂપ, તે એવો અર્થ 'મારા મનમાં એમ હતું કે' એવો છે. સ્વેચ્છ પારિતોષ—પોતાની મરજી પ્રમાણેનું ઇનામ સરોજ—તળાવમાં ઉત્પન્ન થએલ કમળ. અસભ્ય—ન મળી શકે એવું. અરવિંદ—કમળ. જીવને જોખમે—પ્રાણ ખોવા જેવી મુશીબત વેઠી. મખ—યજ્ઞ. મદ્ય—દારૂ. સ્નાન સુતક—સ્ને દેવા. ઘરના ભૂવા વગેરે—બોલનાર અને સાંભળનાર એ બેમાં કોઇ પા રહ્યું નથી એટલે બોલેલો બોલ પાછો ખેંચી લેવામાં આબરૂ જવાન નથી. મખમૃગ—મતને માટે હરણ. મરડીઓ—ચુડગર. કુંડી ચુડો વગેરે- અમુક કાર્ય મહા તજવીજે આરંભ કરવામાં આવે તેમાં વિઘ્ન આવે ત્યારે એ કહેવત વપરાય છે. ભાવતું તું વગેરે—એક તો મરજી ન હતી તે તેમાં વળી કંઇ ખાતું મળી આવે એટલે એ કહેવત વપરાય છે. બહુકાણી—બ્રાહ્મણની છોકરી—પટુકાણી—ચતુરાઇ વાળી વાત; લવારો.

૧૨, મોહમયીથી—મોહરૂપી ગાંડ. વસુ—એ નામના આઠ દેવ;

શાપ થયાથી ગંગાને પેટે શંતનુથી જનમ્યા હતા. પુરંદર-ઇંદ્ર. શર્મદ -સુખદાયક. તર્પ્યા-સંતુષ્ટ કર્યા. બાપ......નં'વાયો-જે દીકરો પોતાના પ્રતાપથી બાપથી વધારે પરાક્રમી થઇને બાપને હઠાવે નહિ તો શાંતિ મેળવવામાં તે બાપથી છેતરાયો જાણવું. બીષણ-બીહામણો. ઉન્માર્ગે-અવળે રસ્તે. વાનરવર્ય-વાનરમાં શ્રેષ્ઠ; હનુમાન. નાકપથ-સ્વર્ગનો રસ્તો. વિયત-આકાશ. વિદારવું-ફાડવું. હર્ષઉદધિ-હર્ષરૂપી સમુદ્ર. અનુજ-ભાઇ. આમળ-નિર્મળ. કમાઇ-મેળાપનો લાભ. અંતરાયભૂત થવું-આડા આવવું. સ્વજંઘા-પોતાની જાંઘ. આસ્ફોટન કરવું-થાબડવું. પંચાનન-સિંહ. શાખામૃગો-વાનરા. કદલીવન-જંગલી કેળા. પિંડપોષક-પોતાનુંજ પેટ ભરનારો: જાતરખુ. શૃગાલ-શિયાળ. રવ પૂરે-પડઘો પડે છે; અવાજ કરે છે. લાખેણો......લેવો-મોટા લાભ મેળવવો. મહાકાય-મોટા શરીરવાળો. ધોંઢાં......વાળે-અનુભવી વિના રસ્તો ન બતાવે. હરિ-વાનર. વીજપાતસમાન-વીજળીના પડતાં તેના કડાકા જેવી. ઓકટી-વાળી મુઠી. રક્તવક્ત્ર-રાતા મુખવાળો. ધરા-પૃથ્વી. મતિના વના-હે મતિરહિત. શિષ્ટ-સભ્ય. વધ......સાર્યા-કહે તેં કંઇ મતલબ પાર પાડી છે? વીરહાક-વીરને છાજે એવી બૂમ વારૂ-સારી. વારૂ-અટકાવી શકું! વરિષ્ટ-શ્રેષ્ઠ. પ્રસંગવશાત્-વખત આવ્યે. ક્લેશયુક્ત જ-દુઃખી. લૂટવું-ગબડવું. ઉદધિ......સમો-હનુમાને દરિયાને ગાયના પગલા જેવો ગણ્યો હતો. અબ્ધિ-સમુદ્ર કરપી-કૃપણ, દીન. ચણે-બીયે. લાંગુલ-પૂછડી. પરમેષ્ઠિ-બ્રહ્મદેવ. ઉપહાસ-મશ્કરી. માનમર્દન કરે-હરાવે; અપમાન કરે. રાજિવલોચન-કમળ જેવા નેત્ર-વાળા; રામ. દશકંધર-દશ માથાવાળો; રાવણ. ગુણાનુવાદ-કીર્તન.

૧૩. ધનદ-કુબેર. પડ......સદાવડી-દુઃખ પડતું હોય તો પૂરેપૂરૂં પડ. અશક્તિમાન્ ભવેત્ સાધુઃ બળહીન માણસ એમ જ સંતોષ વાળે કે હું સાધુ છું; સહન કરી બેસી રહે. જીવ પર......બેઠી-પ્રાણ કાઢવા તૈયાર થઇ. ક્યાં......હવચ-ચડતી અને ઉતરતી પંક્તિની

સરખામણી કરતી વખતે એ કહેવત વપરાય છે. કવચ-એ ઝાડ છે. નિમિષમાત્રમાં-આંખના પલકારામા, જોતાં જોતાંમાં. લૂટયા......ભય-આપણું બગડયું.

૧૪. પક્ષિતિયક્ષાધ્યક્ષ-તલાવડીનો ઉપરી રક્ષક. સરત-ભાન. તૃણતુલ્ય-ઘાસના જેવા; હિસાબમાં નહિ. બદરીવન-હિમાલય પર્વત ઉપરની જગા. બિસપ્રસૂત-કમળ. નગઝરણ-પર્વતમાના ઝરણ. ભૂત-ઉત્પન્ન થએલો પદાર્થ.

૧૫. ક્ષમાધર-ક્ષમાગુણવાળા. લીલા-ગમ્મત. ધરણીતલ-પૃથ્વી ઉપર. યનિ-વાહન, વિમાન. અપરિમિત-અત્યંત. બાંદીઆ...... મરો-નોકરો. પ્રિયસુદર્શન-( પ્રિય-અર્જુન સુ-દેવ ) અર્જુનનાં અને કુબેરનાં દર્શન થયા. અનુકંપા-દયા. પારમાર્થિક-પરલોક સંબંધી. આર્થિક-આ લોકના વ્યાવહારિક અર્થ સંબંધી. ભારતવાકય-નાટય શાસ્ત્રના મુખ્ય આચાર્ય ભરત મુનિનું કરેલું વાકય. આર્યાવર્ત્ત-ભરત-ખંડ. અખિલ-આખા. મૃતપ્રાય-મૃત્યુ પામ્યા જેવી.

૧૬. કાલક્ષેપ-વખત ગુમાવવો તે. इदं तृतीयं-આ ત્રીજું; ન-વી ભાંજગડ. ટુવાય-ઉરાદાય. ખડખડતું આપો-રજા આપો, વિદાય કરો. નરાતાળ-તદ્દન, સાવ. ભૂમિ......ભારી છે-પૃથ્વી પર બોજો છે. પ્રાજ્ઞ-પંડિત. ઇંદ્ર ગોપ-પરમેશ્વરની ગાય, હરિયાળી જમીનમાં પીળા રંગની ભાત. વિયત......વહંત-અસંખ્ય પક્ષીઓ આકાશમાં ઉડે છે. અસુધર-બળવાન. પરશામાં-સ્પર્શમાં, આલિંગનમાં. શુચિ-પવિત્ર.

૧૭. રોધ-અટકાવ. વિહીન-વિના, વગર. આર્તનાદ-કારમી ચીસ. સચીવ-પ્રધાન. શાર્દૂલી......ધારે-વાધનું મુખ જ કાઢી નાખું. ઉપસ્કર-સાહિત્ય. અતિથિપણું-પરોણા ચાકરી. શરસંધાણ-બાણનું તાકવું તે. યાતુધાનો-રાક્ષસો. હર્ષંડયા-લડયા. વયધર-પ્રાણી માત્ર.

અઋણી—દેવાદાર નહિ. દુર્ધર—ન ધારણ કરી શકાય એવો ઉપમર્દ—અવગણના. રુજા—દુઃખ. અસુ—પ્રાણ. સ્વેચ્છા......ઇચ્છા પ્રમાણે ચાલવા. વપુ—શરીર. પોતે જમ્યા એટલે આખી દુનિયા જમી. વકરાયેલો—ખીજવાયલો. સ્વાધાયન—પોતાનું અધ્યયન, પાઠ. સમ્યક—રૂડે પ્રકારે. અસુધારી અનેરા—પ્રાણ ધારણ કરનારા કોઇ પણ અવયવ. ત્રાતા—રક્ષણ કરનાર. ત્રાણ—રક્ષા. વડવાગ્નિ—અગ્નિ, એક જાતનું પ્રાણી. શાપાગ્નિ—શાપરૂપી અગ્નિ. જ્યા—પણછ. ( ધનુષ્યની ) કર્ત્રિ-મપણું, દગો. શ્વનિ—કુતરી. અડદાળો—ધાણ, મેંચો. કાળ કાઢવા—જીવવું.

૧૮. મૂષક—ઉંદર. ડોલાવી......પડશે—લાકડીના મારથી ઉંચો નીચો થશે. બુદ્બુદ—પરપોટો. ઉપજે......મુદા—મનનું ધાર્યું જો પાર પડે તો આનંદ થાય છે. મુદા—હર્ષ, આનંદ. અભિનય—ચાળા. નાહાવું......પડે—તેને શી આપદા છે? ફેરવી બાધવું—વાત પલટાવવી છે.

# અભિપ્રાય.

૧ "પ્રેમાનંદની પ્રસાદી" ના ફરમા મળ્યા છે. વખતનો આવો સદુપયોગ થાય છે તે જાણી બહુ રાજી થયો છું. પુસ્તકનું નામ બહુ સારૂં પસંદ કર્યું છે. ટીકા તથા પ્રસ્તાવના વાંચવાનો મને પ્રસંગ મળ્યો નથી. આપણી જૂના ગુજરાતી કવિઓને આવી Hand Books મારફતે જેમ બને તેમ લોકોમાં વિશેષ જાણીતા કરવાની ઘણી જરૂર છે, અને તેમા પ્રેમાનંદ એ તો સૌનો શિરોમણિ છે એટલે એને માટે એ ધાટી પર જેટલું થાય તેટલું થોડું ગણાય. એવા શુભ કામને માટે તમે જે આ પગલું ભર્યું છે તે માટે તમને ધન્યવાદ આપું છું, અને આશા રાખું છું કે તમને દરેક જગાએથી સારૂં ઉત્તેજન મળશે.

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
એમ, એ; એલએલ, બી.

---

૨ "પ્રેમાનંદની પ્રસાદી" નાં ફૉર્મ તમે મોકલ્યાં તે પહોંચ્યાં છે. પ્રેમાનંદનાં રસિક તથા સુપ્રસિદ્ધ પુસ્તકોમાંથી શાળોપયોગી ફકરાઓનો સંગ્રહ વિવેચન અને ટિપ્પણ સાથે પ્રસિદ્ધ કરવાની તમારી યોજના સારી છે. જુના કવિઓના લખાણમાથી સારા સારા ભાગ પસંદ કરી એ પ્રમાણે પ્રસિદ્ધ કરવાથી વિદ્યાર્થીઓને જુના સાહિત્યમાં પ્રવેશ કરવાની સુગમતા થશે. પુસ્તકને અંતે ટીકામાં દરેક ફકરો કયા પુસ્તકમાંથી લીધો છે, તથા તેમાં શો પ્રસંગ છે, તથા કયા અંશમાં વિશેષતા છે એ દર્શાવવું એવી મારી સૂચના છે.

રમણભાઇ મહીપતરામ નીલકંઠ.
બી. એ; એલએલ, બી.

---

૩ શાળાખાતાએ દરેક ધોરણમા ગુજરાતી દાખલ કર્યું એટલે દરેક શિક્ષક જોવા લાગ્યો કે પોતાના ધોરણ માટે કઇ ચોપડી નીમવી; એ માટે જોઇએ એવી ચોપડીઓની કેટલી બધી અછત છે તે ત્યારે માલુમ પડયું. આ અછત સમજતા પ્રથમ રા. રા. હિમતલાલ અંજારિયાનું "કાવ્યમાધુર્ય" પ્રકટ થયુ, ને એ પછી બીજા સંગ્રહો પ્રકટ થયા છે. પણ એવા ટુંકાટુકા ફકરાઓના સંગ્રહ કરતા એક મોટા કર્તાને લગતો એક સંગ્રહ એવા પુસ્તકો હોય તો તે એ કર્તાનો વિદ્યાર્થીઓને સારો પરિચય કરાવી શકે એ દેખીતું છે. આ દૃષ્ટિથી તમારા "પ્રેમાનંદની પ્રસાદી" ના સંગ્રહને આવકાર દેતા આનંદ થાય છે.

બલવંતરાય કલ્યાણરાય ઠાકોર બી. એ.

---

૪ Premanand stands in Gujrati Literature at the top of all poets, and a selection from his writings, with explanatory notes, in a cheap and popular form, cannot fail to be useful. Mr. Bhanusukhram's attempt to thus extend the wide popularity of a poet who has already become popular, deserves praise and encouragement. The introduction to the book is written in a very simple and lucid style, and betrays the clear grasp which the writer has acquired over his subject. The notes, too, are very helpful, and altogether he has turned out a work which is greatly creditable to him.

*Modern Review.*

૫ "......તમે કરેલો સંગ્રહ બહુ સારો છે. તમે નાટકોના કર્તૃત્વનો સવાલ નોંખો રાખ્યો છે તે ઠીક કર્યું છે. એનો નિર્ણય કરવાનું એક શાળોપયોગી સંગ્રહ ગ્રંથમાં બની શકે નહિ. ઉપોદ્‌ઘાતમાં કેટલીક હકીકત ટૂંકમાં આપી છે તે વાંચનારને ઉપયોગી થશે એમ ધારૂં છું."

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ.

---

૬ "......તમારૂં પુસ્તક જોતાં જણાય છે કે " મિડલ સ્કુલ " ને ' હાઇસ્કુલ ' ના ૪ થા કે ૫ મા ધોરણ સુધી ઘણું ઉપયોગી થઇ પડશે. એ પુસ્તક જોઇ હું રાજી થયો છું ને એવાં પુસ્તકોની હાલ જરૂર છે."

કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ.

---

૭ "......વિદ્યાર્થીઓને માટે કરેલો આ સંગ્રહ ઘણાં મોટી ઉમરનાં નરનારને પણ પ્રેમાનંદ ભણી વાળશે. લગભગ અપ્રસિદ્ધ જેવા દશમમાંથી પુષ્કળ અવતરણો લઇ તે ભણી સહુનું લક્ષ ખેંચ્યું છે તે સારૂં કર્યું છે. ઉપોદ્‌ઘાત અને ટીકા વિદ્યાર્થીઓને માટે તમે લખ્યાં છે છતાં અન્ય વાંચનારને યે તે સરળતા કરી આપશે. ગુજરાતના સર્વોત્તમ કાવ્ય ભંડાર ભણી ગુર્જર કવિતાના અભ્યાસીઓનું ધ્યાન દોર્યું છે એ જ તમારા આ સંગ્રહની મ્હોટામાં મ્હોટી સાહિત્યસેવા ને જનસેવા છે."

ન્હાનાલાલ દલપતરામ કવિ એમ. એ.

---

૮ " ....આવા આવા પુસ્તકોની ઘણી ખોટ છે. તમે જે મહેનત લીધી છે ને આવું સસ્તુ પુસ્તક બહાર પાડયું છે તે શ્રણું સ્તુત્ય છે. હું ધારૂ છુ કે એનો ઉપયોગ ઘણો થશે જ. "

છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ.

---

૯ "......તેના અમૃતપ્રવાહમાંથી તમે ધીરજથી ડહાપણ વાપરીને જે પદાર્થો ગુર્જર પ્રજા આગળ મૂક્યા છે તેને હું મૂલ્યવાન મોતી અને રમણીય રત્નોની ઉપમા આપું છું. મને આશા છે કે આપના પુસ્તકને મુંબાઇનું તથા વડોદરાનું કેળવણી ખાતુ વિદ્યાર્થી વર્ગમાં ફેલાવો પામે એવું ઉત્તેજન આપશે અને મને વિશ્વાસ છે કે આપણા લોક સમૂદાયમાં તે પ્રિય થઇ પડશે. "

• ગણપતરામ અનુપરામ ત્રવાડી.